કરતા, એવું જ અદ્દભુત સેવાકાર્ય મેકણુ દાદાના આ લાલિયા અને મોતિયાએ માથે લઈ લીધું.

લાલિયાની પીઠ પર છાલકામાં ઠંડા પાણીનાં બે માટલાં બંને બાજુએ મૂકવામાં આવતાં. ઉપર દોરીથી બાંધેલો એક પ્યાલો પણ મૂકવામાં આવતો. આટલી તૈયારી પછી આ બંને મૂંગા મિત્રો જલતા રણુની અંદર ઝુકાવી દેતા. મોતિયો આગળ અને લાલિયો પાછળ, આગ વરસતા રણ વચ્ચે ભટકી રહેલા તરસ્યા મુસાફરોને શોધવાને આ બંને બિરાદરો નીકળી પડતા. મોતિયો જે કોઇ માણુસને જોતો તે તરફ લાલિયાને દોરી જતો. ઝડપથી ચાલતા આ ભાઇબંધો પેલા તરસ્યા મુસાફર પાસે પહોંચી જતા. અચાનક આવી પડેલું ઠંડું પાણી જોઈ મુસાફરના હર્ષનો પાર રહેતો નહિ. તે નિરાંતે પેટ ભરીને પાણી પીતો અને જાણે નવા જન્મમાં આવ્યો હોય એટલો આનંદ અનુભવતો.

મેકણુ દાદાની પ્રેરણાથી લાલિયા અને મોતિયાએ જન-સેવાનું આ ઉત્તમ કાર્ય ઉપાડી લીધું હતું. આ કાર્ય આ પ્રાણીઓ સિવાય બીજા કોઈથી થઈ શકે એવું ન હતું. કોઇ માણુસ આવી રીતે પાણી લઈને સળગતા રણુ વચ્ચે રખડવા માંડે તો ભાગ્યે જ તે પોતાને ઘેર પાછો ફરી શકે. માણુસો ન કરી શકે એવી મહાન સેવા આ ઉભય દોસ્તો દાદાની આજ્ઞામાં રહીને બજાવી રહ્યા હતા અનેક માર્ગ ભૂલેલા માનવીઓ અને તૃષાતુર પ્રવાસીઓના પ્રાણુ આ ચતુર જાનવરોની જોડ-લીએ ઉગારી લીધા હતા. મરતા મુસાફરો માટે એ જાણે રણુના ફિરસ્તા બની ગયા હતા.

લાલિયા અને મોતિયાને દાદા ભુજ પણ મોકલતા. ભુજની ગાદી પર આ વખતે મહારાઓશ્રી દેશળજી પહેલા બિરાજમાન હતા. મહારાઓશ્રી પોતે મેકણ દાદાના શિષ્ય હતા. દાદાને કોઈ પણ ચીજની જરૂર પડતી તો તે ચિઠ્ઠીમાં લખીને તેને મોતિયાની ગરદને બાંધી દેતા આ બન્ને જાનવરો ઝડપી ગતિએ ભુજ પહોંચી જતા. ભુજ–રાજમહેલના દરવાજા પાસે આ બન્ને પ્રાણીઓ ઊભાં રહેતાં. દરવાનો એમને જાણતા હોવાથી તરત જ મોતિયાના ગળામાંથી ચિઠ્ઠી છોડી લઈને દરબારમાં પહોંચાડી દેતા.

દાદાએ મંગાવેલી તમામ ચીજો લાલિયાની પીઠ પર લાદવામાં આવતી. પીઠ પર સામાન બંધાઈ જતાં તરત જ આ બન્ને મિત્રો ત્યાંથી ચાલી નીકળતા અને દાદા પાસે હાજર થઈ જતા.

એવી જ રીતે ભુજના મોદીઓ પાસેથી પણ દાદા જોઈતો માલ મંગાવી લેતા. લોડાઈથી સાંજે નીકળી અંધારા કે અજવાળાની જરા યે દરકાર કર્યા વગર સવારમાં આ બન્ને દોસ્તો ભુજ દાદાના અખાડામાં પહોંચી જતા અને ભુજથી પાછા સાંજે રવાના થઈ વહેલી સવારે દાદાની સેવામાં દાખલ થઈ જતા.

લાલિયા અને મોતિયાની આ જોડલી કચ્છના ઇતિહાસમાં અજોડ અને અપૂર્વ છે. લાલિયાનાં વખાણ કરતાં મેકણ દાદા ધરાતા નહિ. એ કહેતા કેઃ—

> લાલિયો મુંજો લખણવંતો, ભાએં જેડા ભા
> ઘણા મુછારા ગોરે ફગાઈયાં,
> મેકણ ચે લાલિયે જે પુચ્છ મથા.

મારો લાલિયો મહા લક્ષણવંતો છે. એ ભાઈઓ જેવો જ ભાઈ છે. મેકણ કહે છે કે, ઘણા મૂછાળા મર્દો એના પૂછડા પરથી ઓવારીને નાખી દઉં એવો એ ઉત્તમ છે.

## ધ્રંગની ધરતીમાં

લોડાઈમાં બાર વર્ષની બીજી ધૂણી પૂર્ણ થતાં દાદાએ તેને સમેટવા માંડી. પશ્ચિમ–ભૂમિ તરફ ધૂણીને ખસેડી જવાનો દાદાનો વિચાર હતો. પણ તે ક્યાં લઈ જવી, તે બાબત હજી તેમણે કંઈ ચોક્કસ નિર્ણય કર્યો ન હતો. સ્થિરવાસ એમને ગમતો નહિ. 'વહેતાં પાણી નિર્મળાં'નો સિદ્ધાંત એમણે રગેરગમાં ઉતારી દીધો હતો.

લોડાઈની ભૂમિને વંદન કરી દાદા ત્યાંથી વિદાય થયા. ગામ આખાના લોકો એમને વળાવવા માટે એમની સાથે ચાલવા લાગ્યા. દાદાની વિદાયથી ગામનો આત્મા જાણે ઊડી જતો હોય એવું સૌને લાગતું હતું.

ધ્રંગ અને લોડાઈ વચ્ચેની સરહદ આવતાં દાદા ત્યાં ઊભા રહ્યા. લોકોને હવે પાછા ફરવાની તેમણે સૂચના કરી. દાદાને છોડીને પાછા ફરતાં કોઈના પગ ઊપડતા ન હતા. બારબાર વરસના દાદાના અખંડ સહવાસનો આજે અંત આવતો હોવાથી સૌની આંખો ભીની થઈ ગઈ હતી. લોક-સેવાના એમના સિદ્ધાંતે જનતાના હૃદયમાં એમને ઉચ્ચ સ્થાન અપાવ્યું હતું. આ કારણથી દાદાથી વિખૂટા પડતાં લોકોનાં હૃદય રડી રહ્યાં હતાં.

મનને કઠોર કરી દાદાના આગ્રહથી લોડાઈની જનતા પાછી ફરી. દાદા ધ્રંગ તરફ ચાલતા થયા.

ધ્રંગના પાદરમાં દાદાનો પગ પડતાં જ ગામલોકો સામે આવ્યા અને એમને રોકાઇ જવા આગ્રહ કરવા લાગ્યા. દાદાનો વિચાર ધ્રંગમાં રોકાવાનો ન હોવાથી એ તો પોતાની ધારણા પ્રમાણે આગળ વધવા લાગ્યા.

ધ્રંગમાં આ વખતે પ્રેમાંબા નામે રાજપૂત જાતિનાં એક ભાવિક બહેન રહેતાં હતાં. એમના કુંવર ખેંગારજીને ત્યાં થયેલ પુત્ર-જન્મને તે દાદાના આશીર્વાદનું પરિણામ માનતાં હતાં. આથી પ્રેમાંબા મેકણ દાદાનાં પરમ પ્રશંસક અને પૂજક બની ગયાં હતાં. આજે એમના કુંવર ખેંગારજી ભુજ ગયેલા હોવાથી બા પોતે ઓજલ-પડદાનો ત્યાગ કરી દાદાને વિનતિ કરવા આવી પહોંચ્યાં.

લોકો દાદાને આગ્રહપૂર્વક રોકી રહ્યા હતા અને દાદા આગ્રહપૂર્વક આગળ વધતા હતા. હજુ દિવસ ઘણો હતો. બીજે ગામ પહોંચી શકાય એટલો વખત હતો. દાદા લોકોને સમજાવતા ધીમે પગલે ચાલતા જતા હતા. એટલામાં પ્રેમાંબા આવી પહોંચ્યાં.

બાએ પણ દાદાને પગે પડી એમને રોકાઇ જવા અરજ કરી, પણ દાદા તો મક્કમ હતા. એમનાં પગલાં આગળ વધતાં અટકતાં ન હતાં. આ જોઇ પ્રેમાંબાને દુઃખ થયું. એમની આંખોમાંથી આંસુઓની ધારાઓ ચાલવા લાગી. એમણે અતિ

આર્દ્ર હૃદયે દાદાને વિનવતાં કહ્યું કે, 'દાદા ! પ્રંગ છોડી જાઓ તો તમને રામ-દુહાઇ !'

પ્રેમાંબાના દર્દપૂર્ણ દિલમાંથી નીકળેલાં ઉપર્યુક્ત વચનોએ દાદાના પગો થંભાવી દીધા. લોખંડની જંજીર તોડવી સહેલ છે, પણ પ્રેમનો કાચો ત્રાગડો તોડવો મુશ્કેલ છે. દાદા પણ પ્રેમાંબાના પ્રેમભરેલા શબ્દો પાસે નમી પડ્યા. એમણે ચોથી ધૂણી પ્રંગમાં જ તાપવાનો નિશ્ચય કરી લીધો. 'પ્રંગ છોડી જાઓ તો રામ-દુહાઇ !' આ અતિ ગૂઢાર્થભર્યા શબ્દનો વિચાર કરતાં દાદાનું મન પણ ઘડીભર ચકડોળે ચડી ગયુ.

પ્રંગની જનતાનો ગગનભેદી હર્ષનાદો વચ્ચે દાદા પાછા ફર્યા. લોકોનાં અંતર આનંદથી નાચવા લાગ્યાં. પ્રેમાંબાના હર્ષનો પાર રહ્યો નહિ.

દાદાને આશ્રમ માટે એક સુંદર સ્થાન અર્પણ કરવામાં આવ્યુ ત્યાં દાદાની ધૂણીની સ્થાપના કરવામાં આવી. ગામના લોકોએ ઘણા જ પ્રેમથી દાદાને તમામ પ્રકારની સગવડ કરી આપી. દાદાએ નિત્યનિયમ પ્રમાણે પોતાનું કાર્ય ચાલુ કરી દીધું. એમનો અખાડો સાધુસંતો અને અભ્યાગતોથી ઊભરાવા લાગ્યો. એકતારા અને મંજીરાના તાનમાં ભજનોની ઝકોર જામવા લાગી. ગામના લોકો દાદાની દિવ્ય વાણીનો લાભ લેતા આત્મસંતોષ અનુભવવા લાગ્યા.

## ચારણ પૂનરાજ

પૂનો એક ચતુર ચારણ જુવાન હતો. વાગડના સુદાણા ગામનો એ રહેવાસી હતો. પોતાના નાનકડા ગામમાં રહી, એકાદ બે ખેતરના કટકા પર પોયરો કરી એ પોતાનું ગુજરાન ચલાવતો. સાધારણ બળદોની એક જોડ એણે રાખી હતી. પણ આ જોડીનો એક બળદ કેટલાક દિવસથી ખોટો બની ગયો હતો. એક ગામથી બીજે ગામ જતાં એ રસ્તામાં અનેક વાર પોતાના શરીરને જમીન પર પટકી પાડતો હતો. દશ ગાઉનો રસ્તો કાપતાં એ વીસ વાર બેસી જતો. પૂનાની અનેક કરામતો પછી એ મહા મુશ્કેલીએ ઊભો થતો. ગામના લોકો હવે પૂનાના આ બળદને બરાબર પિછાની ગયા હતા. પૂનાના ગાડા પર ગામતરે જતા તેના તો ભોગ જ મળતા. આથી એનું ગાડું ભાગ્યે જ કોઇ ભાડે લઇ જતું. આથી પૂનાને આખું વરસ પોતાના ખેતરોના કામકાજમાં રોકાઇ રહેવું પડતું. બારે માસ તનતોડ મહેનત કરતાં છતાં એ માંડમાંડ જીવનના બે છેડા ભેળા કરી શકતો. જ્યાં પેટપૂરતા પાકના જ સાંસા હોય ત્યાં સારા બળદોની જોડ પણ શી રીતે લઇ શકાય? આમ પૂનો આ ખોટા બળદની રોજરોજની માથાકૂટના ત્રાસથી ત્રાસી ગયો હતો. છતાં તે જેમ તેમ કરીને પોતાનું સંસાર-શકટ ખેંચી રહ્યો હતો.

ઉનાળાનો વખત હતો. આજ સવારથી જ વાગડનો સૂર્ય જાણે આગ વરસાવી રહ્યો હતો. વાગડની ધગધગતી લૂમાં બળદો પણ બપોર પછી કામ કરવાને અશક્ત બની જાય.

આ કારણથી ખેડૂતો રાત્રિના સમયમાં તથા સવારના ભાગમાં જ ખેતરોમાં ખેડનું કામ કરી શકે. પૂનો આજ વહેલી સવારથી પોતાનું ખેતર ખેડવાના કામમાં લાગી ગયો હતો. આજે તો ખોટા બળદે પોતાની ખોટાઇ કરવામાં ખંગ વાળ્યો હતો. પૂનો પૂછડાં મરડી મરડી થાકી ગયો હતો. બળદ જ્યારે બેસી જતો અને કેમે કરતાં ઊઠતો નહિ ત્યારે પૂનો એના મોઢા પર દોરડીનો મજબૂત બંધ દાબીને બાંધી દેતો. આથી બળદને શ્વાસ લેવામાં મૂંઝવણ થતી અને એ મૂંઝાઇને ઊભો થઈ જતો. બળદ ઊઠીને ઊભો થતો, એટલે પૂનો વળી તેને હળમાં હાંકવા લાગી જતો. થોડુંક ચાલતાં જ બળદ પાછો ઢગલો બનીને બેસી જતો. આજે તો બળદ પણ જાણે વાદે ચડ્યો હતો. પૂનો એને ઉઠાડીને કંટાળી ગયો હતો. ખોટા બળદની ખોટાઈના ત્રાસથી એ 'હાય!' પોકારી રહ્યો હતો.

રોટલાટાણું થઇ ગયું હતું. હવે ખેતરમાં હળના બે ચાર આંટા દેવા જ બાકી હતા. પૂનો બળદને બલકારતો બલકારતો એની પીઠ થાબડતો અને માથે હાથ ફેરવતો, ફોસલાવી ફોસલાવીને હાંકી રહ્યો હતો. એટલામાં વળી એક વાર બળદ ધબ દેતો બેસી ગયો. પૂનો એને પગની એડી લગાવી, ડચકારા કરવા લાગ્યો અને પૂછડું મરડી ઉઠાડવા લાગ્યો. પણ બળદે તો હવે ઊઠવાના જાણે સોગન લીધા હતા. એ તો ગરદનને જમીન પર લબડાવી આંખો મીંચીને મરી ગયા જેવો થઇ પડી રહ્યો. પૂનાએ વિચાર્યું કે, માત્ર ડચકારા કરવાથી હવે એ ઊઠે તેમ નથી. એટલે એણે એનો રામબાણ ઉપાય હાથમાં લીધો. બળદને ઉઠાડવાનો આ જ એક એની પાસે

અચૂક ઈલાજ હતો. રાસની દોરડી વડે એણે બળદનું મોઢું બરાબર મજબૂત કરીને જકડી લીધું.

બરાબર એ જ વખતે કડલાં અને કાંબીઓના ખણખણાટ સાથે એની યુવાન ચારણિયાણી દેવલ દૂરથી આવતી દેખાઇ. એને માથે ભાતનો મોટો સૂંડલો હતો. સૂંડલામાં બળદો માટે ખાણ અને ચારણ માટે છાશ-રોટલા હતા. સૂંડલો ભારે હતો. એ જ વખતે ચારણ યુવતીને ચાલતાં ચાલતાં પગે કાંટો વાગ્યો. કાંટો કાઢતા સૂંડલો આડો થઇ જવાથી અંદરનો છાશનો પાળિયો ઊથલી પડ્યો અને છાશ ઢોળાવા લાગી. ચારણિયાણીએ માથા પરનો સૂંડલો ઉતારવા ચારણને દૂરથી હાકલ કરી એકાએક ચારણિયાણીની હાકલ સાંભળતાં બળદને એમ જ પડતો મૂકીને પૂનો તરત ત્યાં દોડી ગયો. ચારણિયાણીએ ઢોળાઇ રહેલી છાશ બતાવીને ભાતનો સૂંડલો ઝટ ઉતારવા કહ્યું ચારણે એ સૂંડલો નીચે ઉતરાવ્યો અને ચારણિયાણીના પગમાંથી શૂળ વડે જ શૂળનો કાંટો ખેંચી કાઢ્યો. કાંટાનું દુઃખ દૂર થતાં ચારણિયાણી આડોશ-પાડોશની વાતો ચલાવવા લાગી. આમ થોડો વખત વીતી ગયો. ત્યાં પૂનાને મોઢું બાંધી રાખેલા બળદની યાદ આવતાં જ તે ચોંકી ઊઠ્યો. એણે એકદમ બળદ તરફ દોટ મૂકી

' બળદના આકસ્મિક મૃત્યુએ પૂનાનું હૈયુ વલોવી નાખ્યુ. એ પોતાની ગફલત પર હજાર શાપ વરસાવવા લાગ્યો. મૂક પશુના મૃત્યુનો દુઃખદાયક દેખાવ પૂનાના જીવન-પલટાના પગથિયા સમાન બની ગયો. પાપના પશ્ચાત્તાપમાં પૂનો હાથ પંછાડવા લાગ્યો. એના સંસારમાં તો આ પ્રસંગ દુકાળમાં અધિક માસ જેવો બની-ગયો.

પૂનો ચારણ પ્રથમથી જ એક ભાવનાશીલ ભક્ત હતો. હાથે કરીને નીપજાવેલા બળદના મૃત્યુએ પૂનાના અંતર પર ભારે ચોટ લગાવી દીધી. ગૌપુત્રની હત્યાનું પાપ આમ અણુધારી રીતે આવી પડતાં તે હતાશ બની ગયો. નિરાશ હૃદયે અને ગમગીન વદને તે ચારણિયાણી તરફ પાછો ફર્યો અને બોલ્યો—

"દેવલ! આજ તો ગજબ થઈ ગયો!"

"કેમ, વળી શું થયુ?" દેવલે પ્રશ્ન કર્યો.

"ગૌનો પુત્ર મરણ પામ્યો!"

"અરે એટલી જ વારમાં? અને એનું કારણ?"

"કારણ? કારણ મારી મૂર્ખાઇ દેવલ! આજે તો એ એવો હઠીલો બની બેઠો હતો કે મારે જકડીને એનું મોઢું બાંધી લેવું પડયું. ત્યાં તો તેં એકાએક હાકલ પાડી. ઉતાવળમાં ને ઉતાવળમાં હું એને એ જ સ્થિતિમાં છોડીને તારી પાસે આવ્યો અને તારી વાતોમાં ભાન ભૂલી ગયો."

અરરર! પણ તને પહેલેથી જ એનુ મોઢું છોડતાં શું થતું હતું?"

"તું સમજી નહિ? તેં મને રાડ પાડી ને! એટલે. હું જાણું તને કોણ જાણે શુંયે થઇ ગયું? તેં મને હાકલ કરીને ભડકાવ્યો અને હું એ મૂંગા જીવને ભૂલી ગયો."

"ગજબ કર્યો! કેવો ગમાર! પૂના તારે માથે તો ગૌહત્યા જેવું ગંભીર પાપ તૂટી પડયું."

"પણ તેં મને હાકલ કરી ન હોત તો એ મરત નહિ. આ હત્યામાં તો અર્ધી ભાગીદારી તારી પણ ખરી!"

"એમાં મારી ભાગીદારી શાની? પાપ તો કરે તે જ ભોગવે!"

"અરે, તારો ભાગ તો પહેલો! ખરી વાત તો એ છે કે તારે લીધે જ એ મુઓ છે!"

"પૂના! તું બેવકૂફ થા મા! ચારણિયાણી જરા કડક બની. તારે હાથે થયેલું પાપ તો તારૂં જ ગણાય. મને તેની સાથે શી લેવાદેવા?"

ચારણિયાણીના શબ્દોએ પૂનાના અંતર પર "દાઝયા પર ડામ" જેવી અસર કરી. તે ગૂમસૂમ બની ઊભો રહ્યો.

"હવે થયુ તે થયુ. ચાલ રોટલા ખાઇ લે! ઠરી જાય છે." દેવલ બોલી.

"દેવલ! મારે ખાવું નથી."

"કેમ નથી ખાવું?"

"બસ! બહું ખાધું પીધું અને મોજમઝા કીધી."

"અને હવે?"

"હવે તો હરિ ઈચ્છા!"

"એટલે?" ચારણિયાણી હવે વ્યગ્ર બનવા લાગી.

"એટલે તો ઠીક, પણ આ એક બળદે કંઈ કામ ચાલવાનું છે?" પૂનાએ વ્યગ્ર થતી ચારણિયાણીના મનનું સમાધાન કરવા વાત ફેરવવા માંડી.

દેવલને પણ જણાયું કે ખરેખર, આ તો મોટી મુશ્કેલી ઊભી થઇ.

"ત્યારે હવે શું કરીશું પૂના! બળદ વગર કેમ ચાલશે?"

"એક ઉપાય છે."

"કયો ઉપાય છે?"

"મને લાગે છે કે આપણે બંને તારા માવિત્રે ચાલીએ. થોડો વખત ત્યાં રહી તારા બાપ પાસેથી એક બળદ માગી લાવીએ." પૂનાએ નવી રચના રચવા માંડી.

"બરાબર મારા બાપ પાસે બળદોનો તોટો નથી."

ચારણિયાણીને આ યોજના પસંદ પડી. આ રીતે માવિત્રોને ઘેર ફરી આવવાનું પણ બનશે અને બળદ પણ મળશે, એમ ધારી દેવલ તો મનમાં રાજીરાજી થઇ ગઈ. બંને પતિ-પત્ની એક નિશ્ચય પર આવી ગયાં. પૂનાએ એ દિવસે ખાધું નહિ.

બીજે જ દિવસે વહેલી સવારે પૂનો અને દેવલ પોતાના ગામથી ચાલતાં થયાં. સાંજ પહેલાં જ બંને દેવલના માવિત્રોના ગામમાં આવી પહોંચ્યાં.

દીકરી–જમાઇને આમ અચાનક આવેલાં જોઇ સાસુ–સસ-

રાને નવાઈ લાગી. પૂનાએ એમને બનેલ વાતથી વાકેફ કરી સઘળી હકીકત સમજાવી. પૂનાની સમજાવટથી સાસુ-સસરાના મનનું સમાધાન થયુ. એમણે એક સારો બળદ આપવાની કબુલાત પણ આપી.

પણ પૂનાના મનમાં તો એક અનેરી ઘટના ઘડાતી હતી. આખો સંસાર એને હવે સ્વાર્થમય સમજાઇ ગયો હતો. એનું હૃદય વિશ્વની વ્યવહાર જાળમાથી વછૂટી ગયુ હતું.

સાંજ પડી. દેવલને એકલી પડેલી જોઇને પૂનો તેની પાસે પહોંચી ગયો.

પૂનાએ પાંચ કોરી દેવલના પગ પાસે મૂકી દીધી.

"આ શું કરે છે પુના!" દેવલ ચમકીને બોલી ઊઠી

"બસ! બહેન! એ તારા કાપડાની! મારી આશા હવે છોડી દેજે!"

દેવલને પગ નીચે ધરતીકંપ થયો હોય એવું થયુ. એનું માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યુ. માથે હાથ દઈ એ જમીન પર બેસી પડી. એની આંખે અંધારાં આવી ગયાં. આંખ ઉઘાડીને જુએ છે, તો પૂનો અલોપ! હવે શુ કરવું? કયાં જવું? મસ્તાની દેવલ મૂંઝાઇ પડી. એને એની ભૂલ સમજાઇ. પણ હવે શુ થાય? હવે તો તીર વછૂટી ગયુ હતું.

આખું ચારણ કુટુંબ અચાનક ગમગીનીના વાતાવરણમાં ઘેરાઇ ગયુ. પૂનાને માટે ચારે તરફ શોધ-ખોળ ચાલવા લાગી.

પૂનો ત્યાંથી સીધો તીરની માફક છૂટીને મેકણ દાદાના

અખાડામા ધ્રંગ પહોચી ગયો. દાદાનાં ચરણોમાં તેણે તમામ હકીકત વ્યક્ત કરી. પૂનાના અંતરની શુદ્ધતાની દાદાએ તરત કસોટી કરી લીધી. એના અંતર પર લાગેલ વૈરાગ્યના રંગનુ કારણુ પણુ સ્પષ્ટ અને સચોટ હતું. પૂનો ચારણ સર્વ રીતે સુયોગ્ય જોવામાં આવતાં દાદાએ તેને ઘણીજ ખુશીથી દીક્ષા આપી. પૂનાના હૃદયની પવિત્રતાએ એને દાદાનો માનીતો શિષ્ય બનાવી દીધો. એનું નામ પૂનરાજ રાખવામાં આવ્યુ.

દાદાના સહવાસમાં રહીને પૂનાનો આત્મા દિવસે દિવસે વિકાસ પામતો ગયો. આગળ જતાં તે મહાન સંતોની હરોળનો એક સંતપુરુષ બની ગયો.

દાદાની આજ્ઞાથી થોડો વખત સિંધ તરફ દેશાટન કરીને પાછો દાદાનાં ચરણોમાં હાજર થઈ ગયો. અને દાદાની સેવામાં જ એણે પોતાનુ અવશેષ જીવન વ્યતીત કર્યું.

## સામંત રાજા

મઠ જાગીરના મહંતનો ભાઈ સામંત નામે કાપડી હતો. આ સામંત રાજા ઝોળી ઉઘરાવવા માટે નીકળ્યો હતો. તે ફરતો ફરતો ધ્રંગ ગામે આવી ચડ્યો. અહીં ધ્રંગમાં દાદાનાં જ્ઞાન-ભક્તિની ખ્યાતિ સાંભળીને સામંત રાજાને પણ દાદાના શિષ્ય બનવાની ઈચ્છા થઈ.

'દાદા ! મને ગુરુમંત્ર આપો !'

'સામંત રાજા ! તમને મારાથી દીક્ષા આપી શકાય ખરી ?'

'કેમ ન આપી શકાય દાદા?'

'જુઓ, મડ જાગીરના મહંત મારા ગુરુ કહેવાય અને તમે એમના ભાઇ એટલે મારા કાકા ગણાઓ! હવે કહો, તમને મારાથી દીક્ષા કેવી રીતે અપાય?'

'મને તમે કાકા માનો છો? પણ હું તમને દાદા માનું છું તેનું કેમ? તમે તો જગતના દાદા છો. તમે તો સૌને દીક્ષા આપી શકો. દયા કરો અને મને આપના ચરણોમાં સ્થાન આપો!'

'પણ કાકા! મારી દીક્ષા તો ખાંડાની ધાર જેવી છે!'

'એટલે?'

'એટલે એમ, કે કોક દી ઓચિંતા ભૂમિમાં ભંડારાઇ જવાનો વખત પણ આવી પડે.'

'બસ એટલું જ ને? હું તૈયાર છું! માત્ર આપની આજ્ઞાની જ વાર છે! હમણાં કહેતા હો તો હમણાં જ આ ભૂમિમાં સમાઇ જવા તૈયાર છું!'

કાકાનાં વચન સાંભળી દાદાને સંતોષ થયો.

સાખી

ન મેડેં ન મસીદેં, ન વસ્તી સેં વેવાર;
મુંજો નાથ મેકણ ચેં, કાકે કેઓ કરાર.

ન મેળાવામાં, ન મસ્જિદમાં કે નહિ વસ્તી સાથે પણ વહેવાર છે. મેકણ કહે છે કે, આવા કાકાએ આખરી કરાર કરેલો છે.

સામંત રાજાએ દાદાના હાથે દીક્ષા ગ્રહણ કરી. દાદાએ

એને વીંછીઆ ગામમાં જગ્યા સ્થાપીને ત્યાં રહેવાની આજ્ઞા કરી. વીંછીઆ ગામમાં એક મંદિર તૈયાર કરાવી સામંત રાજા ભજનાનંદમાં પોતાનો સમય ગાળવા લાગ્યા.

દાદાએ જ્યારે ધ્રંગમાં સમાધિ લીધી ત્યારે સામંત રાજાએ પોતાનું વચન અક્ષરશઃ પાળી બતાવ્યું. એ પણ બીજા ત્રણ ભક્તો સાથે વીંછીઆની ધરણીમાં સદાને માટે સમાઈ ગયા.

## સ્વામી નિશ્ચલગિરિ અને કાંધો આહિર

એક વખત ચાર અતીત ભાઈઓ યાત્રા કરવા માટે નીકળ્યા. તે ફરતા ફરતા કચ્છમાં આવી ચડ્યા. કચ્છમાં મેકણ દાદાની ખ્યાતિ સાંભળી તે દાદાનાં દર્શન કરવા ધ્રંગ આવ્યા.

આ ચારે ભાઈઓ કચ્છથી સિંધ અને સિંધમાંથી હિમાલય તરફ જવાના હતા. હિમાલયના પ્રવાસ માટે ઋતુ અનુકૂળ ન હોતાં દાદાએ એમને એ વખતે હિમાલય તરફ ન જવાની સૂચના કરી. પરંતુ દાદાની સલાહને ન ગણકારતાં આ ચારે ભાઈઓ સિંધ થઈને હિમાલય તરફ નીકળી ગયા. ઋતુ અતિ પ્રતિકૂળ હોવાથી આ ચાર ભાઈઓમાંથી ત્રણ જણનું રસ્તામાં જ અવસાન થઈ ગયું. નિશ્ચલગિરિ નામે છેલ્લો એક જ ભાઈ બાકી રહ્યો. તે ત્યાંથી મહા મુશ્કેલીએ પાછો ફર્યો અને સિંધમાંથી થઈને ખાવડે આવ્યો. દાદાની સૂચનાની અવગણના કરવાથી જ આ ભયંકર પરિણામ વેઠવાનો વખત આવ્યો હતો, એ વાત નિશ્ચલગિરિના ચિત્તમાં ચોંટી ગઈ હતી. પોતાની ભૂલ માટે દાદાની ક્ષમા માગવા તેનું મન તલસી રહ્યું હતું.

આ વખતે નવરાત્રિના દિવસો ચાલતા હતા. નિશ્ચલગિરિએ નવરાત્રિ ખાવડામાં જ કરવાનો નિશ્ચય કર્યો. અહીં રહી તેણે નવરાત્રિ દરમ્યાન ઉગ્ર તપશ્ચર્યા આદરી. તેણે પોતાના બન્ને હાથોમાં અને મસ્તક ઉપર મેકણ દાદાને ચડાવવા માટે જવારા રોપી દીધા.

નિશ્ચલગિરિ ખાવડાની ભક્ત-મંડળી સાથે ઉભય હાથ અને મસ્તક પર રોપેલા જવારા સહિત ખાવડાથી બાવાજીનાં દર્શન માટે ધ્રંગ આવવા રવાના થયા. આખી રાત્રિ રણ રસ્તે ચાલીને આશ્વિન સુદ અષ્ટમીના દિવસે સવારમાં આ મંડળી ધ્રંગ આવી પહોંચી. અહીં હવન-હોમાદિની તમામ ક્રિયા ધ્રંગમાં દાદાની છાયા નીચે સમાપ્ત કરવામાં આવી.

તે દિવસથી નિશ્ચલગિરિ દાદાની સેવામાં ધ્રંગમાં જ રહી ગયા. એમણે પોતાનું શેષ જીવન ત્યાં જ પૂર્ણ કર્યું. એમની સમાધિ દાદાની જગ્યામાં ઉત્તર તરફ જોવામાં આવે છે.

કાંધો નામનો એક કોવાડિયો આહિર પણ રાત-દિવસ દાદાની ચાકરીમાં મશગૂલ રહેતો. એણે પણ પોતાની આખી જિંદગી ત્યાં જ પૂર્ણ કરી. આ આહિરની સમાધિ પણ દાદાની જગામાં જોવામાં આવે છે.

દાદાના પટ્ટ શિષ્ય અરજણ રાજા હતા. અરજણ રાજાને બે ચેલા. રાયમલ રાજા અને આસો રાજા.

આસા રાજાને દાદાએ જંગીની જાગીર સાચવવાની આજ્ઞા કરતાં તે ત્યાં જઇને રહ્યો અને ત્યાં જ તેણે પોતાનું જીવન પૂર્ણ કર્યું.

## સતી માતા પબાંબા

મેકણુ દાદાનાં માતુશ્રી પાબાંબા હેજુ હયાત હતાં દાદાના આત્મ-વિકાસની તમામ વાતો એમના કાને આવતી હતી. પુત્રની આત્મશક્તિની ખ્યાતિ સાંભળી-સાંભળીને પાબાબાના મનમાં હર્ષ માતો ન હતો. દાદાનાં દર્શન કરવાની એમની ઇચ્છા થતા તે ખોંભડીથી ધ્રંગ આવવા ચાલતાં થયાં.

રસ્તામાં દેવીસર ગામ આવ્યુ. દેવીસરના તળાવને આરે ગાડાવાળાએ ગાડું છોડયુ. બળદોને કડબનું નીરણુ કર્યું. પોતે જરા આરામ માટે આડે પડખે પડ્યો.

પાબાબાના મોટા કુંવર મેકાજીએ બાલવયમાં જ સંસાર ત્યાગ કર્યો. નાના કુંવર પતાજી પણુ શાહ કલંદરના શિષ્ય બની ગયા હતા. અહીં દેવીસરના સરોવરકિનારાની શાતિમાં માતુશ્રી પાબાંબાને બન્ને પુત્રોના સંસાર-ત્યાગના વિચારો ઘેરી વળ્યા.

પતિનુ અવસાન, પુત્રોનો ત્યાગ અને વૈરાગ્ય, વૃદ્ધાવસ્થા, એકલવાયુ જીવન, આ બધી બાબતોએ એમના હૃદયને જાણે જકડી લીધું. એમનુ મન એકાએક ઉદાસ બની ગયુ. આ ઉદાસીનતાએ એમના પર એકસામટો એવો હલ્લો કર્યો કે, તેમને ત્યા જ સત ચડયુ અને તે દેવીસરના તળાવ પર જ સતી થયા.

આ સ્થાને અહીં એક દહેરી બાધવામા આવી છે. આજે પણુ પાબાબા અહીં સતીમાતા તરીકે પૂજાય છે

Ⓞ

## જીવંત સમાધિ

વિક્રમ સંવત ૧૭૮૬ ની સાલ ચાલતી હતી. આશ્વિન માસ હતો. કૃષ્ણપક્ષની ચતુર્દશીનો દિવસ હતો. વાર શનિ હતો. આ દિવસ કચ્છના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયેલ છે. કચ્છની તપસ્વી ભૂમિમાં એ દિવસે એક અદ્‌ભુત અને અભૂતપૂર્વ પ્રસંગ બન્યો. મેકણ દાદાએ જીવંત સમાધિ ધારણ કરવા માટે આ દિવસ પસંદ કર્યો હતો. કચ્છના અનેક સંતોની સમાધિનો એ દિન કચ્છની જનતા કદી ભૂલી શકશે નહિ.

આજે વહેલી સવારથી દાદાના અખાડામાં નોબતના ગગનભેદી ગડગડાટ ગરજી રહ્યા હતા. શરણાઇઓ તીવ્ર સ્વરે વ્યોમને વીંધી રહી હતી. આરતીઓ અને શંખો ફૂંકાઈ રહ્યાં હતાં. પખવાજ વાગી રહ્યાં હતાં. ઢોલ ધ્રુબકી રહ્યાં હતાં.

દાદાની સમાધિની પત્રિકાઓ કચ્છને ગામડે ગામડે મોકલવામાં આવી હતી. સાધુ, સંન્યાસીઓ, ભક્તો અને ભજન-મંડળીઓનો પાર ન હતો. આજુબાજુનાં ગામોના લોકોનાં ટોળેટોળાં સમુદ્રની ભરતીની માફક ઊલટ્યાં હતાં. વાતાવરણ ગંભીર બની ગયું હતું. દરેક માણસના ચહેરા પર એક પ્રકારની ઘેરી ઉદાસીનતા છવાઈ ગયેલી દેખાતી હતી.

અનેક માર્ગભૂલેલા માનવીઓને સાચા રાહ પર ચડાવનાર, સત્યનું સ્થાપન કરી અસત્યને ઉથાપનાર, સ્નેહ અને સેવાની સાચી મૂર્તિ સમા મેકણ દાદા આજે જાગૃત અવસ્થામાં જીવંત સમાધિ ધારણ કરી, સદાને માટે ધરતી માતાના ઉદરમાં સમાઈ જવા માટે તૈયાર થઇ રહ્યા હતા. લોકોના હ્રદય-પટ

પર શોક અને દુઃખની કાળી છાયા છવાઇ ગઇ હતી. કોઈના મુખમાંથી કોઈ પણ શબ્દ ભાગ્યે જ બહાર પડતો હતો. સૌનાં હૈયાં ભારેખમ બની ગયાં હતાં. હૃદય ભરાઇ ગયાં હતાં. છાતીમાં ભરેલા ડૂમા સહિત સૌ કોઈ યંત્રવત્ પોતપોતાનું કાર્ય કરી રહ્યાં હતાં.

સમાધિ ખોદનારાઓ સમાધિઓ ખોદી રહ્યા હતા, પાણી ભરનારા કાવડોથી પાણી સારી રહ્યા હતા, કોઈ માટીની ગાર બનાવી રહ્યા હતા, કોઈ ખલકા-ટોપી સીવી રહ્યા હતા, કોઈ પતર-પાવડી ઘડી રહ્યા હતા, કોઈ તૂંબડીઓનાં કમંડલ તૈયાર કરી રહ્યા હતા.

જમીન પર અબીલ-ગુલાલ વડે વિધવિધ પ્રકારના સાથિયા પૂરવામાં આવ્યા હતા. આશાપૂરી ધૂપના ગોટેગોટા ગંભીર બનેલા વાતાવરણને વધુ ગંભીર બનાવી રહ્યા હતા.

દાદાનું મુખમંડળ આજે વધુ ભવ્ય અને ઓજસ્વી બન્યું હતું. આજે વહેલી સવારથી એ પોતાના સ્નાનાદિક અને સેવા-પૂજાના કાર્યથી પરવારીને જુદા જુદા કાર્યકર્તાઓને જુદી જુદી સૂચનાઓ આપી રહ્યા હતા. એમના મુખ સામે નજર કર-વાની આજે કોઇનામાં હિંમત હતી નહિ. એમના પ્રત્યે મીટ માંડતાં જ દરેકની આંખોમાંથી અનાયાસે આંસુ ટપકી પડતાં હતાં.

અગિયાર સમાધિઓ ખોદાઇને તૈયાર થઇ ગઇ હતી દાદાનો સંગાથ કરવા માટે બીજા દશ જણ જીવતા જ ભૂમિ-માતામાં ભંડારાઇ-જવાને તત્પર બની બેઠા હતા.

ત્યાગમૂર્તિ સમાં માતાજી લીરબાઇ જે જિંદગીભર દાદાની

સેવામાં જ ખડે પગે રહ્યાં હતાં, તે આજે દાદાની આખરી વિદાય વખતે પણ એમની સાથે ખાક બની જવા તૈયાર થઇ ગયાં હતાં.

દાદાના ગિરનારી દોસ્ત સ્વામી મયાગરજી પણ દાદા સાથેનો ગિરનારની ગોદનો સ્નેહ સદાને માટે નિભાવવા આતુર બન્યા હતા.

લેરુ નુખના ભુજના સારસ્વત પ્રેમજી ગણપત જેણે ભુજની પોતાની જગ્યા દાદાને તુલસીપત્રે સમર્પણ કરી હતી, તે પોતે પણ આજે અર્પણ થઇ જવા ઉત્સુક બન્યો હતો.

ધ્રંગના જાગીરદાર ખેંગારજીનાં માતુશ્રી પ્રેમાંબા જેમણે દાદાના આગમન વખતે ધ્રંગ ન છોડી જવા માટે 'રામ-દુહાઇ' આપી હતી અને દાદાએ પણ ધ્રંગની ધરતીમાં સમાઇ જઇને જેના શબ્દોનું યથાર્થ પાલન કરી બતાવ્યું હતું, તે પ્રેમાંબા પોતે પોતાના વચનને માન્ય રાખનાર મિજમાનની સાથે એક સાચા યજમાનની રીતે સમાઇ જવા તૈયાર બની ગયાં હતાં.

રાપર દ્વારાના ભાણુ સંપ્રદાયના સાધુ સુંદરદાસજી જે દાદાના અતુલ આત્મબળથી આકર્ષાઇને દાદાની સેવામાં જ રહેવા લાગ્યા હતા, એમણે ધરણીની અંદર પણ દાદાની સેવામાં જ રહેવાનો પોતાનો નિશ્ચય કરી લીધો હતો.

ઉપરાંત લોડાઇના સુતાર કાંથડ, લોડાઇનો આહિર વીધો, લોરિયાના જાડા ખીંયરાજી, ઐયાના ઠાકોર મોકાજી તથા નાગલપુરના કડિયા-મિસ્રી કાનજી જે લગભગ હંમેશાં દાદાની

સેવા અને સાન્નિધ્યમાં રહેના હતા, તેમણે. પણ સદાને માટે દાદાની સેવા અને સાન્નિધ્યમાં રહેવાનો નિર્ણય કરી લીધો હતો.

આમ આ દશ જણા દાદાનો સાથ કરવા પોતાના દેહનું બલિદાન આપવા માટે કમર કસી તૈયાર થયા હતા.

આટઆટલા સંતો અને સંસ્કારી આત્માઓ આજે એકાએક જીવતા જમીનની અંદર ગરક થઈ જઇને ગેબ બની જવાના હોવાથી આજુબાજુના તમામ પ્રદેશોમાં હાહાકાર મચી રહ્યો હતો. આવો અનુભવ આજ સુધી કોઇ પણ વખતે કચ્છની જનતાને થયો ન હતો. ચારે બાજુ એ જ ચર્ચા ચાલી રહી હતી. દાદાના આત્મતેજે આજે આટલા બધા સંત-આત્માઓને જીવન્મુક્ત બનાવી દીધા હતા.

તમામ પ્રકારની તૈયારીઓ થઇ ચૂકી. કુમારી કન્યાઓએ આ મરજીવા મહાન આત્માઓને માથે પોતાના કોમળ હાથે કંકુ-ચોખાનાં તિલક કર્યાં. સૌએ પોત-પોતાના હાથે જ પોતાનાં આખરી વસ્ત્રો ધારણ કરી લીધાં. ઝોળી, ઝંડા, પતર પાવડી સૌએ લઇ લીધાં. આ અતિ ભવ્ય સંગાથ સાથે દાદા તૈયાર કરેલી સમાધિઓની સમીપ આવી પહોંચ્યા.

દાદાની મૂર્તિ આજે અદ્ભુત બની ગઇ હતી. બંને હાથ ઊંચા કરીને એ ગંભીર વદને સૌને આશીર્વાદ આપી આપીને અંતિમ વિદાય લઈ રહ્યા હતા. લોકોનો રૂમો આજે ઝાલ્યો ઝલાતો નહોતો. આજના આ દુઃખદ દૃશ્યે સૌનાં હૈયાં વલોવી નાખ્યાં હતાં. કોઇનામાં એક શબ્દનો પણ ઉચ્ચાર કરવાની જાણે તાકાત રહી ન હતી. બધાને જાણે દાદાની સાથે ધરણીમાં ધરબાઈ જવાનું મન થતું હતું.

સૌથી પહેલાં દાદાના પટ્ટ શિષ્ય અરજણ રાજા આગળ આવીને દાદાના ચરણોમાં ઝૂકી પડ્યા. દાદાએ એમને માથે હાથ મૂકીને આશીર્વાદ દીધા. પોતાનાં વસ્ત્રો પોતાના હાથે અરજણ રાજાને પહેરાવી દીધાં અને આજથી એમને ગુરુ તરીકે ગણવાની પ્રાંગ અને લોડાઇના પટેલોને તેમ જ સૌને સૂચના આપી દીધી.

આ વખતે અરજણ રાજાનું હૈયુ છૂટી ગયું. એમની આંખોમાંથી ચોધાર આંસુ ચાલવા લાગ્યાં.

'દાદા ! તમે જાઓ છો, હવે અમારું કોણ ?' અરજણ રાજાએ દાદાના પગ પકડીને રડતાં રડતાં કહ્યું.

'પણ હું ક્યાં જાઉં છું ? હું ક્યાં મરી જાઉં છું ? હું તો તમારી સૌની સન્મુખ જીવતો જ ઊભો છું અને જીવતો જ સમાઇ જાઉં છું. હું મરતો નથી અને મરવાનો પણ નથી. જીવંત છું અને સદા જીવંત રહીશ. આમ પણ શું હું હમેશાં અમર રહીશ એમ તમે માનો છો ? માનવીના કપાળે મૃત્યુ તો ચોંટેલું જ છે. તો પછી હસી હસીને-મરદાઇથી તેની સામે જવું તેમાં દુઃખ શાનું ? તમે કોઈ કલ્પાંત કરશો નહિ ! જીવતા માણસ માટે શોક કેવો ? હું તમારા અંતરમાં સદા જીવતો જ છું. તમે યાદ કરતા રહેજો અને હું તમને જવાબ આપતો રહીશ.'

દાદાની આ અનેરી વાણીએ સૌનો સંતાપ હરી લીધો. સૌના અંતરમાં એક પ્રકારની નવી તાજગી આવી ગઈ.

'પણ મારાથી આટલી જાગીર કેમ ચાલશે દાદા ?' અરજણ રાજાએ રડતા હૃદયે અને ગળગળા અવાજે કહ્યું.

દાદાએ પોતાની કાવડ મંગાવી અને અરજણ રાજાને ખભે મૂકી દીધી.

'ભાઇ! આ કાવડ ફેરવતો રહેજે અને સાધુ-સંતોનો સત્કાર કરતો રહેજે! અને બાકીનાં બીજાં કામ તો પ્રભુ પોતે જ પાર પાડતો રહેશે.'

સાખી

અગ્રિયા થીંધો રાયમલ, પુઠિયા થીંધો વિજો;
ધણીજા કમ ધણી કંધો, આંઇ કુલા તો ખિજો?

હમણાં તમે છો. પછી તમારો શિષ્ય રાયમલ રાજા થશે. પછી તેનો શિષ્ય વિજો રાજા થશે. એમ પ્રભુનાં કામ પ્રભુ પોતે જ કરતો રહેશે તમે શા માટે દિલગીર થાઓ છો?

'દાદા તમારા વગર તો અખાડો આખો સૂનો થઈ જશે.' પ્રંગના પટેલે દુઃખિત અંતરે જણાવ્યું.

'પટેલ, કોઇ વગર કોઇ સૂનું થતું નથી. અખાડો તો હવે જ પ્રકાશમાન બનશે.'

સાખી

હેર અય અખાડો, પોય થીંધો પાબારી હદ;
સચી જકીનસે જાધ કંધા, ત જવાબ જુડંધો ઝટ.

હમણાં એ અખાડો છે અને પછી તો તમામ વસ્તુઓ પ્રાપ્ત કરવાનું સ્થાન થશે ખરા અંતરથી યાદ કરશો તો તમને તરત જ જવાબ મળી રહેશે.'

પછી પ્રંગને આશીર્વાદ આપતાં દાદા બોલ્યા:

સાખી

'કારીઝર ને કૌવાડિયા, નેહુ ફ્રંગ નિમાણુ;
જુગેં જુનાં ન થીએં, મેકણુ ચેં આખરી એંધાણ.'

આ વખતે અતિ ઘેરા બની ગયેલા વાતાવરણ વચ્ચે લાલિયો અને મોતિયો બન્ને આવી પહોંચ્યા. દાદા પાસે માથું નમાવી એ ઊભા રહ્યા. જેની પ્રેરણાથી આ મૂંગા પ્રાણીઓએ મુસાફરોને ધખતા રણમાં પાણી પાવાનું-લોકસેવાનું પરોપકારી કાર્ય ઉપાડી લીધું હતું, એ મહાપુરુષ આજે જગતમાંથી સદાને માટે વિદાય લેતા હોવાથી મૂકવાણી એમના અથાગ શોકને વ્યક્ત કરી રહી હતી. દાદાનો આખર સુધીનો સંગાથ કરવા આ બે પ્રાણીઓ પણ યોગ્ય સમયે હાજર થઇ ગયાં હતાં. દાદાએ બન્નેના માથા પર હાથ ફેરવ્યો. બંનેએ પોતાનાં મસ્તક દાદાના ખભા પર ઢાળી દીધાં. દાદા સાથે સમાધિ લેવા એ પણ ઉત્સુક બની અનુજ્ઞા માગી રહ્યા હોય એમ સ્પષ્ટ સમજાતું હતું.

દાદાએ લાલિયા અને મોતિયા માટે પણ બે સમાધિઓ જગ્યાની બહાર તૈયાર કરાવવાની આજ્ઞા આપી દીધી.

સમય થતાં જ દાદાએ મૃત્યુંજય વીરોને છેલ્લી તૈયારી કરી લેવાની સૂચના આપી.

સૌએ ખલકો-ટોપી પ્રથમથી ધારણ કરી લીધાં હતાં. પતર, પાવડી અને તૂંબડીનાં કમંડલ પણ દરેક પાસે હાજર હતાં. સૌએ આગળ વધવાની તૈયારી કરી, અબીલ અને ગુલાલના ગોટેગોટા આકાશમાં ઊડવા લાગ્યા. આ મરજીવા મંડળીનો

એક એક પગ આગળ પડતો હતો અને સૌના હૃદયમાં ન સમજાય એવી કારમી વ્યથાના કાંટા ભોંકાતા હતા. તમામ વાતાવરણમાં કોઇ અનેરી ભવ્યતા અને ભયાનકતા ભરાઇ ગઇ હતી.

આ વખતે સાધુ સુંદરદાસે છેલ્લું છેલ્લું એક ભજન ગાઇ લેવા માટે એકતારો હાથમાં લીધો, બીજા હાથમાં કાંસિયા લીધા. સુંદરદાસજીની આંગળી તારને અડકી, તાર રણઝણી ઊઠ્યા, તમામ લોકોના હૃદયના તાર પણ તંબૂરાના તારની સાથે ઝણઝણી ઉઠ્યા. અજબ જેવી શાંતિ પથરાઇ ગઇ હતી. તારના રણકાર અને કાંસિયાના ઝણકાર સાથે સુંદરદાસજીનું ભજન ચાલુ થયુ. આખી મંડળી આ ભજન ઝીલવા લાગી. માતા લીરબાઇના તીવ્ર કંઠની તીણી ટાંકી દરેક કડીને છેડે તીણો રણકો કરતી આકાશને વીંધવા લાગી.

જી રે વીરા! વહાણ ખેડો તમે વડા વેપારી,
રખે મૂરગી મૂડી જાઓ હારી;
પેઢી તણા સાહેબો લેખાં માંગશે,
તેને જવાબ દેજો વિચારી. જી રે વીરા૦

ઊંડા ઊંડા સાંયર બંબજલ ભરીઆ,
તેમાં મચ્છ વસે બહુ મોટા;
વહાણને વીરા રખે ખરાબે ચડાવો,
માલમ થશે સર્વ ખોટા. જી રે વીરા૦

જૂને જૂને મારગ જહાજ ચલાવો,
ચોરી થકી મત ચાલો;
આગળ દાણી દાણ જ માગે;
જવાબ દઈ ઝટ હાલો. જી રે વીરા૦

કેના કેના બેડલા પેલે તડ પોતા,
વણજું કરી ઘેર વરેઆ;
મરજીવા હોઇ મહાસમુદ્રમાં પેઠા,
હીરા વહોરી વ્હાણ ભરેઆ. જી રે વીરા૦

આણે કિનારે અનેક નર ઊભા,
વિશ્વાસુ તેમાં તરેઆ;
ગુરુને પ્રતાપે સુંદરદાસ બોલ્યા,
મારા ભાઇલાના ભાવ ફરેઆ.× જી રે વીરા૦

આજનું ભજન અનુપમ અને અપૂર્વ હતું. આ ભજન સુંદરદાસજીએ આજે પહેલવહેલું જ ગાયું હતું. આજના પ્રસંગને બરાબર અનુરૂપ આ ભજન બેસાડવામાં આવ્યું હતું. મરજીવા મંડળીનો મજબૂત નિશ્ચય આ ભજનથી વજ્રલેપ બની ગયો હતો.

ભજન પૂરું થયું, તમામ મંડળી ઊઠીને ઊભી થઇ. સૌથી પહેલાં વૃદ્ધાવસ્થામાં ઊભેલા દાદા સિંહની છલંગથી પોતાની સમાધિમાં ગોઠવાઇ ગયા. સૌએ પોતપોતાની સમાધિમાં પોતાનું સ્થાન લઈ લીધું.

શંખ ફૂંકાવા લાગ્યા, આરતીઓના ઝણઝણાટ આકાશને ભેદવા લાગ્યા. અગર, ચંદન અને ધૂપની વાસથી આખો અખાડો મહેકી ઉઠ્યો. 'જીનામ!'ના ગગનભેદી પોકારો અખંડિત ગાજવા લાગ્યા.

---

× આ ભજન અર્ધું દાદા મેકણનું અને અર્ધું સાધુ સુંદરદાસજીનું રચેલું છે.

ઉપરથી ધીરે ધીરે સરતી રેતી સમાધિઓમાં પડવા લાગી. લોકહૃદય પર તો જાણે ડુંગર તૂટી પડ્યા.

થોડીવારમાં તો સૌની ગરદન સુધીનો ભાગ રેતી અને માટી વડે ઢંકાઇ ગયો. માત્ર મસ્તક જ ખુલ્લાં દેખાતાં હતાં.

દેખાવ અદ્ભુત હતો, દુઃખદ હતો, દારુણ હતો. દાદાના મુખમંડળ પર અપૂર્વ ઓજસ પ્રસરી રહ્યું હતું. કાળાં વાદળાંમાં ઝબકતી વીજળી જેવું હાસ્ય દાદાના ગંભીર ચહેરા પર વારંવાર ચમકી જતું હતું.

સમાધિસ્થ સંતોએ હવે તો માત્ર આંખોથી જ સૌને આશીર્વાદ આપ્યા. બસ! હવે વિદાય! છેલ્લી વિદાય! સદાને માટે વિદાય!

દાદાના મોંમાંથી 'જીનામ'નો છેલ્લો ઉચ્ચાર થતાં જ દરેકના મસ્તક પર માટીના ટોપ ગોઠવાઇ ગયા અને દરેક સમાધિમાં પ્રથમથી જ કરેલી ગોઠવણ પ્રમાણે ગાડાબંધ માટી તૂટી પડી.

શ્રદ્ધા અને સ્નેહની સાક્ષાત્ પ્રતિમા સમા કચ્છભૂમિના સાચા સંતો પર સદાને માટે માટી ફરી વળી.

ઢોલ, શરણાઇઓ, આરતીઓ સઘળું બંધ પડ્યું. લોકહૃદયમાંથી એક કારમી ચીસ નીકળી પડી. ગમગીન અને ઘેરી હવા ચારે તરફ ફેલાઈ ગઇ.

દાદા ગયા! સદાને માટે ગયા! પણ મરીને જીવવાના મંત્રની જ્વલંત જ્યોત જનતાના અંતરમાં ઝબકતી મૂકી ગયા.

. દાદાનું જીવન સમાપ્ત થયું; પરંતુ આ સમાધિ એવા પ્રકારની હતી કે એમની પાછળ એમના નામે અનેક ચમત્કારોની વાતો ચાલતી થઇ ગઈ. દાદાએ કહ્યું હતું કે, 'હું જીવંત છું' આ શબ્દો જનતાના હૃદયમાં કોતરાઇ ગયા હતા. દાદાનાં પ્રત્યક્ષ દર્શન થતાં હોવાની વાતો તો ઠેરઠેર ચાલવા લાગી. દાદાના સમાધિમંદિરમાં દાદા જવાબ આપે છે એવી લોકોક્તિ પણ પ્રચારમાં આવવા લાગી. લોકો મંદિરમાં જઇ 'દાદા જીનામ!' એ શબ્દનો ઉચ્ચાર કરતા અને જવાબમાં 'જીનામ' એમ સંભળાય છે એમ કહેતા. આમ દાદા મૃત્યુ પામવાને બદલે અમર બની ગયા.

## વળતે દિવસે

દાદાના અખાડામાં હીરો નામે એક લોડાઇનો હરિજન હતો. હીરો સુંદર ભજન બોલતો, તેથી દાદાનો એના પર ખૂબ ભાવ હતો. એ અખાડામાં જ રહેતો. ત્યાં જ ખાતોપીતો અને ભજનાનંદ કરતો.

દાદા સાથે બીજા દશ જણ સમાધિ લેવા તૈયાર હતા. એકંદર અગિયાર થતા હતા. દાદાને બાર મરજીવાની 'બારઇ' રચવાનો વિચાર હતો. એમણે હીરાને પોતાની પાસે બોલાવી એને મરજીવા–મંડળીમાં જોડાવા આમંત્રણ આપ્યું.

સાખી

મેકે મેવાડો મંદેઓ, હીરા ! તું હલી આ;
સરગ-સામૈયા આવેઆ, વેલો વાર મ લગા.

મેકણજીએ મરજીવા વીરોનું સંમેલન રચ્યુ. હીરા ! તું પણ હાલીને આવ ! સ્વર્ગથી સામૈયાં આવ્યાં છે; માટે હવે તું વાર લગાડ નહિ !

દાદાનો પડકાર હીરો ઝીલી શકયો નહિ ! મૃત્યુ-મુખમાં હોમાઇ જવા એની હિંમત ચાલી નહિ. હીરો પાણીમાં બેસી ગયો. તે બહાનું શોધવા લાગ્યો.

'દાદા હું તો તૈયાર છું, પણ મારો દીકરો હજુ નાનો છે. એની જરા ભલામણ કરી આવું. અને મારી ચીજ-વસત છે તે જરા લોડાઇ પહોંચાડી આવું એટલી રજા આપો.'

સાખી

તુરત જેંજી નડેમેં, સુરત જેંજી સાર;
નેં વટા કીં ઝલાજેં, ભંધૂકેં જા ભાર.

જેની વૃત્તિ વણવાના નડામાં છે અને જેનું મન માત્ર સાળમાં જ લાગી રહેલું છે તેનાથી બંદૂકો ઝીલવાની હિંમત કેમ થઇ શકે ?

ગરવો ઘેર ગયો તે ગયો. પણ એણે જ્યારે દાદાની સમાધિની અદ્દભુત વાતો સાંભળી ત્યારે એના પશ્ચાતાપનો પાર રહ્યો નહિ. લાલિયો અને મોતિયો પણ સમાધિ લઇ ગયા, એ વાત જાણીને તો એના અંતરમાં અત્યંત બળાપો થવા લાગ્યો. આથી એના હ્રદયને એટલો બધો આઘાત થયો કે, બીજે જ દિવસે એનું મૃત્યુ થયું. એના શબને લોડાઇથી ધ્રંગ લઈ જવામાં આવ્યું, અને મંદિરની બહાર પાછળના ભાગમાં એને સમાધિ આપવામાં આવી.

બીજી ઘટના એ બની કે, કચ્છ વાગડના વિજપાસર ગામમાં વાઘોજી નામે એક રામદે-પોત્રો રાજપૂત હતો. વાઘોજી દાદાનો પરમ ભક્ત હતો. દાદા જીવંત સમાધિ ધારણ કરવાના છે, એવા ખબર એના કાને આવતાં એ તરત જ ધ્રંગ આવવા તૈયાર થયો, પણ એક દિવસનો ફરક પડી ગયો. એ પણ બીજે દિવસે ધ્રંગ પહોંચ્યો. દાદા તો વિદાય થઈ ગયા હતા. ધ્રંગનો અખાડો ગાજતો બંધ થઇ ગયો હતો. દાદાને સિધાવી ગયેલા જોઇ વાઘાજીનું હૃદય વૈરાગ્યથી ઊભરાઇ ગયુ. જગતનું જીવન તેને ઝેર સમાન જણાવા લાગ્યુ. એણે દાદાની સેવામાં જવાનો પોતાનો વિચાર અરજણ રાજા પાસે રજૂ કર્યો.

વાઘાજીની ખરેખરી ભાવના જોઇને અરજણ રાજાએ એને રજા આપી. એ જ દિવસે વિજપાસરનો આ વાઘોજી પણ દાદાની સેવા માટે જીવંત સમાધિમાં સમાઇ ગયો. એની સમાધિ પૂર્વ તરફ આજે પણ જોવામાં આવે છે.

વાઘાજીની સમાધિથી બાર મરજીવાની 'બારઇ'ની દાદાની મનોભાવના આખરે પૂર્ણ થઇ.

## શિવરામંડપ

દાદાની વિદાય પછી ઓગણીસ વરસો વીતી ગયાં. એ અરસામાં કચ્છમાં એક જાણવાજોગ બનાવ બન્યો.

મહારાઓશ્રી દેશળજીને ધર્મનાં તત્ત્વો તારવવાનો ખૂબ શોખ હતો. ધર્મના સાચા સત્ત્વને સમજી લેવાની જીવનભરની

એમની ભાવના હતી. એક વખત એમને હિંદુસ્તાનના સાધુ-સંતો, સંન્યાસીઓ વગેરે મહાત્માઓની શક્તિની કસોટી કરવાની ઇચ્છા થઈ. આ કારણથી એમણે વિક્રમ સંવત ૧૮૦૫ ના વૈશાખ સુદ ૧ થી શિવરામંડપ રચ્યો.

ભુજનગરના ભિડના નાકા બહાર આવેલ દેશળસર તળાવ હમણાં જ ખોદાઇને તૈયાર થયું હતું. આ તળાવના વિશાળ મેદાનમાં સાધુ-સંતોના મંડપો, તંબૂઓ અને રાવટીઓ તૈયાર કરવામાં આવ્યાં હતાં. સિંધ, થરપારકર, ગુજરાત, મારવાડ આદિ અનેક સ્થળેથી ધર્મપ્રેમી ધર્માધ્યક્ષો, સંન્યાસીઓ અને મહાત્માઓને ખાસ આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા હતા. દસ દિવસ સુધી આ તમામ લોકોને રોકીને તે દરેકમાં શી શી કળા છે તેની પરીક્ષા કરવામાં આવી.

આ પ્રસંગે પ્રંગથી અરજણ રાજાને પણ બોલાવવામાં આવ્યા હતા. અરજણ રાજાએ દાદા મેકણની જ પદ્ધતિથી કચ્છની જનતામાં માનવંતુ સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. એમણે જાગતી જ્યોતિના મહારાઓશ્રીને દર્શન કરાવી એમના મનનું સમાધાન કર્યું હતું એમ કહેવાય છે.

મહારાઓશ્રીએ અરજણ રાજા પર પ્રસન્ન થઇ શિવરામંડપની ગાદી અને તેની વ્યવસ્થા માટે નાગોર ગામ અરજણ રાજાને કૃષ્ણાર્પણ કર્યાં. તેનાં લેખ-પત્ર પણ તૈયાર થઈ ગયાં.

અરજણ રાજા એકમાર્ગી પુરુષ હતા. એમને ઝાઝી ઉપાધિઓ અને વ્યાવહારિક જંજાળોનો કંટાળો હતો. એમણે આ સ્થાન લેવાની પોતાની અનિચ્છા દર્શાવી. આથી આ ગાદી

એક વખત એક ધોરમનાથી યોગીને અર્પણ કરવામાં આવી, પાછળથી શ્રીનગરના સેવાનાથ નામે યોગીને આ જાગીર સોંપવામાં આવી. એ નાગોરના પીર કહેવાય છે. આજે એ જ વંશના પીર નાગોરની ગાદી ઉપર છે.

અરજણ રાજાની છઠ્ઠી પેઢીએ મૂળજી રાજા નામે એક સમર્થ પુરુષ થયા. ધ્રંગના અખાડાનું આજનું સુંદર સ્વરૂપ એમને આભારી છે. પ્રથમ મેકણ દાદા અને એમના અનુગામીઓની સમાધિઓ પર એક ઓરડો બનાવવામાં આવ્યો હતો. યાત્રાળુઓને ઊતરવા માટે પણ સાધારણ ડેલાઓ જ હતા તેને સ્થાને સુંદર મકાનો, ધર્મશાળાઓ, દાદાનું શિખરબંધ મંદિર, પતંગશાહનો કૂઓ આ બધાં બાંધકામો શ્રી મૂળજી રાજાની ખંત અને મહેનતથી થયેલાં છે.

શિવરાત્રીને દિવસે અહીં મોટો મેળો ભરાય છે, અને દૂરદૂરથી અનેક યાત્રાળુઓ દાદાનાં દર્શન માટે આવે છે.

## દાદાની વાણી

મેકણ દાદાને કચ્છના કબીર કહેવામાં આવે છે. કબીર સાહેબનાં ભજનો અને સાખીઓ જેમ સાક્ષર અને નિરક્ષર ઉભય વર્ગમાં અતિ પ્રિય થઇ પડ્યાં છે, તેમ મહાત્મા મેકણનાં ભજનો અને સાખીઓ પણ એક ગામડિયાથી માંડીને વિદ્વાન વર્ગ સુધી અતિ માનીતાં થઇ પડ્યાં છે. દાદાની વાણીમાં થોડામાં થોડા શબ્દોમાં ઘણામાં ઘણું કહી દેવાની કળા દેખાય છે. એમનું ઘણુંખરું સાહિત્ય કચ્છની લોક–ભાષામાં હોવાથી જનતા

પર તેની તાત્કાલિક અસર થાય છે. દાદાની સાખીઓ દિલ પર સીધી ચોટ કરે એવી સચોટ છે.

જગતમાં માત્ર પૈસાને જ જીવનનું ધ્યેય માની બેસનારા દ્રવ્યલોભી લોકોને ઉદ્દેશીને દાદા કહે છે:

સાખી

કોરિયું કોરિયું કુરો કરેઓ ? કોરિયેં મેં અય કૂડ;
મરી વેંધા માડુઆ ! મોં મેં પોંધી ધૂડ.

પૈસા પૈસા શું કરો છો ? પૈસામાં તો કૂડ-કપટ રહેલાં છે. ઓ માનવીઓ ! તમે મૃત્યુ પામવાના છો અને આખરે મોઢામાં ધૂળ પડવાની છે.

જગતની ક્ષણભંગુરતા અને અસ્થિરતાનું વર્ણન દાદા પોતાની અનોખી વાણીમાં કેવી સુંદર રીતે રજૂ કરે છે!

સાખી

અજ અજૂણી ગુજરઇ, સિભુ થીંધો બેઓ;
રાય ઝર્લીંધી કેતરો, જે મેં માપ પેઓ ?

આજનો દિવસ તો આજ ચાલ્યો ગયો અને આવતી સવારે બીજો દિવસ થશે. જે અનાજના ઢગલામાં માપ ચાલુ થઈ ગયું છે એ ઢગલો હવે કેટલો સમય ચાલવાનો છે?

જીવનમાંથી કડવાશને દૂર કરી મીઠાશભર્યું જીવન જીવી જવા માટે દાદા કેવો ઉત્તમ ઉપદેશ આપે છે!

સાખી

જિયોં તાં ઝેર મ થિયોં, સક્કર થિયો સેણુ;
મરી વેંધા માડુઆ, રોંધા ભલેં જા વેણ.

તમે જીવો ત્યાં સુધી કદી કટુ બનશો નહિ. વહાલા! તમે સાકર જેવા મીઠા થજો! અરે માનવીઓ! તમે તો મરી જશો! માત્ર ભલા માણસોનાં વચનો જ જગતમાં રહી જશે.

દાદાની દૃષ્ટિ સૌ પ્રત્યે સમાન હતી. હિંદુ સમાજના તિરસ્કારને વરેલા હરિજન ભાઈઓ પર એમને અત્યંત વહાલ હતું. આથી જ એમણે આખરી સમાધિ ધારણ કરતી વખતે એક હરિજનને પણ પોતાની સાથે જ લઈ લેવાનો વિચાર કર્યો હતો. હરિજનો પરનો એમનો પ્રેમ નીચેના એમના શબ્દોથી સિદ્ધ થાય છે.

> કેંકે વલિયું કોરિયું, કેંકે વલા વેઢ;
> વલેં કનાં વલા, મુંકે ઢાઢી ને ઞ્યા ઢેઢ.

કોઈને કોરીઓ વહાલી છે અને કોઈને વેઢ–વીંટી વગેરે અલંકારો વહાલા છે. પણ મને તો વહાલા કરતાં પણ વહાલા ઢાઢી–ઢેડ એવા અછૂત ભાઈઓ છે.

વાસના મનુષ્યમાત્રને પુનર્જન્મના ચક્કરમાં ફેરવી રહી છે અને શરીર છોડવા છતાં તે છોડી શકાતી નથી. તેને કેવી કળાપૂર્વક એઓ સિદ્ધ કરે છે!

> સ્વારથ તાં સો કો કરે, પરમારથ કરે ન કોય;
> હથો છડે મસાણમેં, કુવાડો છડે ન કોય.

સૌ કોઈ સ્વાર્થ જ સાધે છે. પરમાર્થ કોઈ કરતા નથી. સ્મશાનમાં માત્ર હાથો જ છોડી દેવામાં આવે છે, પરંતુ કુહાડો તો જેવો ને તેવો કાયમ જ રહે છે.

દાદાના હૃદયમાં રમતી કલ્પનાઓ અને ભાવનાઓ કેટલી અનંત હતી, તેનો નીચેનાં વચનોથી કંઈક ખ્યાલ આવશેઃ

મુંજે મનજ્યું ગાલિયું, જેડયું સમંધર લહરિયું;
હિકડયું પોત્યું તડ મથે, બઈયું ઉપડઈયું.

મારા મનની વાતો સમુદ્રની લહરીઓ જેટલી અનંત છે. પહેલી લહરીઓ કિનારે પહોંચે છે ત્યાં તો બીજી ઊપડી હોય છે.

સાંયર લહરું થોડિયું, ઘટમેં ઘણેરિયું;
હિકડયું પુગ્યું ન તડમથે, ત બઈયું ઉપડઈયું.

સાગરની લહેરો તો થોડી છે. મારા અંતરમાં એનાથી વધારે છે. એક કિનારે પહોંચતી નથી ત્યાં તો બીજી ઊપડે છે.

ગુજારત જ્યું ગાલિયું, વધી વડ થઈયું;
ચઉં માડૂ ન પુછઈયું, મન જ્યું મનમેં રઈયું.

અંતરની ઊંડી વાતો વધીને વડ થઇ ગઈ. કોઇ શાણા માણસે મને પૂછી નહિ અને મનની મનમાં જ રહી ગઇ.

એક વખત દાદા ફરતા ફરતા કબ્રસ્તાનમાં જઈ ચડ્યા. સ્મશાન પણ બાજુમાં જ હતું. આખરી શાંતિના આ સ્થળમાં એમના મનમાં કેવી કલ્પના જાગૃત થઇ તે જોઇએ :

જાં વિંઆં જીરાણમેં, ત ભાવરેં મથે ભાર;
ખિલી ન કું ખીંકારેઓ, કું ન કેઓ સતકાર.

જ્યાં કબ્રસ્તાનમાં ગયો અને જોયું તો મારા ભાઈઓ ભાર નીચે દબાએલા હતા. કોઇએ હસીને બોલાવ્યો નહિ અને કોઇએ આદરમાન પણ આપ્યું નહિ.

જાં વિઞાં જીરાણમેં, કરિયાં સેણેં કે સદ;
મિટ્ટી ભેરા વ્યા મિલી, ન હૂંકારો ડીં હડ.

હું કબ્રસ્તાનમાં ગયો અને મેં સ્નેહીઓને સાદ પાડ્યા; પણ એ તો બધા માટીમાં મળી ગયા હતા. કોઈનાં હાડકાંએ હોંકારો પણ આપ્યો નહિ.

જા વિંઞાં જીરાણમેં ત કોરો ઘડો મસાણ;
જરેં તરેં જીતવા, ઈ પલ થીંધી પાણ.

સ્મશાનમાં જઈને જોયું તો માત્ર એક કોરો ઘડો જ ત્યાં પડેલો હતો. ઓ જીવ, કોઈક વખત તારી પણ એ જ દશા થશે.

ધર્મના નામે ચાલતાં ધતિંગ જોઈને દાદાનું મન બહુ ખિન્ન થતું. એવા ઢોંગી ધર્મગુરુઓને ઉદ્દેશીને એ કહે છે કે,

ઝાંઝકુટા પેટમુઠા, ઝિઝયું ડીંતા ધાંઉં;
એડેં સાધુડેં પોઆ, મુઠો ઐયાં આંઉં.

ઝાંઝના કૂટનારા પેટના પૂજારીઓ પ્રભુભજનને બદલે માત્ર બરાડા જ પાડી જાણે છે. ઈશ્વર કહે છે કે, આવા સાધુડાઓએ તો મને ત્રાસ આપ્યો છે.

તંબુરે તેં તંધ ચડાંઇ, વડયું ડિયેં તા ધાંઉં;
રામ તડેં રાજી થિયે, જડેં છડાજે 'આંઉં.'

તંબૂરા પર તાર ચડાવીને ઘણી ઘણી બૂમો મારે છે, પણ પ્રભુ તો જ્યારે 'અહં' છૂટે છે ત્યારે જ રાજી થાય છે.

કચ્છ અને કાઠિયાવાડમાં ગામડે ગામડે પ્રવાસ કરીને મેકણ દાદાએ ગામડાના લોકોનું અજ્ઞાન દૂર કરવા અને તેમને

ધર્મનું સાચું જ્ઞાન આપવા ખૂબ સાહિત્ય રચ્યું છે. એમની રચના માર્મિક અને લોકહૃદયમાં તરત ઊતરી જાય એવી હોવાથી ભજનિકો એમનાં ભજનો અને સાખીઓ ખૂબ પ્રેમથી ગાય છે. એમનું પ્રાસ્તાવિક સાહિત્ય પણ સમજવા જેવું છે.

> મોતી મંગેઆ ન ડીજે, ભલેં ચડે કિટ;
> જડેં ગડજે પારખુ, તડેં જ ડીજે ઝટ.

મોતી જેને તેને માગ્યાં દેવાય નહિ. એમના પર કાટ ચડી જાય તો પણ ભલે! પરંતુ જ્યારે એના સાચા પરીક્ષક મળે ત્યારે તો તે તરત જ આપી દેવાં જોઇએ.

> ભલો કરીંધે ભલો થિયે, ભુછો કરીંધે ભુછો;
> પંધ ઈ તાં પધરો, મુકે કુલા પુછો?

ભલું કરતાં ભલું થશે અને બૂરું કરતાં બૂરું થશે. આ રસ્તો તો પાધરો જ છે. એમાં મને શા માટે પૂછો છો?

> ખાધેં પણ ખરાંય ન, કેં કાયા તેં ભાર;
> મરી વેઓ મેકણ ચે', કેં ન વિધી ઉછકાર.

માત્ર પોતે જ ખાઈ જાણ્યો પણ બીજા કોઈને ખવડાવ્યું નહિ, પોતાના શરીર ઉપર જ ભાર ભર્યો. મેકણ કહે છે કે, એવાના મૃત્યુ પર કોઈ અફસોસ નહિ કરે.

> હથેં ડેઓ ને ટારેઓ, જીવ મથા જંજાળ;
> મોય પોઆ માડુઆ, કમ ન અચે કો ગાલ.

હાથ વડે દાન કરો અને ધનરૂપી જંજાળ જીવ પરથી દૂર કરો; કારણ કે મરી ગયા પછી તો કોઈ પણ વાત બની શકે તેમ નથી.

હિકડા હલેઆ બ્યા હલંધા, ત્રેયા ભરે વિઠા ભાર;
મેંકો ચેતો માડુઆ, .પાં પણ તેંજી લાર.

એક ચાલી નીકળ્યા, બીજા ચાલવાના છે, ત્રીજા તૈયાર થઇને ભાર ભરી બેઠા છે. મેકણ કહે છે કે, આપણે પણ એમની લારમાં છીએ.

ખેંધલ ખુટા, મેડીંધલ મુઠા,
વૈકુંઠજી વાટમેં, ડીંધલ ઠિઠા.

જે પોતાની સંપત્તિ પોતા માટે જ વાપરતા રહ્યા છે તે એક દિવસ ખૂટી પડવાના, જે સંગ્રહ કરી રહ્યા છે તેમનો તો આરો જ નથી. પરંતુ જે પરમાર્થમાં વાપરે છે તે જ મોક્ષને માર્ગે પહોંચે છે.

એક વખત નમાજ પઢી રહેલા એક નમાજી પર દાદાની દૃષ્ટિ પડતાં તે બોલી ઉઠ્યા. :

ઉચું–નીચું કો તો થિયેં ? હથે ન કે હીં,
હથ-પગ ધુઇ હલી નિકરેં, અલા ન મિલંધો ઈ.

ઊંચો–નીચો શા માટે થાય છે ? હાથથી કાંઇ દાન–પુણ્યનું કાર્ય તો તેં કર્યું નથી. હાથ-પગ ધોઇને હાલી નીકળ્યો પણ એવી રીતે ઇશ્વર મળે તેમ નથી.

હિંદુ જપે રામ રામ, મુસલમાન ચે અલા,
મુંજે નાથ મેકણ ચેં, બય ઘર ભલા.

હિંદુ રામનામનો જાપ કરે છે અને મુસલમાન અલ્લાના નામનો ઉચ્ચાર કરે છે. મેકણ કહે છે કે, આ બન્ને શુભ સ્થાનો છે.

તમામ ધર્મોનું આખરી ધ્યેય એક જ છે. દરેક માણસ પોતાના ધર્મને અનુસરીને પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે છે એમ દાદા માનતા.

સાખી

મું ભાંયો તડ હિકડો, પણ તડ લખ હજાર;
જુકો જેઆં લગેંઓ, સે તરી થેઓ પાર.

મેં ધાર્યું કે, તરી પાર થવાનો માર્ગ એક જ છે. પણ એવા માર્ગ તો અનેક છે. જે જ્યાંથી આગળ વધ્યા તે ત્યાંથી તરીને પાર થઇ ગયા.

દાદાની દૃષ્ટિ વિશાળ અને બ્રહ્મમય હતી. તે સર્વત્ર એક જ સર્વવ્યાપી પ્રભુનાં દર્શન કરતા.

સાખી

પિપ્પર મેં પણ પાણ, નાંય બાવરમેં બેઓ;
નિમમેં ઊ નારાણ, પોય કંઢેમેં કેઓ ?

પીપળામાં પણ પરમાત્મા પોતે જ છે, અને બાવળમાં પણ કંઇ બીજો નથી. લીંમડામાં પણ નારાયણ એનો એ જ છે, ત્યારે કંઢાના ઝાડમાં એટલે ખીજડામાં બીજો કોણ હોય ?

દાદા સાદાં દૃષ્ટાંતોથી અતિ ઊંડી વાતો સમજાવી દેતા. આ કળા એમને સંપૂર્ણપણે સાધ્ય બની ગઇ હતી. અગમ અને ગહન વિષયો સાદી સીધી રીતે રજૂ કરવાની એમની હથોટી અજબ હતી.

એક વખત દાદા પોતાના ચેલાને ચૂલા પર ચડાવેલી ખીચડીની સંભાળ રાખવાનું કહી, પોતે કંઇક કાર્યપ્રસંગે

બહાર ગયા. ચેલાને કહેતા ગયા કે, 'ખીચડી જ્યારે સીઝી રહે ત્યારે ઉતારીને નીચે મૂકી દેજે !'

ચેલાએ કહ્યું, 'ગુરુજી ! ખીચડી સીઝી રહી છે એમ ક્યારે સમજવું ?'

જવાબમાં દાદાએ એક સુંદર દોહરો રજૂ કર્યો:

**જબ લગ દીબી ઊફણે, તબ લગ સીઝી નાંહિ;**
**સીઝી કો તબ જાનિયેં, જબ નાચત કૂદત નાંહિ.**

જ્યાં સુધી આ હાંડલીમાં ઊભરો આવ્યા કરે ત્યાં સુધી સીઝેલી સમજવી નહિ ! જ્યારે એનું નાચવું કૂદવું બંધ પડે ત્યારે જ સમજવું કે હવે સીઝી ગઈ !

માનવ-જીવનના અનુભવ અને જ્ઞાનનો કેટલો ઊંડો નિચોડ દાદાએ આ દષ્ટાંતમાં દેખાડી દીધો છે !

દાદાના અખાડા કચ્છમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આજ પણ આ અખાડાઓમાં સાધુ-સંતો અને અભ્યાગતોને ભોજન આપીને દાદાના મૂળ ઉદ્દેશનું પાલન કરવામાં આવે છે.

ધ્રંગમાં દાદાનું સુંદર દહેરું અને એમના સંગાથીઓની સમાધિઓ દાદાનો કીર્તિધ્વજ ફરકાવતાં આજે પણ નજરે પડે છે.

મેકણ દાદા મહાન સેવાભાવી અને મસ્ત સંત હતા. એમણે પોતાનું સમસ્ત જીવન લોકોને સન્માર્ગે વાળવામાં અને લોક-સેવાના કાર્યમાં જ વીતાવ્યું છે. સ્નેહ, સેવા અને શ્રદ્ધાની સાક્ષાત્ પ્રતિમા સમા એક સાચા સંત તરીકે એમનું નામ કચ્છ અને સૌરાષ્ટ્રમાં પ્રકાશમાન છે અને સદા રહેશે.

દાદા પોતે કહી ગયા છે તેમ તે લોકહૃદયમાં સદા જીવંત છે. એ કદી પણ મૃત્યુ પામવાના નથી.

સિંધના પ્રસિદ્ધ શાયર શાહ લતીફનું પણ કથન છે કે,

મરણાં અગે જે મોઆ, સે મરી ન થીંદા મ્હાત;
હૂંદા સે હયાત, મરણ જિનીજી મુઠમેં.

જે મરણની પહેલાં જ મૃત્યુ પામી ચૂકયા છે અર્થાત્ દેહની વાસનાઓ જેણે ત્યાગી દીધી છે તે મરીને કદી પણ મ્હાત બનતા નથી. મરણ જેની મુઠીમાં જ રહેલું છે તે તો સદા હયાત રહેવાના છે.

ભલે ભલાઇ થિયે, ભુછે ભુછાઇ,
જુગે જુની ન થિયે, મેકો ચે કઈ કમાઇ.

ભલાથી ભલાઈ થાય છે અને બૂરાથી બૂરાઇ થાય છે. મેકણ કહે છે કે, કરેલી કમાણી જુગોના જુગ સુધી પણ જૂની થતી નથી.

યારાણી યાર સેં, કઇ જોપ કરે,
પિયાલો પ્રીત જો, પિયારેઓ ભરે.

દોસ્તથી ખૂબ કરીને દોસ્તી કીધી અને પ્રેમનો પ્યાલો ભરીને પીવડાવ્યો.

કચ્છ જા લોઆણા, સિંધ જા મોઆણા, ભાંભેર જા ભીલ,
મેકણ ચેં માડુઆ, ઈની ત્રીં જો હિકડો મીલ.

કચ્છના લોહાણા, સિંધના મોઆણા અને ભાંભેરના ભીલ એ ત્રણેનો સિદ્ધાંત મેકણ કહે છે કે, એક જ પ્રકારનો હોય છે.

લખણવંતો લાલિયો, ભાએં જેડો ભા,
ઘણેં જયું ગોરે વિજાં મુછિયું,
મેકણ ચેં લાલિયે જે પુચ્છ મથા.

મારો લાલિયો તો સુલક્ષણો છે, ભાઇઓ જેવો ભાઈ છે. ઘણા માનવીઓની મૂછો એના પૂછડા પરથી હું ઓળગોળ કરી નાખું.

ઉભો થી કો પેં તો ? તું સુમેં ન વેઇ,
પિટીંધા પર કે મેકણ ચેં, પિટાભા સેઇ.

તું ઊભો થઇને શા માટે પડે છે ? એકવાર બેસીને ત્યાર પછી કેમ સૂતો નથી ? જે બીજાને પીટે છે તે પોતે જ પીટાવાના છે.

ધરમ કે ઓડા ન થિયેં, સુખિયા ચોરાંઈ સુતર,
મરી વેંધા મેકો ચેં, પાપણીએં જા પુતર.

સૂતર કાંતીને વેપારીની દુકાને આપનાર બાઇઓના સૂતરને તોલમાં ઓછું તોળનાર વેપારીને સંબોધીને દાદા કહે છે, તમે ધર્મની તો નજદીક પણ જતા નથી. સુખિયા હોવા છતાં સૂતરની ચોરી કરો છો. ઓ પાપણીઓના સંતાનો ! તમે પણ એક દિવસ અવશ્ય મરી જવાના છો.

કુકડ કારાયલ ન થિયે, મુરગી જેંજી મા,
તેંજી કરે ગિલા, જુકો ડીં હથા.

જેની મા મરઘી છે એવો કૂકડો કદી કળાયલ મોર થઈ શકે નહિ. એ તો હાથે દાન કરનારની પણ નિંદા કરતો હોય છે.

સે કુરો સાઇ થિયે, મિનદી જેંજી મા,
[illegible]

જેની માતા બિલાડી છે એવી બિલ્લીબાઈ કદી કાળી ભેંસ બની શકે ખરી? એ તો ઉંદરડા જ મારતી હોય છે.

ભલીએં જા 'ભલા થિયેં, ટાયડિયેં જા ટટુ,
વિછણુ જા વાસીંગ ન થિયેં, રએં ભટુ જા ભટુ.

ભલીઓના ભલા થાય અને ટાયડીઓના ટટ્ટુ થાય. વીંછણુના કદી વિષધર નાગ થાય નહિ. એ તો વીંછી જ રહેવાના.

નક તુટો અખિયું બધયું, ઘાણી જા ફેરા,
પેલો પાણુ ન પલેઓ, ન સમજ્યા સવેરા.

જેણે પ્રથમથી આત્મ-પિછાન કરી નહિ અને વેળાસર જે સમજી શક્યા નહિ તેઓ ઊંટના અવતારમાં આવ્યા, નાક ચીરી તેમાં નાકેલ નાખવામાં આવી, આંખો પર દાબડા બાંધવામાં આવ્યા અને ઘાણી પર ફેરા ફરવાનો વખત આવ્યો.

મન મિલાપી ન થેઆ, સે સરજ્યા વિઝી સિયાડ,
મનખો આવ્યો મેકો ચેં, સીતારામ સંભાર.

જે મન-મિલાપ સાધી શકયા નહિ તે શિયાળના રૂપે સરજાયા છે. મેકણ કહે છે માનવ-અવતાર આવ્યો છે તો સીતા-રામને સંભારતો રહેજે !

હિતે હરિભજન કર, જિયરે ટાર જંજાર,
મોય પોઆ મેકો ચેં, કાંધી જે કંધ ભાર.

અહીં હરિ-ભજન કરજે! જીવનના જંજાળને ટાળી નાખજે! મુઆ પછી તો તારો ભાર કાંધીઓને ખભે જ રહેવાનો છે.

જીવ જોરાણું કઢંધો, ઠઈ છાતી તેં લત,
મેકો ચેતો માડુઆ, હિત વાવરજા હથ.

જોરાવર જમડો છાતી પર લાત દઇને જીવ કાઢી લેશે. મેકણ કહે છે ઓ માનવીઓ! એટલા માટે અહીં તમે તમારા હાથે જ (માલ–મિલ્કત) વાપરી લેજો !

સતરૉં સતરૉં સો કો કરે, અયડો ને ઊનઇ,
મમે સે ગડયા મેકો ચે, તેંજી પૂરી વી થઇ.

સૌ કોઇ સત્તર સુધી પહોંચે છે. એથી વધીને કોઇ અઢાર ને કોઈ ઓગણીશ સુધી આવે છે. પરંતુ જેણે માવા–કૃષ્ણુથી પ્રીત બાંધી તેમને જ પૂરી વીસ અર્થાત્ સંપૂર્ણતાની પ્રાપ્તિ થઈ.

અલા કેઓ અસાંજો, મમે સે મેડો,
આતમ અખીં ન પસેં, ત જમડે જો તેડો.

પરમાત્માએ અમારું મિલન માવા સાથે કરી દીધું છે. જે આત્મદર્શન કરી શકે નહિ તેને માટે જમનું તેડું રહેવાનું જ છે.

રરે મમે રામ ચૉ, આતમ ઇમ ભુલ,
ત કડેં કનેં ન સુણું, મેકણુ ચે જમેં સંધો હુલ.

ર અને મ વડે બોલાતા રામનામનું રટન કરજે! આત્મા! તું એટલું ભૂલીશ નહિ. એ રીતે વરતીશ તો જમનો શોરબકોર કદી તારે કાને પડશે નહિ.

ભા ડિઠી ભાજાર મેં, મમેં જી મહિમા,
આતમ કે આડે ન કો, અખર બેઓ અમાં.

ભાઇ બજારમાં મેં માવાનો–કૃષ્ણુનો મહિમા સાંભળ્યો. ઓ માતા! મારા આત્માને એના સિવાય કોઇ બીજો અક્ષર ગમતો નથી.

હટ ભાજારેં ન જુડે, ઇ અંધર મેં આય,
મમુ અખર મેકો ચે, સતગુરુ સિખાય.

હાટ કે બઝારમાં એ વસ્તુ મળતી નથી. એ તો અંતરની અંદર રહેલી છે. મેકણુ કહે છે કે માવાનું નામ એક સદ્દગુરુ જ શીખવે છે.

ઘણીએં ભાંતેં ઘેરીંધો, જડેં તોકે જમ,
મમુ અખર મેકો ચે, તડેં ઇંધો કમ.

ઘણી બાજુથી જ્યારે તને જમ ઘેરી લેશે ત્યારે મેકણુ કહે છે કે એક કૃષ્ણુ જ તને કામ આવશે.

રાતોય-ડીં રામ સેં, રતો જે રહે,
ત દાતારી દરબાર મેં, મંગે સે લહે.

જે રાતદિવસ રામનામમાં રક્ત રહે છે તે મહાન દાતાર પ્રભુના દરબારમાં જે કંઇ માગે છે તે પ્રાપ્ત કરે છે.

કો ન હલંધો કેંસેં, ભેણી–નાર–ભરથાર,
તેં માટે મેકો ચેં, સીતારામ સંભાર.

કોઇ પણુ કોઇની સાથે ચાલવાનુ નથી. મકાન, પત્ની કે પતિ કંઇ જ નહિ. એટલા માટે મેકણુ કહે છે કે તું સીતા-રામને સંભારતો રહેજે !

પેઆ રોંધા પટ તેં, ડાઢી–ડંધ–કપાર,
તેં માટે મેકો ચેં, સીતારામ સંભાર.

શરીરનાં સઘળાં અંગો દાઢી, દાંત, કપાળ વગેરે જમીન પર પડયાં રહેશે. માટે મેકણુ કહે છે કે તું સીતારામને સંભારજે !

ભગેજો ભેરૂ થિયે, થકે જો વિસરામ,
ઉસૉત કુંવર દશરથ જો, રિદે રખજ રામ.

ભાંગ્યાનો જે ભેરૂ અને થાક્યાનો વિસામો, એવા અતિ દેખાવડા દશરથના કુંવર રામને હૃદયની અંદર રાખજે!

ભગેં ભેરૂ રામ ને, થકેં ભેરૂ રામ,
ભગતેં ભેરૂ રામ ને, મુગતેં ભેરૂ રામ.

ભાંગેલાનો ભેરૂ પણ રામ અને થાકેલાનો ભેરૂ પણ રામ છે. ભક્તોનો ભેરૂ પણ રામ છે અને મુક્ત જીવોનો ભેરૂ પણ રામ છે.

રખે રામ વિસારીએં, માયા મેં મોહી,
માઉ થીને મેકો ચે, પરલે મેં પેઈ.

માયામાં મોહાઇને રખે તું રામને વિસારતો! એ રીતે તો મેકણ કહે છે કે તું દુઃખમાં આવી પડીશ.

રખે રામ વિસારીએં, આદમડા અજાણ,
માઉ થીને મેકો ચે, પરલે પોંને પાણ.

અજાણ માનવી! રખે તું રામને વિસારતો! એમ કરીશ તો મેકણ કહે છે કે નર્કનો અધિકારી થઇશ.

દેહ ગોલો દયા ગોફણ, ચેતન હણણહાર,
તિની સંધે ખેતર કે, કુરો કરીંધો કાળ?

દેહ રૂપી ગોળો હોય, દયારૂપી ગોફણ હોય અને ઘા કરનાર ચેતન હોય તે ખેતરને કાળ શું કરવાનો હતો?

સીલ બેડા સત નાખુઓ, હેમથ જા હથિયાર,
જીની સંચ સરીર મેં, સે લંગીંધા પાર.

શીલરૂપી બેડલી, સત્યરૂપી નાખવો અને હિંમતનાં હથિયાર એવી સામગ્રી જેની પાસે છે તે સંસારરૂપી સાગર તરીને પાર થવાના છે.

હલણ ધીંધો હેકલો, છડાંધી ધૂણી,
હલેઓ ન કો હલંધો, મથે માલ ખણી.

અહીંથી એકાકી જ ચાલવાનું છે. ધૂણી પણ છોડવી પડશે. માથા પર માલ લઇને કોઇ અહીંથી ગયો નથી અને જવાનો પણ નથી.

મરણ ફોડાવો કંધો, હંસલો વેધો વરી,
અચણ થિયે-ન થિયે, હિન સર મથે ફરી.

મૃત્યુ વિયોગ પાડી દેશે અને હંસલો પાછો વળી જશે. પછી તો આ સરોવર ઉપર એનું આવવાનું થાય કે ન થાય.

અસલ સેં અસાંજો, દુવારકા સેં દાવો,
માવો પસોં મેકો ચે, ખેઓં પોય ખાવો.

અસલથી જ અમારો દ્વારિકા સાથે સંબંધ છે. પ્રથમ શ્રી કૃષ્ણનાં દર્શન કરીએ છીએ અને ત્યાર પછી ભોજન કરીએ છીએ.

અસલૂણી અસાંજી, સંખોધાર સેં સગાઇ,
માવો તાં મેકો ચેં, ભવોભવ ભાઇ.

અસલથી જ અમારી શંખોદ્ધારથી સગાઈ છે. મેકણ કહે છે, માવો તો અમારો ભવોભવનો ભાઇ છે.

ખુશી એંજો ખૂરો કરે, ધમણ ધોંસ મ લાય, *
કૂડ જી ગારે કકરી, સચો સોન પાય.

ખુશીઓની ભઠ્ઠી સળગાવી ધમણની ફૂંકને બંધ કરીશ નહિ. જૂઠની ઝીણી કાંકરી પણ ગાળી નાખજે અને સાચું સોનુ પ્રાપ્ત કરજે!

મેકો મેહકરણ, બાર બેઓ ન પસણ,
સરસ્વતી સન્મુખ થઇ, તડેં લગો જોગ જરણ.

મેકો એ જ મેહકરણ. એ બહારના બીજા કશા પર દૃષ્ટિ કરતો નથી. સરસ્વતી દેવી સન્મુખ થતાં યોગવિદ્યા એને પચવા લાગી.

મેકો મમે અખરો, સે મસુ મિંજ રચ્યેં,
સરસ્વતી સન્મુખ થઇ, તડેં રામ ચવેં.

મેકો મ અક્ષરથી શરુ થાય છે અને મ અક્ષરનો મોહનરામ પણ એની અંદર રહેલ છે. સરસ્વતી સન્મુખ થઇ એટલે એ રામનો ઉચ્ચાર કરે છે.

કંથડ ક્રસ્ન હિકડો, નાલે ચંડું નાથ,
અસુરેં કે ઓરો ન થિયે, રય સુરેં જે સાથ.

શુભ નામવાળા દાદા કંથડ અને કૃષ્ણ એક જ છે. એ દાનવોથી દૂર છે અને દેવતાઓની સાથે છે.

કંથડ કૂડેં જો ન થિયે, સચેં જો સામી,
મૂંજો નાથ મેકો ચે, આય અંતર જામી.

કંથડ કૂડાનો થતો નથી પણ સાચાઓનો સ્વામી છે. મેકણ કહે છે મારો નાથ અંતરજામી છે.

કંથડ ઘણા કઢેઆ, પાવડી પછાડે,
મારગ હલે મેકો ચે, તિની કે તારે.

કંથડ દાદાએ ઘણાની પાવડી પછાડી તેમને દૂર કાઢ્યા છે. જે સુમાર્ગ પર ચાલે છે તેમને જ તે તારીને પાર કરે છે.

અસુરેં જે ઉથાપન જી, કંથડ હથ કમાન,
મારીંધા મેકા ચે, બાવા હણી બાણ.

અસુરોના ઉત્થાપન માટે કંથડના હાથમાં કમાન છે. મેકણ કહે છે કે એ બાવો બાણ મારીને તેમનો નાશ કરશે.

નપેરીએ મેં પેર, કિની પાતા પેરીએં ?
મુંઝણ જિડાં માડુએં, સજણ તિડાં વસેર,
ઇન ભુંઅ સંધો ભેર, ક્રોડેં મેં કોક લહે.

જ્યાં કોઇનો પગ પણ પડ્યો નથી એવા પ્રદેશમાં કયો એ પગવાળો આદમી પગલાં પાડી શકે ? લોકો મુંઝાઇ પડે એવા સ્થળમાં એ સાજનનો વાસ છે. એ ભૂમિના રહસ્યને કરોડોમાં કોઇક જ જાણી શકે છે.

હેકલો સો ભલો, જેંજો બેલી રામ,
મેકા વૈકુંઠ પામીએં, નિર્ભય જપીએં નામ.

રામ જેનો બેલી છે તે એકલો સારો. મેકણ કહે છે નિર્ભયતાથી એનું નામ જપવાથી વૈકુંઠ પામી શકાય.

જીરે જસ ન ખટ્યા, મોય ન હલંધો માલ,
મિટી થીંધો મેકણ ચેં, કાયરેં જો કાલ.

જીવતાં જશ ખાટી શકયો નહિ પણ મુઆ પછી કંઇ માલ સાથે ચાલવાનો નથી. મેકણ કહે છે, એવા કાયરોનો માલ આવતી કાલે જ માટી બની જશે.

ન કીં તંધ વજાઇયાં, ન કીં થુઆં ગાઇ,
રાણીમંગો આંઉં મંગણું, સુણજા સીતામાઈ.

હું તંબૂરાનો તાર વગાડતો નથી અને કંઇ ગાઇ પણ શકતો નથી. હું તો રાણીઓને જ માગનાર રાણીમંગો છું. હે સીતામાતા! તમે મારી વાત સાંભળજો!

ન કો તંધ વજાઇયાં, ન કીં રિઢ જીં રડાં,
રીઆઇયાં મૂંજે રામ કે, બેં કે લપણ સેં હણાં.

હું તંબૂરાની તાંત પણ વગાડતો નથી અને ગાડરની જેમ બરાડા પણ પાડતો નથી. હું તો મારા રામને રીઝવું છું. બીજા અપાત્રને તો તમાચો જ મારૂં.

જડેં છડે હલંધા, સૌ કો પોટરિયું,
હરભમ સાથ હલંધ્યું, તડેં ઢોકરિયું.

જ્યારે સૌ કોઇ પોતાના પોટલા અહીં જ મૂકીને ચાલતા થવાના છે ત્યારે ઓ હરભમ! કોઇને ખવડાવેલ રોટલા સાથે ચાલવાના છે.

હરભમ! હજારેં ધણી, વેઆ સે મરી,
જિની રામ સમરેઓ, તેંજી ગાલ ખરી.

ઓ હરભમ! હજારોના ધણી પણ મરી ગયા. જે રામ-ભજન કરે છે તે જ જીતી જાય છે.

હરભમ! સરગ ન હલેઆ, સિંઘાસણ કું સાથ,
મ વિસારજ મેકો ચે, નેચે પરચે નાથ.

અરે હરભમ, રાજસિંહાસનો પણ કોઈની સાથે ચાલ્યા નથી. માટે મેકણ કહે છે કે, નાથને કદી પણ વિસારીશ નહિ.

. દાદા મેહકરણના સમયમાં ભુજની ગાદી ઉપર રાઓશ્રી દેશળજી બિરાજમાન હતા. આ રાજવી અતિ ધર્મપ્રેમી અને સંત-આત્મા હતા. દાદા પ્રત્યેની એમની ભક્તિ અથાગ હતી. એક વખત રાઓશ્રી દેશળજી દાદાનાં દર્શન માટે ધ્રંગ ગયેલા. શિયાળાના દિવસો હતા. દાદા મેહકરણ ધૂણી તાપતા બેઠા હતા. એ વખતે રાઓશ્રીએ પોતા પાસેની એક ગરમ કીમતી શાલ દાદાનાં ચરણોમાં ભેટ તરીકે મૂકી. પરંતુ દાદા તો ખરેખરા ફકીર હતા. એમને શાલ-દુશાલાનો મોહ ન હતો. એમણે તો રાઓશ્રીની શાલને ઉપાડીને ભડભડ બળતી ધૂણીની અંદર પધરાવી દીધી અને રાઓશ્રી તો સ્તબ્ધ બનીને આ નિર્લોભી મહાત્માની લાપરવાહીની મનમાં ને મનમાં પ્રશંસા કરતાં એમનાં ચરણોમાં ઢળી પડ્યા. દાદાને પણ રાઓશ્રી પ્રત્યે કેટલો પ્રેમ હતો તે એમનાં નીચેનાં વચનો પરથી સમજી શકાય છે.

> ડુખ મટેઆ સુખ થેઆ, ડેસર તોં ડિઠે,
> સૌ માડુ સુખી થેઆ, સિંઘાસણ વિઠે.

દેશળ રાજા! તમને જોતાં દુઃખો મટી ગયાં અને સુખ પ્રાપ્ત થયાં. તમે રાજસિંહાસન પર બેઠા અને લોકો સુખી થયા.

> કારી જોગણ કચ્છ મેં, ડોલાવો મ ડીજ,
> . ડાખી રા ડેસર જા, પાપી પરલે કજ.

ઓ જોગણી દેવી! તું કચ્છને જરા પણ દુઃખનો ડોલાવો દઈશ નહિ. રા'દેશળના દુશ્મનોનો નાશ કરજે.!

> ચોસઠ જોગણી ચોકી કરીં, અઠ ભેરવ આડા,
> રા ડેસર કે મઠો ગુરેં, સે થીંધા પાડા.

ચોસઠ જોગણી અને આઠ ભૈરવ જેની ચોકી કરે છે એવા રા' દેશળનું ભૂરૂં ઈચ્છનાર પાડા થશે.

રોમ રોમ રઘુનાથ વસે, નોંય ખંઢ' જો નાથ,
રા ઉસર મું તાં ડિઠી, સગત તોકે સાથ.

નવખંડનો નાથ રઘુનાથ તારા રોમરોમમાં રહે છે. ઓ દેશળ રા'! હું તો શક્તિમાતાને તારી અંદર વસતી જોઉં છું.

ખેતર વઠ તોજો ખેતલા, ભલે ભુજ ધણી,
લખેં જો વાલી વડો, મથે જિન મણી.

ઓ ખેતલા! તારૂં ખેતર તું ભલે પાછું લઇ લે! ભુજ ધણી મોટો છે. જેના માથે મણી છે એવો એ લાખોનો પાળનાર છે.

હબે-રાણી બકરી ને મુલક-રાણી મે,
મેકો જિકીં મંગી ગિને, રા' ઉસર સે ડે.

હબા ડુંગરની રાણી બકરી છે અને મુલકની રાણી ભેંસ છે. મેકો જે કંઇ માગે છે તે રા' દેશળ તેને આપે છે.

દેવી હીંગળાજની સ્તુતિ કરતાં દાદા કહે છેઃ—

ડુખ ભુખ ને ડાખડા, નેણે નિંધર ન કન,
મા જિની જે મન મેં, સરણ સે પસન.

જે દુઃખ, ભૂખ અને શ્રમને સહન કરે છે અને જેના મનમાં માનો વાસો છે તે જ તેનાં ચરણોનાં દર્શન કરી શકે છે.

પટ' પાણી પથરા, હુમારા ઝરન,
અઠોય પોર અઘોર કે, ડિઠે રાહ રસ્ન.

ઠેકઠેકાણે જ્યાં પાણી ભરેલાં છે અને હેમાળા જેવાં ઝરણાં જ્યાં ઝરતાં હોય છે એવા ગહન અને વિકટ પ્રદેશને જોતાં દોષ ટળી જાય છે.

જતી સતી ને તપસી, અકલ પંથ અચન,
નમન કરીં નર-નાર ને, જોગી જાતરૂં કન.

જતી, સતી ને તપસ્વી અકલ પંથમાં આવે છે. નર-નારી અહીં નમન કરે છે, યોગી લોક જાત્રા કરે છે.

સૂરા-પૂરા સાધ જન, અકલ પંથ અચન,
માઠી જી મેકો ચે, ભાવેં ભકિત કન.

શૂરાપૂરા અને સાધુ લોકો અકલ પંથ પર આવે છે અને ભાવપૂર્વક માની ભક્તિ કરે છે.

અમ્માં જો ભરોસો આહે,
બાઈ બાકરિયન મેં ઉભટી આહે.

અમ્માંનો અમને ભરોસો છે. દેવી બકરીઓના ટોળામાં ઊભેલી હોય છે.

## દાદાની હિંદી સાખીઓ

વેદાંત અંત હૈ વેદ કો, સંત કો અંત નાંહિ,
મેકા સત ગુરુ પાયા, સાખી સમજ માંહિ.
નહીં સૂન મેં વસ્તી, નહીં વસ્તી મેં સૂન,
મેકા સતગુરૂ પાયા, અહોનિશ લાગી ધૂન.
સદ્‌ગુણ કો સદ્‌ગુણ મિલે, નિર્‌ગુણ મિલે ન કોઈ,
નિર્‌ગુણ કું તો સો મિલે, જો રામ-સ્નેહી હોઇ.

સંત સ્નેહી રામ હૈ, રામ સ્નેહી સંત,
મેકા સતગુરૂ પાયા, તીન ભવન કે તંત.

મનરાજા હૈ બાલા જોગી, તન જોગી ઘર બારી,
મેકા સેવે માત ભવાની, ઉનમન આસન ધારી.

દૂધ કા તો દૂધ હૈ, હૈ પાની કા પાની,
કાયા માયા બાદલી, જતી ગોરખે જાણી.

નહીં સાંયર નહીં શિખર, પવન નહીં પાણી,
નહીં ધરણી આકાશ, નહીં ઔર નિશાની.

ચંદ્ર નહીં સૂરજ નહીં, નહીં દિવસ નહીં રાત,
રૂપ રેખ કુછ ભી નહીં, નહીં વરણ કુલ જાત.

નહીં તીરથ વ્રત નહીં, વહાં ન વેદ વિચાર,
નહીં દેવ નહીં દેવતા, નહીં ખટ કરમ આચાર.

જરા-મરણ નહીં ઘર નહીં, નહીં વૃદ્ધિ નહીં હાણ,
મગન રૂપ હંસા રહે, પરગટ હોઇ નિધાન.

આશા-તૃષ્ણા કછુ નહીં, નહીં કલહ નહીં કાલ,
મગન રૂપ હંસા રહે, મિટે ભરમ કી જાલ.

છત્ર સમા પણ રામચંદ, રતન સમા પણ રામ,
રામનામ ગાંઠો ગ્રહે, સીતાજી કે શ્યામ.

રાજા-તિલક રામચંદ્ર, દેવા-તિલક રામ,
દાતા-તિલક રામચંદ્ર, દયા તિલક ભી રામ.

માત ઓધારણ રામચંદ્ર, તાત ઓધારણ રામ,
કુલ ઓધારણ રામચંદ્ર, ક્ષત્રી ઓધારણ રામ.

શબ્દ તરૂવર સાખી ફૂલ, સતગુરુ સીંચન હાર,
આવાગમન આવે નહીં, ગુરુ ઉતારે પાર.

મેકા બેટા મછંદર કા, રામાનંદ કા કબીર,
આદ અંત હોઈ રહા, દરબારી ફકીર.
જોગી મરગા વન કા, સ્વારથ ચરવા જાય,
તમ્મ ફાંસી મ્રત લોક કી, વહાં જાઇ અટકાય.
જોગી ફૂલ આસમાન કા, મ્રત લોકમેં કહા જાય,
જ્યું અંડા અનલ કા, ઉઠ કર ફેર ન જાય.
મેકા જોગી નાવ હે, સમંદર હે સંસાર,
જ્યું જલ તેં ઉદક, ઉપરે પહોંચે પાર.
સૂરવીર અરૂ સંત કો, બન મેં નહીં ફિરના,
જન સેવા કી સાથ મેં, રામભજન કરના.
જોગી પથર પહાડ કા, પાણી સે ડગ જાય,
ન તલ વધે ના તલ ઘટે, કથ્યા કહ્યુ ના જાય.
જોગી પથર પહાડ કા, રામનામ કી રેખ,
ઊંધા સીધા જો પડે, તોવ ન છાંડે ટેક.
જોગી પથર પહાડ કા, જહાં તહાં ઠહરાય,
ગુરૂ ગુણસાગર જો મિલે, તો સારંગ કહાય.
જોગી પથર પહાડ કા, ભારી બહોત અતોલ,
તીન લોક કી થાપના, કોન કરેગા મોલ.
રઘુનાથ રત્નાકર મથ્યા, માયા મથી ન જાય,
માનવ જો માયા મથે, પારબ્રહ્મ હો જાય.
મેકા જોગી મન હે, પત્થર કે મિસાલ,
સેવ્યા સુખ ઊપજે, ત્રૂઠા કરે નિહાલ.

## ગુજરાતી

જપ તપ તીરથ રામજી, ભક્તિ મુક્તિ આરામ,
તેત્રીસ કોટી પામિયા, નામ જપે વિશ્રામ.

ત્યાગ-વૈરાગ રામજી, દાતા ભોક્તા રામ,
મનવા ! તું મેલીશ મા, સ્હેજે સીતારામ.

રેણી-કરણી રામ ને, હર્તા કર્તા રામ,
તરણ-તારણ રામચંદ્ર, પ્રાણ-પોષણ રામ.

સતી ઓધારણ રામ ને, જતી ઓધારણ રામ,
દાતા ઓધારણ રામચંદ્ર, ભક્ત ઓધારણ રામ.

અનિલ ઓધારણ રામ ને, અન્ન ઓધારણ રામ,
પંડ ઓધારણ રામચંદ્ર, બ્રેમંડ ઓધારણ રામ.

તેજ ઓધારણ રામ ને, તત્ત્વ ઓધારણ રામ,
મંત્ર ઓધારણ રામચંદ્ર, મન ઓધારણ રામ.

અખર સખર આતમા, રમે-મમ્મે રામ,
આવટ-ફૂટો મેદની, કોઇ ન આવે કામ.

રામ અખર રાતો રહે, હૃદયે રાખે રામ,
અંતકાળે ઊગારશે, જમ ના કરે સલામ.

રામ અખર રાતો રહે, માયા મિથ્યા દામ,
પૂરા અખર પઢતો રહે, રમે-મમે રામ.

હવે દાદા મેકણનાં તથા કાપડી રાજા ગંગારામનાં ભજનોની થોડી વાનગીઓ જોઇએ.

## મનડે જી ગાલ

મુંજે મનડે જી ગાલ, આંઉં કિડાં વિંઓં કરિયાં?
કિડાં વિંઝી કરિયાં તંજા, ઘોંખા કેડા ધરિયાં. મુંજે૦
ઘોડાં તોય ન આપડાં, ને સડ કરિયાં તીં દૂર;
વિંએ વાલમ વિછડ્યો, સે તાં પાણી સંઘેપૂર. મુંજે૦
મિઠા હુવા સે ખારા થઈ પ્યા, સક્કર જેડા સેણ;
ખારા સે તાં મિઠા થીંધા, સે પણ ડિઠા નેણ. મુંજે૦
કુંજિયેં વોણા તાઠા ડિનાં, સે ઉઘાડે કેર?
'મેંકો' ચેતો આમરી, ને બેઆ ચેંતા બેર. મુંજે૦

## સેવ સાંયર—નામ

રાગ—કેદારો

મન! તું સેવ સાંયર નામ.
કામ ક્રોધ મોહ લોભ માયા, કોય ન આવે કામ;
હસ્તિ ઘોડા સેજ સિંગાસણ, મિથ્યા માટી દામ. મન૦
સાહી અખર સંભાર મૂરખ, સમર સીતારામ;
રામ ઠાકર 'મેકા' ચાકર, કીરત કેરૂં કામ. મન૦

## મહિયારી જો ગીત

વાટ હલંધે ઘૂંઘટ મુંજો કાંન ઉઘાડે,
કાન ઉઘાડે રે અસાં, કાનજી ઉઘાડે. વાટ૦
ઇંધી પસે અખિયન સે, ને ઝિઞો નેચારે;
મોહન મુંકે મન ખિંજાતું: મૂર ન વિસારે. વાટ૦
મહિયારીજી મોહન મુંજો પરતંગા પારે;
'મેકો' મહિયારી મોહનજી સે, ગોકલ ગુજારે. વાટ૦

## મેના બોલે પાંજરે

મેના બોલે પાંજરે, સુણ ભાઇ મનવા રાજા,
પૂરા જાણે પારખા, આસમાની અવાજા. મેના૦
વરણ-અવરણ કોઇ નહિ, દુનિયા દરવાજા;
વણ દેવળ વણ દેવતા, વણ મસીદ વાજા. મેના૦
શૂન્ય શિખર પર શબ્દ હૈ, કર વણ વાજત વાજા;
'મેકાજી' મેના જીવ હૈ, પિયુડા હૈ અવાજા. મેના૦

## મરગા ઢૂંઢે વનમાં

મરગા ઢૂંઢે વનમાં, કસ્તૂરી ઘટ માંહી;
આપ ખજીને ધન હૈ, અંધે કું ગમ નાંહિ. મરગા૦
દરિયા કું માહિત નાંહિ, સીપ રતન સુજ માંહિ;
તપીઆ દમે દેહ કું, ઘટમાંહી ગોરાંહી. મરગા૦
બહેરા બાત બુજે નહીં, કહ્યો કછુ ના જાઈ;
'મેકા' ગોપી કાન સે, સમજી લે મનમાંહિ. મરગા૦

કાતી કાન ન ફાડીએ, કામી જોગી ન કીજે,
કાતી કાન ન ફાડીએ.
મનસા ડાકણ શહેરમાં, એથી આપ રાખીજે,
નિદ્રા સુરત રંગમોલમાં, વાકો સંગ ન કીજે. કાતી૦
પાંચ-સાત પાડોસણી, તા સું ગૂંજ ન કીજે,
કૂડી સંગત ન કીજીએ, સાચે શામ પતીજે. કાતી૦
પ્રેમ પિયાલા પિયુજી સે, ભાવે ભર ભર પીજે,
'મેકા' ગોપી કાન સે, નિરભે નામ જપીજે. કાતી૦

## માયલી મૃગલી

માયલી મૃગલી કું માર લે, ઐસા કૌન હૈ શિકારી ?
પંડ-પ્રેમંડમાં રમ રહી, ખેલે ન્યારે કી ન્યારી,
સાસ-ઉસાસ કા પારણા હૈ, આપ અજબ હૈ નારી. માયલી૦
ધીરપ કા બાણ ચડાવી લે, નેહ નિશાન સંભારી,
પ્રેમ કા બાંધા પાસલા, મુનિજને લીધી મારી. માયલી૦
ચેલી ગોરખનાથ કી, ઈશ્વર ઘર નારી,
'મેકા' ખોજી ખોજ લે, અબ ખોજન કી વારી. માયલી૦

## કાને ફાટયા કયા હુવા ?

કાને ફાટયા કયા હુવા, જબ લગ મનવા ન ફાટયા,
કાને ફાટયા કયા હુવા ?
જિણ ઘર સુધારસ પીજીયે, સો ઘર સરખા સાટા,
સુર-સરી સંગમ વાટ હૈ, ઔર વાટ ઉવાટા. કાને૦
ઉનમની મુદ્રા કાન મેં, સો જોગી મન ફાટા,
'મેકા' ગોપી કાન સે, અવિચલ દેહ વિરાટા. કાને૦

## હમ નહીં મરેંગે

હમ નહીં મરેંગે, મુવા મેરે જંજારા,
સતગુરુ મિલ્યા જિવારણ હારા.
દુરમત મુઇ તબ ટલ્યા વિકારા,
કામ ક્રોધ પૂતર પરિવારા,
માન ગુમાન કા સિર પર ભારા,
સો મુવા જિણ રામ વિસારા. હમ૦

જીવિત મુવા જિણ મન કું મારા,
મન કું મારી આપ ઉગારા,
ન્યારે સે ન્યારા, પ્યારે સે પ્યારા,
'મેકા' સતગુરુ પ્રાણ હમારા. હમ૦

## આવો આવો ! આપણ મળીએ

ભાઈ વીરા ! મળતા પુરસ સાથે મળી કરી રહીએ,
કાઢીને દિલડાના કૂડ,
એણી પેરે સાહેબો મારો રાજી રેવે,
શ્રાવણ ફૂલ્યો ઝાઝે ફૂલ રે,
આવો આવો આપણ મળીએ, સાંયર હુંધા પૂર,
વાલીડાનાં નેણલાંમાં વરસે ઝાઝા નૂર રે. આવો૦
ભાઈ વીરા ! ખોટાબોલાથી આઘેરા રહીએ,
એ તો આદ-અંતે બોલે કૂડ,
એવાની સંગતું કદી નવ કીજિયે,
એની આંખોમાં ઝીણી ધૂળ રે. આવો૦
ભાઈ વીરા ! સતવાદી નર ને ઝાઝેરી ખમા,
એનાં કંકુ વરણાં નૂર,
એવાની સંગતું સમજીને કીજીએ,
જમને વસાવે એ તો દૂર રે. આવો૦
ભાઈ વીરા ! કાયા-માયાનો ગર્વ ન કરીએ,
મેલીને મરવું છે જરૂર,
"મેકણ કાપડી" એણી પેરે બોલિયા,
જાવું છે પાણી હુંધે પૂર રે. આવો૦

## કાપડી ગંગારામની વાણી

રાગ જોગિયો.

મું વટ ઈંધા વલા, હરિગુરુ સંત હરિ,
હરિગુરુ સંત હરિ, કિરપા છાલ કરીં. મું૦
દરસન દયા સેં ડિનાં, આંઉં મેંર મંગાં,
નિરખી ન્યારિયાં નેણેં, ધિલ સેં ધ્યાન ધરી. મું૦
ઓતારા ઓતાકન મેં ઉની કે ડિયાં,
જાનભ જાન ભરે ચરણામૃત પિયાં,
પેરેં પાં પ્રીત સેં, ભાકર મિંજ તાં ભરી. મું૦
વારડિયું ન્યારિયાં વાટ ઝલી,
મું વટ ઈંધા વલા મુંજા સાંઇ હલી,
'ગંગારામ' ચવે, પેરેં પાં ઉલરી. મું૦

## જડેં ઈંધો જમ

જડેં ઈંધો જમ,
જડેં ઈંધો જમ તડેં સભે થીંધો સમ. જડેં૦
કંકુ વરણી કાયા તોજી, કીં ન ઈંધી કમ,
અગન જી આડ મેં તોજે, બરી વેંધો ચમ. જડેં૦
કોઠી વેંધા કારીઆ તોકે, હુકમ સેં હરધમ,
ચોર્યાસી જી ખાણમેં પોને, પુઠિયા પિયાભમ. જડેં૦
રામ રૂદિયે મેં રાખીને, કર સેવા જા કમ,
સંત સામે હથ બધીને, પૂજ તું પરબ્રહ્મ. જડેં૦
ગુરૂ ગંગારામ જો, સારીંધો સૌ કમ,
માવજી શરણે ગાય 'ગંગારામ', નિતનિત તું નમ. જડેં૦

## દીદાર દિયા

નેણલે નિરખું, હેતે હરખું, દયારૂપ દીદાર દિયા;
માતા પબાંબાઇ પિતા હાદાજી, ભટિયારા કુળ જનમ હુવા.
ગામ ખોંભડી ગુરૂ ગાંગોજી, આશાપુરા કા પંજા લિયા.
ક્રિયા સંપૂરણ હુવા કાપડી, કચ્છ મુલક અવતાર લિયા;
ધ્રંગ ધરમરી ધજા ફરૂકે, નવખંડ નેજા રોપ દિયા.
રામચન્દ્ર કા ભાઇ ભણીજે, ઉઠ કર હાથ કબાન કિયા;
ઉલટ બાણ આકાશ સંધા તો, સૂરજ ભમરા ટેંક દિયા.
સંવત સતરે ને વરસ છાસીઓ, આસો ચૌદશ થાવર હુવા;
સેજ સમાધિ સુખમન સાધિ, ધરણ ગુફા મેં ગેબ હુવા.
આદ અનાદિ દાસ આપકા, દુજા ધણી મૈંને ના કિયા;
માવજી શરણે ગાય 'ગંગારામ', તેરે ચરણમેં શીશ દિયા.

## ગગન પર વાસા

કર લે ગગન પર વાસા હંસા! તું કરલે ગગન પર વાસા;
સમરી લે સાસ ઉસાસા. હંસા૦

નામ કા ચોપટ ખેલ ખેલી લે, પ્રેમ પદારથ પાસા;
સહજ સોગઠી ચલે ચેતના, ખેલ બનેગા ખાસા. હંસા૦

અનહદ નોબત ઝાલર ઝણકત, ભેર ભૂંગળ ને ત્રાંસા;
સુરત–સુરત ગાવણ કો લાગી, સંત કરત વિલાસા. હંસા૦

બિના રૂપ એક નાર ખેલતી, રંગમહલ મેં રાસા;
બિના બાતી જ્યોત જલત હૈ, અખંડ રહે ઉજાસા. હંસા૦

'ગંગારામ' ગુરુ માવજી શરણે, નામ ભજન કા પ્યાસા;
મુગટમણી મેહકરણ સરીખા, ઇન ચરણુન કા દાસા. હંસા૦

રાગ—જોગિયો.

સીતા રામ વિના, તોજો નાંય કો સગો,
તોજો નાંય કો સગો, કર કો વાડ વગો. સીતા૦

તું તાં નિત તો હલેં, ચઉં ચઉં જે ચારે,
તોકે બધંધે બેલી, મચ્છ જી બંધાજે જારે,
તેં મેં રોને અટકી, છડ મન ચિત્ત જો ચારો. સીતા૦

કામ ને ક્રોધ તાં, તોજા વડા એં વેરી,
માયા-મમતા નારી, પુઠિયા ફિરેતા ફેરી,
સે તાં તો સેં કંધા, બેલી કોક ધગો. સીતા૦

તારૂ ધારાં તરણ સાંયર આય ન સેલો,
લોરીયું લગેંત્યું લમિયું, પાર ન પુજનેં પેલો,
રખે તોજો બેડલો બુડે, લોરીં સાણ લગો. સીતા૦

પરદેશી પંખીડા તું તાં ઉડામી વેને,
સુખ ડુખ જ્યું ગાલડિયું, ગૂંધર કેંકે ચોને,
સીચાણું જ્યું સટું, ભજી ભજી કિતરો ભગો. સીતા૦

એંકારી ભંધા, અધવિચ રોધા અટકી,
હુંપદ મેં હલંધા સે, ભારી પોંધા ભટકી,
'ગંગારામ' ચવે છુટંધો, પ્રેમ જો પગો. સીતા૦

◎

રાગ—એ જ

ઉજલ જોગીડા, મુંજા સેણુ સગા;
ફુદ્દા ફકીરેં જા મુંકે બાણુ લગા. ટેક૦

આશા તૃષ્ણા મમતા જે ચે ન હલેં;
કૂડ કપટ કારજેં મેં તાં મૂર ન મિલેં;
દયા સત્ત ધરમ જે તાં લાર લગા. ઉજલ૦

માયા મમતા મેં આય ન ઉનીજી મઠી,
હરખ શોક દ્રુંપદ સેં રેઆ એં લડી;
કાલ ક્રોધ કના ઇતાં પરેઆ ભગા. જીજલ૦

આધી રાત ઉથી સમરણ કે તા સારીં,
સાસ ઉસાસેં મેં તુંહી તુંહી તવારીં;
સીલ સંતોષ જા મનમેં નાદ લગા. જીજલ૦

ઇની જે શરણેં રેંધા સુખ પામીંધા ઘણા,
નામ નિરંતર મોતીડેં જી નાંય મણા;
'ગંગારામ' ચવે ભવજા ભાર ભગા. જીજલ૦

## દેશરા પરમેશરા

કચ્છના રાજ્યકર્તાઓ કંઇ ને કંઈ વિભૂતિઓથી વિભૂષિત થયેલા જણાય છે. વિદ્યમાન મહારાઓશ્રી મદનસિંહજી જેવા સાહિત્ય પ્રેમી છે તેવાજ એક આદર્શ 'સ્પોર્ટ્સમેન' તરીકે પ્રખ્યાત છે. એમના દાદા શ્રી ખેંગારજી બાવા પણ સાહિત્ય-પ્રકાશક, પ્રાણી–પરીક્ષક અને મહાન રાજનીતિજ્ઞ હતા.

ભારતભરમાં અજોડ એવી કવિઓને ઘડવાની કાવ્યકળા શીખવાની સંસ્થા વ્રજભાષા પાઠશાળાની સ્થાપના કરનાર મહારાઓશ્રી લખપતજી એક અચ્છા કવિ હતા. લલિત કલાના ચાહક અને આશ્રયદાતા હતા.

કચ્છનો પાયો મજબૂત કરનાર રાઓશ્રી ખેંગારજી પહેલા જાતમહેનતથી વિજયને વરનાર એક પ્રતિભાશાળી અને પરાક્રમી રાજવી હતા.

જામ લાખો ફૂલાણી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં પોતાનાં અનેક પરાક્રમો વડે પ્રખ્યાત થનાર મહા પ્રતાપી પુરુષ હતા.

અને એ જ રીતે રાઓશ્રી દેશળજી પહેલા એક સંત આત્મા હતા. કચ્છમાં ચાલતી દંતકથા અનુસાર પૂર્વજન્મમાં

તે એક તપસ્વી યોગીરાજ હતા અને ટપકેશ્વરી માતાના ડુંગરાઓમાં તપશ્ચર્યા કરતા હતા. એમના સંબંધમાં આવી અનેક વાતો આજે પણ પ્રચલિત છે.

દેશળજી બાવા મહાત્મા મેકણના પરમ ભક્ત અને શિષ્ય હતા. દાદાએ પોતાના ત્યાગ અને તપ વડે દેશળજી બાવાના હૃદયને જીતી લીધું હતું. દાદા એ અરસામાં રણને કિનારે આવેલા ધ્રંગ ગામે ચોથી ધૂણી તાપતા હતા.

દેશળજી બાવા દાદાનાં દર્શન માટે પોતાના ભારે રસાલા સાથે વારંવાર ભુજથી ધ્રંગ ગામે જતા હતા. દાદાના મૂક સેવકો લાલિયો અને મોતિયો દાદાનો સંદેશો લઈને ભુજના દરબારગઢમાં જતા અને એ સંદેશો દેશળજી બાવાને પહોંચાડતા. ગળામાં ચિઠ્ઠી બાંધેલા મોતિયા કૂતરાને અને લાલિયા ગધેડાને દરબારગઢમાં દાખલ થતાં કોઇ અટકાવતું નહિ. સૌ જાણતાં કે આ તો દાદાના મૂગા દૂત છે. દાદાની તમામ જરૂરિયાતો આ બે દૂતો દ્વારા એમને પૂરી પાડવામાં આવતી.

## નાગાનું પરાક્રમ

રાઓશ્રી દેશળજીના સમયમાં કચ્છમાં એક ખાસ નોંધવા લાયક બનાવ એ બન્યો હતો કે અમદાવાદનો સૂબો શેર બુલંદખાન ૫૦ હજારના મોટા લશ્કર સાથે ખંડણી વસૂલ કરવા માટે કચ્છ પર ચડી આવ્યો હતો. આ વખતે સૂબાનો સામનો કરવા માટે કચ્છની પૂરતી તૈયારી ન હોવાથી રાઓશ્રીનું મન વ્યગ્ર બની ગયું હતું. એ સમયે એમની શ્રદ્ધા અને ભક્તિ એમની વહારે ચડી. બરાબર એ જ અરસામાં

નાગા બાવાની એક મોટી જમાત હીંગળાજ પરસવા માટે કચ્છમાં આવી ચડી. જયપુરી નાગાઓની આ જમાત ભુજના ખાકચોકમાં પડી હતી. હીંગળાજની યાત્રાએ જનાર નાગાઓની જમાતને કચ્છ રાજ્ય તરફથી હમેશાં સીધા-સામગ્રીની વ્યવસ્થા કરવામાં આવતી હતી.

આ વખતે દેશળજી જેવા સંત રાજવી ભીડમાં આવી પડ્યા હોવાથી નાગાઓની આ આખી જમાત બરાબર અણીના સમયે રણમેદાનમાં કૂદી પડી. પ્રચંડ શરીરવાળા વજ્રાંગી નાગા-બાવાઓ શેર બુલંદખાનના સૈન્યમાં મહા સંહાર મચાવતા મદોન્મત ગજરાજોની પેઠે ઘૂમવા લાગ્યા. સૂબાનો જુવાન ભત્રીજો આ નાગાઓના હાથે કપાઇ ગયો. એક તરફથી નાગાઓનો મારો, બીજી તરફથી જાડેજા વીરોનો ઝપાટો અને ત્રીજી તરફથી મિયાણા મર્દોની કારમી કતલ એવી ચાલી, કે સૂબાના લશ્કરમાં હાહાકાર મચી ગયો. આમ ચોતરફના હલ્લાથી ત્રાસીને સૂબાનું લશ્કર ઊભી પૂછડીએ નાસવા લાગ્યું.

ઉસર વાઈ હાક, માથે તાં મુગલાં તણે;
તુરકેં વાઇ તલાક, ભુજનગર ભેટ્યા તણી.

રાઓ દેશળજીએ મોગલોના મસ્તક પર ડાક વગાડી દીધી. અને મોગલોએ ફરીથી ભુજમાં પગ દેવાના સોગંદ ખાઇ લીધા.

આ નાગા બાવાના પરાક્રમ સંબંધી કચ્છી સાહિત્યમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

**સમી ચેંતા પિંઢ મેં, પાંજા ભેણુ ન કો ભા,**
**માતા પરસણુ પોય, પાંજા તીરથ હિત થેઆ.**

નાગા બાવા પોત-પોતામાં કહે છે કે, આપણું ભાઇ-બહેન કે કુટુંબ-કબીલા કશું નથી માતા પરસવાનું હવે પાછળ. આપણું તીર્થ તો હવે અહીં જ.

પેલો ઝગડો પાંજો, ભર ડિસે ડેસર રા';
મેર કરીંધી માતા, આઇ આસાપરા.

પહેલી તો આપણી જ લડાઇ ભલે રા' દેશળ જોઇ લે! આઇ આશાપૂરા અવશ્ય કૃપા કરશે.

સામીએં જે સપાટે, મુગલ પટ્ટ પેઆ;
સૂબે જે સરદાર જો, મથ્થો વઢે વેઆ.

નાગાઓના સપાટાથી મોગલો જમીનદોસ્ત થઇ ગયા. નાગાઓએ સૂબાના સરદારનું માથું વાઢી નાંખ્યું.

મુગલેં કે મારે કરે, બાવેં બર કેઆ;
'કુટે કટક ખાન જો, સામી તર ખટેઆ.

નાગા બાવાઓએ બળ વાપરીને મોગલોને મારી નાખ્યા. ખાનના લશ્કરનો ઘાણ કાઢીને નાગાઓ મેદાન મારી ગયા.

સોનેરીયું સામીએં કે, તેર બધાયું રા';
ડિને પટકા પાંભડયું, પચ્છમ જે પાતશા.

નાગાઓને રા દેશળે સોનેરી પીતાંબરીઓ આપી. પંચ્છમના પાદશાહે તેમને પટકા-પાંભડીઓ પણ આપ્યાં.

❀

## શિવરા મંડપ

રાઓશ્રી દેશળજીને સત્ય-સંશોધન માટે ભારે ઉત્કંઠા હતી. મેકણ દાદાની પણ એમણે એક બે વાર પરીક્ષા કરી જોઇ હતી. દાદા એક સાચા સિદ્ધ પુરુષ હતા એવી ખાતરી થયા પછી જ મહારાઓશ્રી એમના શિષ્ય બન્યા હતા.

સંવત ૧૮૦૫ ના પ્રથમ વૈશાખ સુદિ એકમ અને શુક્રવારના દિવસે ભુજમાં રાઓશ્રી દેશળજીએ શિવરા મંડપની તૈયારીઓ કરવા માંડી. આ પ્રસંગે કચ્છ, કાઠિયાવાડ સિંધ, ગુજરાત વગેરે ઘણા પ્રદેશોમાંથી સવા લાખ સાધુ સંતો કચ્છ–ભુજમાં એકત્ર થયા હતા. આ ઉત્સવ એક સરખો દશ દિવસ સુધી ચાલ્યો હતો. આ વખતે સાધુઓની તમામ છાવણીઓમાં ફરીને કોનામાં કેટલી સિદ્ધિ છે તેની રાઓશ્રીએ જાતે તપાસ કરી હતી. દશ દિવસનો આ ભવ્ય સમારંભ સંપૂર્ણ થતાં તેમણે તમામ સાધુ મતોને ખૂબ દાન–માન આપી, સંતુષ્ટ કરીને વિદાય કર્યા હતા.

વૈશાખ સુદિ બીજ ને શનિવારે અહીં નકલંક દેવની સ્થાપના કરવામાં આવી હતી વૈશાખ સુદિ પાંચમના દિવસે દેશળસર તળાવનો ભર્યો (વાસ્તુ) કરવામાં આવ્યો હતો એ વખતે રાઓશ્રી દેશળજીની તુલા કરવામાં આવી હતી. તુલામાં ૩૫૦૦૦ સિક્કા તોળાયા હતા. અને આ તમામ રકમ સાધુ-સંતો વચ્ચે વહેંચી દેવામાં આવી હતી. દશ હજાર બ્રાહ્મણોને આ ઉત્સવ પર રોકવામાં આવ્યા હતા અને તેમને યોગ્ય દાન દેવામાં આવ્યુ હતું. ભુજમાં ભિડના નાકા બહાર આજે શિવરા

મંડપનું સ્થાન જોવામાં આવે છે. 'શિવ' અને 'રા' આ બે શબ્દો મેળવીને શિવરા મંડપ નામ રાખવામાં આવેલ છે.

## મોચીઓનો ઝગડો

ભુજમાં એક વખત મોચીઓની જ્ઞાતિમાં વેરીની વેલ બાબત એક મોટો ઝગડો ઊભો થયો. બે પક્ષો વચ્ચેની તકરારનું સ્વરૂપ એટલુ ભયંકર બની ગયું કે ખૂનામરકી થવામાં કંઇ જ વાર રહી ન હતી.

એ વખતે કોઇ ડાહ્યા માણસે એમને સલાહ આપી કે "તમે જો આ ઝગડાને આગળ વધારશો તો હમણાં જ દશ-વીશ ખૂન થઇ જશે. માટે તમે બધા આપણા અદલ ઇન્સાફી રાજવી દેશળજી બાવાને શરણે જાઓ તો તે તમારો ન્યાય તોળી શકશે એમાં શંકા નથી."

અને એ જ વખતે મોચીઓની આખી નાત બાવા પાસે અરજ કરવા ઊપડી અને ભુજના દરબારગઢમાં દાખલ થઇ.

દેશળજી બાવા એ વખતે ભોજનની થાળી પર બેસતા હતા. મોચીઓની નાત ઇન્સાફ માટે આવી છે એવી ખબર પડતાં જમવાની થાળીને પડતી મૂકીને બાવા ઝટ બહાર આવ્યા અને નિરાંતે બેસીને બંને પક્ષોની વાત સાંભળી. ન ઉકેલી શકાય એવી એમની તકરારનો શાન્તિપૂર્વક અંત આણીને એમણે બંને પક્ષને ખુશ કરી દીધા.

મહારાવશ્રી દેશળજીનો મહિમા ગાતાં મેકણ દાદા કહે છે–

રોમ રોમ રઘુનાથ વસે, નોંય ખંડ જો નાથ,
રા ડેસર મું તાં ડિઠી, સગત તો જે સાથ.

નવ ખંડનો નાથ રઘુનાથ તારા રોમરોમમાં રહે છે. ઓ રા'દેશળ! હું તો શક્તિ દેવીને તારા સાથમાં જ જોઉં છું.

ડુખ મટેઆ સુખ થેઆ, ડેસર તોં ડિઠે,
સૌ માડુ સુખી થેઆ, સિંઘાસણુ વિઠે.

દેશળ રાજા! તમને જોતાં દુઃખો મટી ગયા અને સુખ પ્રાપ્ત થયાં. તમે રાજ સિંહાસન પર સ્થાપિત થયા અને લોકો સુખિયા થઇ ગયા.

## અદલ ઈન્સાફ

ભુજની અદાલતમાં આજે એક અજબ જેવી ફરિયાદ નોંધાઈ છે. એક શાહુકારે એક કણબી ઉપર દાવો માંડ્યો છે. શાહુકાર પાસે એક દસ્તાવેજ છે. એ લખી આપનાર કણબી છે. એમાં એ જણાવે છે, કે "કોરી એક હજાર રોકડી રાસાઈ* મેં તમારી પાસેથી વ્યાજે લીધેલ છે. આ કોરી મારે વ્યાજ સાથે તમને ભરી દેવાની છે. સાખ શ્રી સુરજની."

પણ આજ એ દસ્તાવેજમાંથી મોતનો મામલો ઊભો થયો છે. કણબી કહે છે, કે 'કોરી એક હજાર મેં શાહુકારને ભરી દીધી છે."

શાહુકાર કહે છે, "ખોટી વાત! મને એક પણ કોરી નથી મળી. મારી પાસે કણબીની પોતાની સહીવાળો મૂળ દસ્તાવેજ મોજુદ છે."

---

* રા' ની છાપવાળી,

લખતમાં તો ચોકખું લખ્યું છે, કે કણબીએ કોરી હજાર ભરવાની છે. કણબીએ કોરી ચૂકવ્યાનો કોઇ સાક્ષી નથી. તેમ લખત પર તેવી કંઈ નિશાની પણ નથી અધા પૂરાવા કણબીની વિરૂદ્ધમાં ગયા અને ભુજની અદાલતે ઈન્સાફ આપ્યો, કે "કણબી કૂડો છે."

ભુજની ગાદી પર આ વખતે મહારાઓશ્રી દેશળ પહેલા બિરાજમાન હતા.

બપોરનો સમય હતો. સુરજમાંથી જાણે આગ વરસતી હતી. ભુજિયો ડુંગર તડકાના તાપથી તપી તપીને પોતાની ગરમી ભુજનગર પર ઠાલવી રહ્યો હતો આવી અથાગ ગરમીમાં કચ્છના ધણીની આંખ હમણાં જ જરા મીચાઇ હતી.

એટલામાં બહારથી બૂમ પડી. "જિયેરા! મારી વારે ધાજો! હું ગરીબ માણસ વગર ગુનાહે માર્યો જાઉં છું."

કણબીની આ કારમી ચીસથી રા'ની આંખ ઊઘડી ગઇ. કચ્છનો ધણી ઉઘાડે પગે એકાએક બહાર આવ્યો.

"કોણ છે?" મહારાઓશ્રી દેશળજીની મીઠી વાણીએ વાતાવરણમાં મધુરતા ભરી દીધી.

"જિયેરા!" કણબીનો કંઠ છલોછલ ભરાઈ ગયો. "હું હજાર કોરી પર આંસુડાં નથી સારતો, પણ મારે માથે જૂઠાણાનું આળ આવે છે તે સહ્યું જાતું નથી. ધર્માવતાર! મને ઇન્સાફ આપો."

કણબીએ તમામ હકીકત કચ્છના ધણીને ચરણે વિદિત કરી. રા'એ તમામ કાગળીઆ અદાલતમાંથી મંગાવી લીધા. પણ

કણબીની સચ્ચાઈની કંઈ પણ સાબીતી તેમાંથી મળી શકી નહિ. પરંતુ કણબીની નિર્દોષતા તો એની આંખોમાંથી એકધારી ટપકી રહી હતી.

કાગળો તપાસી કચ્છના માલિકે નિઃસાસો નાખ્યો. "શું કરૂ ભાઈ, તેં કોરી ભર્યાની કંઈ પણ સાબીતી આમાંથી મળતી નથી."

"સાબીતી તો સાચી છે અન્નદાતા! આ લખાણ પર મેં મારા સગે હાથે શાહીની ચોકડી મારી છે." કણબીએ પોતાનો પુરાવો આપતા અરજ કરી.

"ચોકડી?" રા'એ ચમકીને પૂછ્યું.

"જી હા! જિયેરા! કાળી રોશનાઈની મોટી ચોકડી! ચારે ખૂણે પહોંચતી કાળી ચોકડી!"

"ભાઈ તું ભૂલ્યો હોઈશ! આમાં ચોકડી તો શું, પણ એક કાળું ટપકું યે નથી."

"તે ગમે તેમ થયું હોય બાવા! હું તદ્દન સાચું બોલું છું."

કણબીની વાણીમાં નિર્દોષતા ઉભરાતી હતી. આ સમસ્યા હવે વસમી થઈ પડી. રા'ના ચળકતા કપાળમાં કરચલીઓ પડી.

તરત જ પેલા શાહુકારને બોલાવવામાં આવ્યો. શાહુકાર કચેરીમાં આવી રાઓશ્રીની સન્મુખ હાજર થયો.

"શેઠ કંઈ કૂડ હોય તો કાઢી નાખજો હો!"

"ખુદાવંદ, જે હશે તે આ કાગળિયો પોતે જ કહેશે."

રા' ની નજર કાગળના કણેકણું સોંસરવી ચાલી જાય છે. પણ ચોકડીના પ્રશ્નનો કોઈ રીતે ઉકેલ આવતો નથી. કાગળને છેડે એક લીટીમાં લખ્યું હતું, કેઃ—**"સાખ શ્રી સૂરજની."**

રા' વિચારે ચડ્યા. સુરજ સાક્ષી આપશે ખરો?' રા' એ દસ્તાવેજનો કાગળ સૂરજની સામે ધર્યો.

"હે સૂરજદેવ! આમાં તારી સાક્ષી લખી છે. હું ભુજનો રાજા આજ ન્યાય નંહિ તોળી શકું, તો દુનિયા દાંત કાઢશે. બોલો દેવ! તમને કંઇ ખબર છે?"

કાગળ સૂરજની સામે ધરતાં જ તેની પાછલી બાજુએ ચોકખે ચોકખી ચોકડી દેખાઇ આવી. જાણે કોઇ મોટો મુલક જીતાયો હોય એવા આનંદથી કચ્છાધિપતિ હરખાઇ ઉઠ્યા.

આકાશમાં ઝગમગી રહેલા સૂર્યદેવની સન્મુખ રા'ના બન્ને હાથ જોડાઈ ગયા.

રા' એ કણુબીને પૂછ્યું, "ભલા તમે દસ્તાવેજ પર ચોકડી મારી તેનો કોઇ સાક્ષી ખરો?"

"કાળો કાગડો યે નહિ જિયેરા!" કણુબીએ કહ્યું.

"પણ આમાં તો લખ્યું છે ને કે સાખ શ્રી સુરજની!"

"હં....હં....હં જિયેરા! શાહુકારે હસીને જવાબ દીધો. "એમ લખવાનો તો બાપ-દાદાથી ચાલ્યો આવતો રિવાજ જ માત્ર છે."

"સૂરજ કદી સાખ આપે ખરો?" રા'એ કણુબીને પૂછ્યુ.

"દેવતા તો સાખ આપે જ ને જિએરા!" કણબીએ શ્રદ્ધાપૂર્વક કહ્યું. "પણ દુનિયાના માનવીઓની આંખો એ ઉકેલી કયાંથી શકે?"

ઉકેલી કયાંથી શકે?"

"જરા ઓરા આવો શેઠ!" રા'એ શાહુકારને અવાજ દીધો, અને તડકામાં આવી પેલો દસ્તાવેજ સુરજની સામે ધરી રાખ્યો.

શાહુકારની આંખ ફાટી ગઇ. દસ્તાવેજ પર ચોકડી સાફ સાફ પ્રકાશી ઊઠી હતી. શાહુકારનું મોં કાળુ ધબ પડી ગયું.

"બોલ! હવે સાચુ બોલ! શાહીની ચોકડી તેં શી રીતે ભૂંસી?" રા'એ તીખા અવાજે શાહુકારને પ્રશ્ન કર્યો.

"જિએરા! ક્ષમા કરો!" શાહુકારે થરથરતા સાદે પોતાના પાપનું વર્ણન કર્યું. ચોકડીની શાહી લીલી હતી ત્યાં જ એના ઉપર મેં ઝીણી ખાંડ ભભરાવીને દસ્તાવેજ કીડીઓના દર પાસે મૂકી દીધો. ચોકડીની લીટીએ લીટીએ ચડીને ખાંડ સાથે એક-રસ બની ગએલી શાહીને કીડીઓએ ચૂસી લીધી અને આખી ચોકડી એ રીતે ઊડી ગઇ.

આ સાંભળી આખી કચેરી છક્ક બની ગઇ. આવો અદલ ઇન્સાફ જોઇ સારાએ કચ્છમાં જિએરાના નામનો જયજયકાર વર્તાઇ રહ્યો. "દેશરા પરમેશરા" નું દેવ–દુર્લભ બિરુદ રા'ના અમર નામ સાથે સદાને માટે જોડાઇ ગયુ.

◎

## સાયં પ્રાર્થના

મહારાઓશ્રી દેશળજીનો નિયમ હતો, કે દરરોજ સંધ્યાકાળે અમુક માળાઓ કરીને ત્યાર પછી જ ભોજન લેવું. આથી ઘણીવાર વધુ મોડું થઇ જતું અને આખું રાજકુટુંબ તેમજ પરિચારક વર્ગ મહારાઓની માળા પૂર્ણ થવાની વાટ જોઇ બેસી રહેતાં. ભોજન પણ ઠંડું પડી જતું. આખરે એક હજૂરીને નવો માર્ગ સૂઝયો. એણે આ હકીકત કવિશ્રી હમ્મીરજી પાસે રજુ કરી. હમ્મીરજીએ એક એવું ગીત રચી દીધું, કે જેમાં સર્વ દેવ-દેવીઓનાં નામોનો સમાવેશ થઇ જાય. મહારાઓશ્રીને પણ આ ગીત ખૂબ ગમી ગયુ. એમણે એ નવીન ગીત તરત કંઠાગ્રે કરી લીધું. ત્યાર પછી ઘણી માળાઓ કરવાને બદલે કવિશ્રીનો આ છંદ પ્રાર્થના સમયે ગાઇને ભોજન લેવાનો એમણે નિયમ કર્યો. એ છંદ આ નીચે આપવામાં આવેલ છે.

૨૫ક

દેવાં દાતારાં ઝૂંઆરાં, ચારેં વેદાં અવતારાં,
દિશાધારાં બારાં, ગિરા રૂપ સોરાં ધામ;
જતિયાં સતીયાં સારાં, સૂરાંપૂરાં રખેશરાં,
પીરાં પેગમ્બરાં સિદ્ધાં, સાધકાં પ્રણામ।
નવાં ગ્રહાં નવાં નાથાં, નવ સો નવ્વાણું નદી,
નખત્રાં નવાં હી લાખાં, ભાખાં નિદ્ધ.
પરવતાં આઠ કુળાં, વસુ આઠ વંદ
સાઠ આઠ તીરથાં, સમેત

સાતાં વાર સપ્ત ઋષિ, સત્તાવીસ નખતરાં,
સપ્તાં સમંદ્રાં, સાતાં સૂરાં તત્ સાર;
પુરાણું અઢારાં ભારાં, અઢારાં વનસ્પતિ,
ઉચ્ચારાં આદેશ, આદિનાથ ઓમ્ કાર.

પારસ કલપ વૃખ, સૂર-ચંદ દિગ્પાલ,
પૃથ્વી આકાશ પાણી, પાવક પવન;
કૈલાસી નિવાસી ઈશ, કુબેર નમસ્કાર,
બ્રહ્મા ગણેશ શેષ, ખગેશ વિશાન.

અયોધ્યા મથુરાં માયા, કાયંતી કાશી અવંતી,
પુરી દ્વારામતિ, સરસ્વતી ગંગાપાર;
પાણુ જોડ ગોદાવરી, ગોમતી ગયા પ્રયાગ,
કાબેરી સરજુ, નદી બદરી કેદાર.

સોમવેલ ચિંતામણી, સુભદ્રાં સરસ્વતી,
સાવંતી ગાવંત્રી, ગીતા અરૂધતી સીત;
કામધેન શ્રી યાદંતી, રાણુલ દ્રુપદા કુંતા,
પારવતી સતી, તારા લોચની પવીત.

ચોરશી ચારણી દેવી, છપ્પન કોડ ચામંડા માતા,
આઈ આશાપુરા, હીંગલાજ મહામાય;
અંબિકા કાલિકા, નાગદેચી ડુંગરેચી આઈ,
રવેચી ચાડક નેચી, નમો સુરાં રાય.

વાલ્મિક શુકદેવ, વશિષ્ઠ વેદ વ્યાસ,
· ગૌતમ સનકાદિક, ઈન્દ્ર શાલીગ્રામ;
ધર્મરાજ જમદગ્નિ, યુધિષ્ઠિર માંધાતા,
રણુછોડ રાય, મયૂરધ્વજ રાજારામ.

મછંદર, જાલંદર, ગોરખ ધૂંધળીમલ,
ચક્રવર્તી અજયપાલ, ગોગ ચહુઆણ;
મલ્લીનાથ જશરાજ, માંગણા સંતોષ માના,
રામદે શામદે, પાબુ રાયમલ રાણ.

જંગમાં થાવરાં ગુણાં ગંધર્વાં કિન્નરાં જખાં,
વિઘન બુરાઈ બલા વારો વિશ્વાધાર;
કમાઈરાં પૂરાં નરાં અમરાં 'હમ્મીર' કહે,
દેજો રિદ્ધ સિદ્ધ તેજ દેવોના દાતાર !

## આખર અવસ્થા

શેરબુલંદખાનની ચઢાઈ પછી કચ્છની શાન્તિમાં ભંગાણ પડયું. કુમારશ્રી લખપતજીની ઉદારતા ઉડાઉપણામાં પરિવર્તન પામી. એ વિદ્વાન છતાં ખરચાળ કુમારે વારંવાર પિતા પાસે પૈસાની મોટી રકમોની માગણીઓ કરવા માંડી. અને જો તેની માગણી નહિ સ્વીકારવામાં આવે, તો પોતે ઉદેપુરના રાણાની ચાકરી માટે ચાલ્યો જશે, એવી ધમકીઓ પણ આપવા માંડી. કચ્છનો યુવરાજ અન્ય રાજવીઓની ચાકરી કરવા જાય, એ કચ્છનું અપમાન ગણાય. આથી રાઓશ્રીએ કુમારને સમજાવીને થોડા વખત માટે શાન્ત કર્યા. પણ લખપતજીનો દ્રવ્ય-લોભ લેશ પણ ન્યૂન થયો નહિ. એક વખત તો તે રીસાઇને ભુજથી બહાર પણ ચાલ્યા ગયેલા.

પોતાને દ્રવ્ય મળવામાં દેવકર્ણ શેઠને વિઘ્નકર્તા જાણીને, લખપતજીએ તેને મારવા માટે એક પરદેશી સિપાઇને ઊભો

કર્યો. આ સિપાઇએ દેવકર્ણ શેઠના ઘર પાસે જઇને તોફાન મચાવવા માંડયું કોલાહલ સાંભળીને દેવકર્ણ શેઠ પોતાના ઘરથી બહાર નીકળ્યો અને તે જ વખતે પેલા સિપાઇએ તેને કત્લ કરી નાખ્યો.

આવા એક કુશળ મુત્સદ્દી દેવકર્ણ શેઠનો આ રીતે અંત આવતાં કચ્છની સ્થિતિ ડામાડોળ થતી ચાલી. આ તરફ પાટવી કુમાર લખપતજીએ રાજ્ય–લોભમા લોભાઇને પોતાના સંત પિતાને બંદીવાન બનાવવા માટે પ્રપંચ જાળ ગોઠવવા માંડી એક દિવસ તેણે મહારાવ દેશળજીને પોતાને ત્યાં ભોજન લેવા માટે અને પોતાની ક્ષતિઓની ક્ષમા માગવા માટે આમંત્ર્યા નિખાલસ હૃદયના પિતાએ પુત્રના આમંત્રણનો સ્વીકાર કર્યો અને સમયસર ત્યાં પહોચી ગયા. રાજકુમાર લખપતજીએ પિતાના અંગરક્ષકોને પ્રથમથી જ લાલચમાં લપટાવીને ખૂટવી નાખેલા હોવાથી, કંઇ પણ મુશ્કેલી વિના તેણે દેશળજી બાવાને પોતાના દરબારમાં બંદીવાન બનાવી દીધા, અને કચ્છનો આ સાધુચરિત રાજવી પુત્રના હાથે પરાધીન બન્યો.

આ સંત મહાત્મા જેવા રાજવીએ જીવનનાં છેલ્લાં દશ વર્ષ કારાગૃહમાં જ ગાળ્યાં. આ કારાગૃહનો સમય પણ એમણે સંતોષ અને શાન્તિપૂર્વક પસાર કર્યો હતો. હરહાલમાં જે ખુશખુશાલ રહી શકે એ જ સાચો સંત ! ઉર્દૂ ભાષાના શાયર નઝીર સાચું જ કહે છે કેઃ—

જો ફકર* મેં પૂરે હૈં, વોહ હર હાલ મેં ખુશ હૈં,
હર કામ મેં હર દામ મેં, હર જાલ મેં ખુશ હૈં;
ગર માલ દિયા યારને, તો માલ મેં ખુશ હૈં,
બેઝર જો કિયા તો ઉસી. અહેવાલ મેં ખુશ હૈં.
કયા ઝર્દ મેં કયા સબ્જ મેં, કયા લાલ મેં ખુશ હૈં,
પૂરે હૈં વોહી મર્દ, જો હર હાલ મેં ખુશ હૈં.

ગર યાર કી મરજી હુઈ, સિર જોડ કે બયઠે,
ઘરબાર છુડાયા તો વહી, છોડ કે બયઠે;
મોડા ઉન્હેં જિધર, વહીં મુહ મોડ કે બયઠે,
ગોદડી જો સિલાઈ તો, વોહી ઓઢ કે બયઠે.
ઔર શાલ ઓઢાઈ તો, ઉસી શાલ મેં ખુશ હૈં;
પૂરે હૈં વોહી મર્દ, જો હર હાલ મેં ખુશ હૈં.

પોશાક મેં દસ્તાર[1] મેં, રૂમાલ મેં ખુશ હૈં;
પૂરે હૈં વોહી મર્દ, જો હર હાલ મેં ખુશ હૈં.

ગર ખાટ બિછાને કો મિલી, ખાટ મેં સોએ,
દુકાં મેં સુલાયા, તો વોહ જા હાટ મેં સોએ;
રસ્તે મેં કહા સો, તો વોહ જા બાટ મેં સોએ,
ગર ટાટ બિછાને કો દિયા, ટાટ મેં સોએ.
ઔર ખાલ બિછાદી, તો ઉસી ખાલ મેં ખુશ હૈં;
પૂરે હૈં વોહી મર્દ, જો હર હાલ મેં ખુશ હૈં.

ઉનકે તો જહાં મેં અજબ, આલમ હૈં 'નઝીર' આહ,
ક્યા જાને ફ્રિશ્તે હૈં, કિ આદમ હૈં 'નઝીર' આહ;
હર વક્ત મેં હર આન[2] મેં, ખુર્રમ[3] હૈં 'નઝીર' આહ,
ઐસે તો જહાં મેં અબ શખસ, કમ હૈં 'નઝીર' આહ.
જિસ હાલ મેં રખા, વોહ ઉસી હાલ મેં ખુશ હૈં;
પૂરે હૈં વોહી મર્દ, જો હર હાલ મેં ખુશ હૈં.

---

૧ પાઘડી. ૨ ક્ષણ. ૩ ખુશ.

## દાદા કંથડનાથ

ચલો સખી વહાં જાઈએ, જહાં ન અપનો કોઈ,
માટી ભરખે જનાવરાં, મુઆ ન રોવે કોઈ.

કચ્છનો પુરાતન કિલ્લો કંથકોટ જેના નામને આજ પણ જીવંત રાખી રહેલ છે એ દાદા કંથડનાથ એક મહાન યોગીરાજ હતા. એમનું અસલ વતન જાણી શકવા તો આજે કોઈ સાધન ઉપલબ્ધ નથી, પરંતુ એટલું ખરૂં કે દાદા કોઈ દૂર-દૂરના પ્રદેશમાંથી તપશ્ચર્યા માટેના કોઈ શાન્ત સ્થળની શોધમાં કચ્છ આવ્યા હતા. અને જપતપ માટેના સુયોગ્ય સ્થાન માટે એમની પસંદગી વાગડના આ ડુંગર પર ઊતરી હતી.

આ ઘટના પર આજે લગભગ બારસો વર્ષના વાયરા વાઈ ગયા છે. છતાં કંથડ દાદાનું નામ આજે કચ્છમાં એમના શ્વેત સુશોભિત મંદિર જેવું જ તાજું અને ઊજળું રહેલ છે. અહીં આવીને દાદાએ આ ઉજ્જડ જેવા ડુંગર પર પોતાની તપશ્ચર્યા ચાલુ કરી દીધી.

દાદાનું મન સંસારમાંથી એકાએક ઊઠી જતાં તે છાનામાના પોતાને ઘેરથી ચાલી નીકળ્યા હતા. આ રીતે એમના ચાલ્યા જવાથી એમનાં માતુશ્રીનું મન ખિન્ન થઈ ગયું. એમના

અંતર પર એક મોટો આઘાત લાગ્યો. આ એકના એક પુત્ર પર આધાર રાખીને બેઠેલાં એમનાં માતુશ્રી પણ પોતાના યોગી પુત્રની શોધમાં નીકળી પડયાં.

એમનાં માતુશ્રીનું નામ માંગુબા હતું. તપાસ કરતાં કરતાં માંગુબા પોતાના મનમોજી પુત્રને પગલે પગલે આ ડુંગર પર આવી પહોંચ્યાં. અહીં ડુંગર પરની એક વિકટ જગામાં દાદાને તપશ્ચર્યામાં તલ્લીન જોઈને માંગુબાની આંખો અશ્રુજળથી છલકાઇ ગઇ.

પોતાના વૈરાગી પુત્રને સમજાવીને પાછા લઈ જવા આવેલાં એમનાં માતુશ્રીએ એમને સમજાવવામાં કંઇ બાકી રાખ્યું નહિ. પરંતુ જેને રામનામનાં રામબાણ વાગ્યાં હતાં, એવા આ યોગીરાજ હવે સંસારની જાળમાં સપડાય એવા ન હતા. એટલે સમજાવટનું પરિણામ ઉલટું જ આવ્યુ. પોતાના યોગી પુત્રને સમજાવવા આવેલાં એમનાં માતુશ્રીને આ યોગીરાજે એ જ ડુંગર પર રહીને શેષ જીવન ગાળવા સમજાવી દીધાં.

અહીં આ યોગીરાજ જે ટેકરી પર પોતાની તપશ્ચર્યા આદરી રહ્યા હતાં તેની બાજુની ટેકરી પર એમનાં માતુશ્રીએ પણ પોતાની પર્ણકુટિ તૈયાર કરી લીધી, અને એ પણ પ્રભુ ભક્તિમાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યાં. આજે પણ આ ટેકરી એમનાં માતુશ્રીના નામ પરથી 'માંગુ ભિટ્ટ' ના નામે ઓળખાય છે.

◎

એ જ અરસામાં સિંધ નગર સમૈમાં જામ ઉન્નડનું ખૂન કરીને તેના ભાઇઓ મોડ અને મનાઈ કચ્છમાં આવી પહોંચ્યા

હતા. મનાઇ કચ્છના ઉત્તર વિભાગમાં સ્થિર થઇ ગયો હતો અને મોડ કોઇ નવી ભૂમિની શોધમાં ફરતો ફરતો આ સ્થાન પર આવી ચડયો.

આ ડુંગરનું બારીક દૃષ્ટિએ નિરીક્ષણ કરતાં મોડને જણાયું કે અહીં જો એક ડુંગરી કિલ્લો બાંધવામાં આવે તો તે અજીત એવો કિલ્લો બની જાય. આમ વિચારીને તેણે અહીં એક કિલ્લો બાંધવાની તૈયારી કરવા માંડી. પરંતુ જ્યાંથી આ કિલ્લાના પાયાની શરૂઆત થઇ શકે, તે સ્થાન પર એક યોગી મહાત્મા પોતાની ધૂણી નાખીને બેઠેલો હતો. તેને ઉઠાડવા વગર કિલ્લાનો પાયો પડી શકે તેમ ન હતું. મોડે તે યોગીને ત્યાંથી ઊઠી જવા આજ્ઞા કરી.

આ યોગી પોતે જ કંથડનાથ. તે અહીં બાર વરસની ધૂણી નાખીને બેઠેલો હતો. તેની ધૂણીને સાત વર્ષ પૂરાં થઇ ગયાં હતાં. હજુ પાંચ વર્ષની વાર હતી. યોગીએ ત્યાંથી ઊઠવાની પોતાની અનિચ્છા દર્શાવી. યોગીને પોતાની આજ્ઞાનો અનાદર કરતો જોઇને મોડને ગુસ્સો ચઢ્યો. તેણે યોગીને કહ્યું, કે "તું જો સાનમાં સમજી જઇને અહીંથી નહિ ઊઠે, તો અમારે તને બળાત્કારે ઉઠાડવો પડશે અને તારી સઘળી સિદ્ધાઇ થોડી જ વારમાં સમેટાઇ જશે. તારી ધૂણીના કારણે કંઇ કિલ્લાનું કામ થોડું જ અટકી રહેવાનું છે?" મોડની સખ્તાઇ પર યોગીને ક્રોધ ચઢ્યો. તેની આંખો ગુસ્સાથી લાલચોળ બની ગઈ. તે

યોગીને ચાલ્યો ગએલો જોઇને મોડને સંતોષ થયો. તેણે તરત જ કિલ્લો ચણવાનું કામ શરુ કરાવવા માંડ્યું. સેંકડો કડિયા અને મજૂરો કિલ્લો બાંધવાના કાર્યમાં રોકાઈ ગયા.

એક તરફ કિલ્લો ચણવાનું કામ ધમધોકાર ચાલી રહ્યું હતું, ત્યારે પેલી તરફ યોગી કંથડનાથ ગુફામાં બેઠો બેઠો પોતાની કંથા અર્થાત્ ગોદડી સીવવાના કાર્યમાં મંડી પડ્યો હતો. સાંજ પડતાં જ્યારે કિલ્લાનું કામ બંધ થયુ, ત્યારે યોગીએ પણ ગોદડી સીવવાનું પોતાનું કાર્ય પડતું મૂકયું. રાત્રિ સમયે તેણે તમામ દોરા પાછા કાઢી નાખ્યા, અને કિલ્લો તે જ વખતે કડડભૂસ ! કરતો જમીન પર ઢળી પડ્યો. સવાર પડતાં જ્યારે મોડે કિલ્લાને જમીનદોસ્ત થએલો દીઠો, ત્યારે તેને ઘણી જ નવાઇ લાગી. પરંતુ તેનું કારણ તે કંઈ પણ કળી શકયો નહિ. તરત જ કિલ્લો ફરીથી ઊભો કરવાનું કાર્ય ચાલુ કરવાની તેણે આજ્ઞા કરી. કામ ચાલુ થયુ. અને જેટલો ભાગ પડી ગયો હતો, તે ફરીથી તૈયાર કરી લેવામાં આવ્યો. તે દિવસે પણ યોગીની પ્રવૃત્તિ તો ચાલુ જ હતી. રાત્રિ પડતાં કિલ્લાના પાછા એ જ હાલ થયા. હવે મોડ વધુ વિચારમાં પડયો. આજ તેણે કિલ્લો પાછો તૈયાર કરાવીને, તેની ચોકી કરવા ચોકીદારોને બેસાડી દીધા. પરંતુ એ ચોકીદારો તૂટી પડતા કિલ્લાને અટકાવી શકવાને અસમર્થ હતા તેથી તે રાત્રે પણ કિલ્લાની તો એ જ સ્થિતિ થઇ ગઇ. આવું કેટલાએ દિવસ ચાલ્યુ. કિલ્લો તૈયાર કરવા મોડે ઘણાંએ ફાંફાં માર્યાં. પરંતુ કોઇ પણ ઉપાયે તે કિલ્લાને પડતો અટકાવી શકયો નહિ. હવે તે સમજી ગયો, કે આ કાર્ય પેલા યોગી મહાત્માનું જ છે. પરંતુ હઠે ચડેલો

યોગી હવે માને તેમ ન હોવાથી, તેને કિલ્લો ચણવાનું કામ મુલતવી રાખવું પડયું. અને ડુંગર ઉપર એક વાસ વસાવીને ત્યાં તે નિવાસ કરવા લાગ્યો. આમ એક લોકકથા ચાલે છે.

મોડનો કુમાર સાડ થયો. તેનાં લગ્ન ધરણ વાઘેલાની બેન સાથે કરવામાં આવ્યાં.

સાડનાં લગ્ન પછી થોડા જ સમયમાં મોડનું અવસાન થયું. કંથકોટનો કિલ્લો ચણાવવાની તેના મનની હામ મનમાં જ રહી ગઇ. ત્યાર પછી આ કિલ્લો પૂર્ણ થવાની દંતકથા નીચે મુજબ છે—

મોડના અવસાન પછી સઘળી સત્તા જામ સાડના હાથમાં આવી. જામ સાડ અત્યંત ચતુર અને કાર્યકુશળ હતો. તેના પિતાએ અધુરૂં મૂકેલું કાર્ય સંપૂર્ણ કરવાની તેને ઘણી જ ઉત્કંઠા હતી. તેણે પહેલું એ કાર્ય પોતાના હાથમાં લીધું. પરંતુ આ વખતે પણ કોઇ ગેબી શક્તિ વડે કિલ્લો જેવો ચણાતો તેવો જ તૂટી પડતો હતો. જામ સાડ આથી નાઉમેદ બનીને બેસી રહે તેવો ન હતો. તેણે એક નવો ઇલાજ લીધો. એક દિવસ તેણે યોગી કંથડનાથના ચેલા ભસ્મનાથને બોલાવીને તેની પાસે પોતાની હૃદયેચ્છા વ્યક્ત કરી, અને કોઇ પણ રીતે કિલ્લો ચણી શકાય એવી યુક્તિ બતાવવા તેણે તેની પાસે હાથ જોડીને અરજ કરી. જામ સાડને અત્યંત નમ્રતાપૂર્વક આજીજી કરતો નિહાળીને ભસ્મનાથને તેના પર દયા આવી. તેણે કિલ્લો ચણવાની એક નવીન યુક્તિ સાડને બતાવી દીધી.

ભસ્મનાથની સૂચના અનુસાર જામ સાડે સાત ઊંચી કિસ-મના પોપટોને પાળીને તેમને ભણાવવા માંડ્યા. કેટલોક સમય

વીત્યા બાદ આ સાતે પોપટ તેમને આપવામાં આવેલા શિક્ષણ અનુસાર તૈયાર થઇ ગયા. સાતે પોપટને સાથે લઇને જામ સાડ યોગી કંથડનાથની પાસે ગયો. તરત એક પોપટ બોલી ઊઠ્યો.

"દાદા કંથડ આદેશ!"

બહારથી આદેશનો અવાજ આવતો સાંભળીને યોગી બોલ્યો.

"કઓન?"

"જામ સાડ" પઢાવેલા પોપટે ઉત્તર આપ્યો.

"સાડ ભસ્મ હોજા!" ગુફામાંથી યોગીનો ક્રોધાયમાન અવાજ આવ્યો.

તે જ ક્ષણે પેલો પોપટ બળીને ભસ્મ થઇ ગયો. તરત જ જામ સાડે બીજા પોપટને બોલવાની આજ્ઞા કરી. તે પણ પ્રથમની પેઠે જ બોલ્યોઃ—

"દાદા કંથડ આદેશ!"

"કઓન?" ફરીથી યોગીએ પૂછ્યું.

"જામ સાડ." પોપટે પ્રત્યુત્તરમા જણાવ્યુ.

"સાડીઆ! ભસ્મ હોજા!" યોગીનો આગ ઝરતો અવાજ આવ્યો.

બીજો પોપટ પણ રાખનો ઢગલો બની નીચે પડ્યો.

આમ એક પછી એક સાતે પોપટ બળીને ખાખ થઈ ગયા. સૌની એ જ દશા થઈ ગઇ.

આઠમી વખત સાડ જામ પોતે આગળ આવ્યો. તેને

"મહાત્મન્!" સાડ જામે બે હાથ જોડીને વિનંતિ કરતાં કહ્યું, "મારી ઇચ્છા માત્ર આ ડુંગર પર કિલ્લો બાંધવાની છે. તે કાર્ય ચાલુ કરાવવા માટે આપની આજ્ઞા માગવાને જ હું અત્રે આવેલો છું."

જામ સાડની વિનવણીથી યોગીનો ક્રોધ શમતો જતો હતો. સાડની નમ્રતાએ યોગીના મનમાં તેને માટે સદ્ભાવ ઉત્પન્ન કર્યો. યોગીએ રાજી થઇને સાડને કિલ્લો ચણાવવાની અનુમતિ આપી.

યોગીની આજ્ઞા થતાં જ સાડનું હૈયુ હર્ષથી ભરાઇ ગયુ. તેનો સઘળો શ્રમ આજે સફળ થતો લાગ્યો. તે યોગીને નમન કરીને ત્યાંથી ચાલતો થયો. તરત જ તેણે કિલ્લો ચણાવવાનું કાર્ય શરુ કરી દીધું. કિલ્લાનુ નામ યોગી કંથડનાથના નામ પરથી કંથકોટ રાખવામાં આવ્યુ. અને કિલ્લાની ખડકી (બારી) નુ નામ સાડ ખડકી રાખવામાં આવ્યુ જે અદ્યાપિ મોજુદ છે.+

ઉપરાંત જામ સાડે અહીં એક મોટો કૂવો ચણાવ્યો. અને તેનુ નામ તેના પિતાના સ્મરણાર્થે મોડ કૂવો રાખવામાં આવ્યું.*

+ કંથડનાથની દહેરી આજ પણ કંથકોટમાં કાયમ છે.

* આજે પણ આ જબરજસ્ત કૂવો જીર્ણ અવસ્થામાં જોવામાં આવે છે.

## જખ દાદા

તરુવર વનફળ ના ચખે, નદી ન પીવે નીર;
પરમારથ કે કારણે, સંતન ધરા શરીર.

જખ દાદાનુ નામ સમગ્ર કચ્છમા મશહૂર છે. ભારતવર્ષના અન્ય કોઇ પણ ભાગમાં આ જખદેવો વિષે કોઇ કંઇ જાણતું નથી. જખદેવોનાં પૂજન માત્ર કચ્છમાં જ થાય છે. એક હજાર વર્ષ કરતાં પણ વધુ સમયથી જખ દાદા કચ્છમાં પૂજાતા આવે છે. કચ્છમાં કોઇને ત્યાં સંતતિની ખોટ હોય તો તે જખ દાદાની માનતા માને છે અને એ રીતે પુત્ર-જન્મ થાય તો તેને જખ દાદાની કૃપાનુ ફળ માનવામાં આવે છે. આ બાળકનુ નામ જખુ કે જખી પાડવામાં આવે છે.

આ જખદેવો જામ લાખા ફૂલાણીના ભત્રીજા પુઅરાના વખતમા પ્રકટ્યા. કચ્છમા એમના આગમનનો ખરો ઇતિહાસ તો કાળના અંધકારમાં અદૃશ્ય થઇ ગયો છે. આજે તો માત્ર દંતકથાઓ જ બાકી રહી છે અને જખ દાદાના ઇતિહાસની એ વાતો લોક-હૃદયમાં તાણાવાણાની પેઠે વણાઇ ગઇ છે.

## પદ્ધરગઢનું પતન

જામ પુઅરાના પદ્ધરગઢની પશ્ચિમે એકાદ માઇલને અંતરે આવેલી વોંધડી* નદીની ભેખડમાં આવેલા એક ભોંયરામાં સાત ઋષિદેવો તપશ્ચર્યા આદરી રહ્યા હતા. કચ્છના સંઘાર જાતિના લોકો આ ઋષિઓના ભક્ત હોવાથી તે તેમની સેવા શુશ્રૂષા કરતા. એ ઋષિઓના રહેઠાણુ પાસે આવેલા નદીના એક ધ્રોમાં એક માછી દરરોજ માછલાં પકડવા આવતો. આ માછીને ત્યાં કંઇ સંતતિ ન હોવાથી, એક દિવસ તે આ તપસ્વીઓના આશીર્વાદ મેળવવાને તેમની પાસે આવ્યો, અને તેમને પગે પડી, પોતાની પુત્ર-પ્રાપ્તિની ઇચ્છા તેમની પાસે વ્યક્ત કરી. પ્રત્યુત્તરમાં ઋષિઓએ જણાવ્યું કેઃ—

> જે તું મચ્છી ન મારીએં, મેલો રખેં ન મન;
> પે થીનં તું પુતરજો, અંગણ ઝિઝો અન.

ભાવાર્થઃ—જો તું માછલાં મારીશ નહિ, અને મન મેલું રાખીશ નહિ તો તને પુત્ર-પ્રાપ્તિ થશે, અને અન્ન-ધન પણ પુષ્કળ મળશે.

માછીએ તે દિવસથી માછલાં ન પકડવાની પ્રતિજ્ઞા લીધી. સંજોગવશાત્ તેને ત્યાં નવ મહીને એક પુત્રનો જન્મ થયો. ઋષિદેવોના આ ચમત્કારની વાત પગલે પગલે ચાલવા લાગી.

જામ પુઅરાને ત્યાં પુત્રની ખોટ હતી. તેણે પુત્ર-પ્રાપ્તિ

* અહીં વોંધડી નામે એક તપસ્વીની તપ કરતી હોવાથી એ નદીનું નામ વોંધડી પડેલ છે. આ વોંધડી જામ પુંઅરાની બ્હેન કહેવાય છે.

માટે અનેક દેવોની માન્યતાઓ માની, અને પાણા તેટલા પીર કર્યો. પણ તેની હૃદયેચ્છા કોઇ પણ રીતે પાર પડી નહિ. હમણાં આ ઋષિદેવોના ચમત્કારની વાતો સાંભળીને, પુંઅ-રાની રાણી રાજેને એ ઋષિદેવોનું શરણું લેવાની ઇચ્છા થતાં તે રથ જોડીને તેમની પાસે પહોંચી ગઇ, અને પુત્ર પ્રાપ્તિની પોતાની અભિલાષા તેણે ઋષિઓ પાસે વ્યક્ત કરી.

> રાણી રથકે જોડેઓ, આવઇ રખીએં વદ,
> વીયા વધાઇયું મું ડેઓ, ત માણક ડીયાં મદ.

ભાવાર્થઃ—રાણી રથ જોડીને ઋષિઓ પાસે આવી, અને કહ્યું, કે મને પુત્રની પ્રાપ્તિ થાય તો તમોને અમૂલ્ય હીરા માણેકની ભેટ ધરૂં.

રાણીને પુત્ર લેવા આવેલી જોઇને ઋષિઓ બોલ્યા—

> અસીં ન ઍડા ઑલીયા, જે ડીયું બેકે બાર,
> ઇ નીયા ઉતે થીએ, સાહેબજે દરબાર.

ભાવાર્થઃ-અમે એવા ઓલીયાઓ નથી, કે બીજાઓને પુત્ર આપી શકીએ. એ ન્યાય તો માત્ર ઇશ્વરના દરબારમાં જ થાય છે.

ઋષિઓના આમ કહેવા છતાં રાણીનું મન માન્યુ નહિ. તે આંખમાં આંસુ લાવી તેમની પાસે આજીજી કરવા લાગી, અને કરગરવા લાગી. રાણીની અજ્ઞાનતા પર ઋષિઓને દયા આવી. તે બોલ્યાઃ—

> બાઇ બચા તુ ડાઇ થી, અસીં ન હૉડા ઠગ,
> હિકડા હેરે ઝલે હિયાં, જ વિયાંય જા વેં વગ.

ભાવાર્થ.—હે બાઇ, તું જરા ડાહી થા. અમે કંઈ ભૂંડા કે ઠગો નથી. અમારી પાસે બાળકોનાં વગ હોય તો હમણાં જ તેમાંથી એક આલીને તને આપી દઇએ.

ઋષિઓનો આ જવાબ સાંભળીને રાણી નિરાશ હૃદયે પાછી ફરી. ઘેર આવીને તેણે ઋષિઓ સાથે થએલી સઘળી વાત જામ પુંઅરાને કહી જણાવી.

> રાજૈં પુંઅરે જામકે, ચઇયું ગાલીયું ચાર,
> મોઆણી તેં મૅર કઇ, અસાં કઇ નાકાર.

ભાવાર્થઃ—રાણી રાજૈંએ પુંઅરા જામ પાસે બધી વાત કરતાં કહ્યું, કે ઋષિઓએ માછીની સ્રી પર દયા કરી અને અમોને ના કહી.

ઋષિઓના આ પક્ષપાતથી જામ પુંઅરાને ઘણો ગુસ્સો આવી ગયો. તેણે તરત જ પોતાના માણસો મોકલીને ઋષિઓને બોલાવી લીધા, અને તેમને શિક્ષા આપવા અંધારી કોટડીઓમાં પૂરી મૂકયા.

આ સાતે જણ પોતાના નિશ્ચયમાં મક્કમ હતા. તેઓ પુંઅરાથી ડરી જાય તેવા ન હતા. ઋષિઓની અડગતા જોઇને પુંઅરાને ઘણો ગુસ્સો ચઢયો. તેણે લોઢાના ગોખરૂ તૈયાર કરાવ્યા. અને જેમ કણુસલાંમાંથી દાણા છૂટા પાડવાને તેમના પર બળદોને હલડી ફેરવવામાં આવે છે, તેમ તે ઋષિઓને ઘાણીમાં જોડીને કાટાળા ગોખરૂ પર તેમને ફેરવવા લાગ્યો. આ સાતે જણ પુંઅરાના એ ત્રાસથી અત્યંત ત્રાસિત બની ગયા. તેમનુ દુઃખ જોઇને પુંઅરાના એક ભંલીયા નામના

હજામને તેમના પર અત્યંત દયા આવવાથી તે તેમને પૂછવા લાગ્યો, કે "તેમની ભાળ લેનાર કોઈ છે ખરો કે કેમ ?" હજામનો આ પ્રશ્ન સાંભળીને ઋષિઓ બોલ્યા, કે "અમારી ધાં સાંભળનાર તો મોટા દાંતવાળા છે. પણ કોઈક અમારે બદલે આ ઘાણીમાં જોડાય, તો અમારામાં એક જણ અમારા દેવોને બોલાવી શકે."

અસીં મુલક રૂમસામજા, વડા અસાંજા વીર,
છોડે કો હલડી મિંજા, ત અચેં અસાંજા પીર.

ભાવાર્થઃ—અમે રૂમશામના છીએ. અમારી સંભાળ લેનાર મહાન વીરો છે. પણ જો આ હલડીમાંથી અમે છૂટીએ, તો જ અમારા દેવોને અમે બોલાવી શકીએ.

હજામને ઋષિઓની કરૂણ દશા પર દયા આવી. આથી 'ભીખ ધરસ' નામના એક ઋષિના સ્થાને ઘાણીમાં તે જોડાયો, અને ભીખ ધરસ તે ઘાણીમાંથી છૂટો થયો. તે બહાર જઈ લાખાડી નામની એક ટેકરી પર ચઢી કાનમાં આંગળાં ઘાલીને પોતાના દેવોને બોલાવવા દુઃખદ સ્વરે ધાં દેવા લાગ્યો.

કને પાએ ફૂકરા, ધરસ બુરાયમ ધાં;
રેઆ રાજ અધાં, અસાં કો ન આવેઓ.

ભાવાર્થઃ—ધરસઋષિ કાનમાં આંગળાં ઘાલીને ધાં દેતો પોતાના દેવોને કહેવા લાગ્યો, કે તમારૂં રાજ્ય દૂર હોવાને લીધે જ તમારામાંથી કોઈ પણ હજુ આવી શક્યું નથી.

કને પાએ ફૂકરા, લાખાઢી ચડઓ;
ખોંતરજખ ભેરા થેઆ, પિંઢમેં ઘાટ ઘડયો.

ભાવાર્થ:—કાનમાં આંગળાં ઘાલીને ધાં દેતો ધરસ લાખાડી ટેકરી પર ચઢ્યો અને તેથી ઔંતેર જખ ભેળા થઇને પોત-પોતામાં વિચાર કરવા લાગ્યા.

આ ઔંતેર યક્ષ દેવો પોતાના ઋષિ ભક્તોની ભાળ લેવા માટે રૂમશામથી ચઢ્યા, અને જખૌ બંદરેથી* ઊતરીને કચ્છની અંદર દાખલ થયા. તેમનો સરદાર સાંઉં યક્ષ નામનો હતો.

સચી સાંયે જખજી, અચી વરતાઇ આણ;
રૂમ સામ સુરતાણ, ઔંતેર બેલીડં ધણી.

ભાવાર્થ:—ઔંતેર જખના સરદાર રૂમશામના સુલ્તાન સાંઆ જખની આણ ચારે તરફ ફરી વળી.

ઔંતેર બેલીડં ધણી, રૂમસામજો રા;
સેવક સંગારા, સાંઉં ગરીબેં સાય થીએ.

ભાવાર્થ.—ઔંતેર જખનો સરદાર રૂમશામનો રાજા સાંઓ જખ, જેના સેવકો સંઘાર લોકો છે, તે ગરીબોને સદા સહાય થાય છે.

ઝંઢીએ મથે ઝંઢા, પેરણ પટોરા;
તાંસરીએં ખીર પીએં, જેંજા રખી પૂજારા.

ભાવાર્થ:—ઝંડીઆ જખ ઉપર વાળના ગુચ્છ છે, અને તે પટોળાં ધારણ કરે છે. એના પૂજારી ઋષિઓ તાંસળીઓથી રક્ત ભરખી જાય તેવા છે.

* જખ લોકો પ્રથમ આ બંદરેથી ઊતરવાથી તેનું નામ જખૌ-બંદર પડેલું કહેવાય છે. જખૌમાં આજ પણ જખનાં ઘણાં સ્થાનક જોવામાં આવે છે.

'આ ઔતેર યક્ષો પ્રથમ નનામા ડુંગર પર આવ્યા. પરંતુ નનામો તેમનો ક્રોધ સહન ન કરી શકવાથી નમી પડવા લાગ્યો. આથી તેઓ ધ્રબવાની ધારે ગયા. પરંતુ ત્યાં યે ન ફાવતાં ત્યાંથી લાખાડીઆ ટેકરી પર અને ત્યાર પછી અધો છીણી પર આવ્યા. પણ એમાંનું એક પણ સ્થળ તેમને બરાબર યોગ્ય ન જણાતાં આખરે તેઓ પુઅરાના પદ્ધરગઢની પશ્ચિમે એકાદ માઇલને અંતરે આવેલી એક ટેકરી પર ગયા. એ સ્થાન તેમને સર્વ રીતે સગવડ ભર્યું જણાવાથી, તેમણે ત્યાં જ પોતાની છાવણી નાખી.

યક્ષ દેવો સાથે સાંયરી નામની તેમની એક બહેન હતી. તેને તેમણે પદ્ધરગઢની બાતમી મેળવવા માટે શહેરમાં મોકલાવી દીધી. સાંયરી અત્યંત કાર્યકુશળ અને ચાલાક હોવાથી તેણે રાજરાણી રાજૅ પાસે પહોંચી જઇને, થોડા જ સમયમાં રાજ્ય મહાલયની સઘળી ખબર મેળવી લીધી. એટલું જ નહિ પરંતુ પુઅરાના આખા દિવસના કાર્યક્રમની સઘળી માહિતી તેણે ચતુરાઇથી પ્રાપ્ત કરી લીધી. આમ તમામ હકીકત મેળવી લઇને તેણે તે બિના યક્ષ દેવો સમક્ષ રજુ કરીને જણાવ્યું, કે "પુઅરો દરરોજ સવારે પોતાની મોટી મેડીની અગાસી પર નાહવાને બેસે છે. માટે એ સમય તેનો નાશ કરવા માટે અત્યંત ઉચિત થશે."

સાંયરીની વાત યક્ષ દેવોને તદ્દન યોગ્ય જણાઇ. તેમણે પુંઅરાનો ઘાટ ઘડવાની તમામ યોજના ઘડી લીધી. બીજે દિવસે પુઅરાના નાહવાના સમયે કક્કડ નામના યક્ષે ટેકરી પરથી તેના પર બાણનો ઘા કર્યો. બાણના ઘાથી પુઅરાની

મેડીની એક મોટી છીપર તૂટી પડવાથી જામ પુઅરો તેની નીચે દબાઇને મરણને શરણ થયો.

કક્કડ કાની ઉખતી, કાની કેઓ ઠેકા,
પુંઅરો વેંધે પારતે, છીપર પઇ મથા.

ભાવાર્થ:–કક્કડે મારેલું બાણ છીપરમાં વાગતાં તે છીપર. પુઅરો નાહવા બેસતો હતો તે વખતે તેના પર પડી. *

* પુંઅરાને મારવા માટે યક્ષ લોકોએ ટેકરી પર તોપ ગોઠવેલી હોવી જોઇએ એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય થાય છે. પુંઅરાને કક્કડ નામના યક્ષે માર્યો એથી એ ટેકરીનું નામ કક્કડભિટ્ટ પડેલું છે.

આ યક્ષ લોકો કોણ હતા, તે બાબતમાં જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા અભિપ્રાય છે. એ સંબંધમાં એમ પણ કહેવાય છે, કે મૂળરાજ સોલંકી પોતાના મામા અણહિલપુર પાટણના ચાવડા સામંતસિંહને ઠાર કરીને પોતે ગાદી પર બેઠો. એ વખતે સામંતસિંહ ચાવડાનો વારસદાર તેનો ભત્રીજો ભોંયણદેવ ચાવડો પણ માર્યો ગયો. એટલે તેની રાણી જે જેસલમેરના ભટીરાજાની કુંવરી થતી હતી તે પોતાના એક વર્ષના બાળકુમાર અહિવનરાજને લઇને જેસલમેર પોતાને પિયર જતી રહી. અહિવનરાજ ઉંમરે પહોંચતાં મૂળરાજ સામે બહારવટે ચડયો. પુંઅરાના ત્રાસથી ત્રાસી ગએલા સંઘાર લોકો આ અહિવનરાજની મદદ માગવા ગયા. આથી અહિવનરાજ બૌંતેર જણ સાથે વેષ બદલાવી ફકીરી લેબાસમાં સિંધના દેવલબંદર (કરાંચી) થી જખૌ બંદરે આવીને ઊતર્યો. તેણે પદ્ધરગઢ પાસેની એક ટેકરી પર પડાવ નાંખી પુંઅરાનો નાશ કર્યો, અને ત્યારબાદ કચ્છના ઘણા ભાગનો કબજો તેણે પોતાના હાથમાં લઇ લીધો. એના વંશમાં ચૌદ પેઢી લગી કચ્છનો કબજો રહ્યો. તેના છેલ્લા રાજા પુંજાજી ચાવડા પાસેથી સમા રાજા જામ લાખા જાડાણીએ કચ્છનો કબજો પોતાના હાથમાં લીધો.

આમ યક્ષ લોકોની કુનેહથી પુઅરાનો અંત આવ્યો. કચ્છમાં યક્ષ લોકો તે દિવસથી દેવ તરીકે પૂજાય છે. અને પુત્ર-પ્રાપ્તિ માટે તેમની માન્યતાઓ માનવામાં આવે છે.*

જખ દેવોના સંબંધમાં ભારતીય ઇતિહાસના પ્રખર અભ્યાસી શ્રી રશબ્રૂક વિલિયમ્સ પોતાના પુસ્તક 'Black Hills'ના ગુજરાતી અનુવાદ "કારા ડુંગર કચ્છજા'માં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છેઃ—

"પૂંઅરાનું નામ જો સૌથી વધારે યાદ રહ્યું હોય, તો તે રાજસ્થાનના ઇતિહાસમાં વર્ણવેલી એક અદ્‌ભુત દંતકથા સાથે જોડાએલું છે તેથી જ. આ દંતકથા પ્રમાણે "યક્ષ" નામના કોઇ ભેદી લોકો અહીં આવ્યા હતા, અને કચ્છના રાજકાજમાં તેઓએ થોડા વખત સુધી માથુ માર્યું, જેનું પરિણામ બન્ને માટે બહુ કરૂણ આવ્યું. જામ પૂંઅરાનું મૃત્યુ તથા પદ્ધરગઢનો નાશ આ બનાવો વિષે જે દંતકથાઓ પ્રચલિત હતી, તે ઇ. સ. ૧૮૨૬ માં બનાવોના સ્થળે જઈ, પહેલી જ વખતે મેજર બર્નેસે (પાછળથી સર એલેકઝાંડર) એકત્રિત કરી તેને લેખિત સ્વરૂપ આપ્યું. મિસીસ પોસ્ટન્સ અને તે પછીના ઇતિહાસકારોએ થોડા ફેરફાર સહિત આ વૃત્તાંતનુ જ પુનઃ

---

* જૈન મત મુજબ બહારવટીઆ જેવી ક્રૂર વ્યક્તિઓને 'યક્ષ' કહેવામાં આવે છે. કચ્છી ભાષામાં તેમને 'જખ' કહેવામાં આવે છે. પાછળથી સંઘાર લોકોએ તેમનો ઉપકાર યાદ રાખવાને એ બોંતેર જણાની ઘોડેસ્વાર જેવી મૂર્તિઓ બનાવી કક્કડભિટ પર તેમની સ્થાપના કરી છે. હાલ પણ સંઘાર લોકો જખની પૂજા કરે છે અને ભાદરવા માસમાં તેમનો મોટો મેળો ભરાય છે. જે હજામ ઋષિને બદલે ઘાણીમાં જોડાયો હતો, તેના વંશજોને આજ પણ મેળાની ઉપજમાંથી અમુક ભાગ આપવામાં આવે છે.

લેખન કર્યું. અને છેવટે ગેઝેટીઅર ઓફ ઇન્ડિયા (બોમ્બે પ્રેસીડેન્સી) નામના આધારભૂત પુસ્તકના ભાગ પાંચમામાં કચ્છ વિષે પહેલી જ વાર છપાયેલ આધારભૂત ઇતિહાસમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો. સંક્ષિપ્તમાં તે આ પ્રમાણે છેઃ-

પૂંઅરાએ પદ્ધરગઢનું બાંધકામ પૂરૂં કર્યું, તે પછી તુરત જ બાય ઝેનશિઅમની આસપાસના પ્રદેશમાંથી ૭ ઋષિઓ અથવા સંગારો પોતાના ઇષ્ટદેવ જખની પૂજા કરવા કચ્છમાં આવ્યા, અને અહીં વસવાટ કર્યો. તેઓના પવિત્ર જીવનની પ્રશંસા અને ખાસ કરીને નિઃસંતાન દંપતીઓને સંતાન પ્રાપ્ત થાય તેવા આશીર્વાદ આપવાની તેમની આલૌકિક શક્તિ વિષે પૂંઅરાની રાણીએ સાંભળ્યું. આ રાણીને કુંવર નહોતો. તે પછીના બનાવ વિષે જુદાજુદા વૃત્તાંતો જોવા મળે છે. એક મત પ્રમાણે ઋષિઓએ પૂંઅરાની રાણીના મોભાને ઘટે તેવું ખાસ માન સન્માન ન કર્યું, પણ એક સામાન્ય સ્ત્રીની માફક જ તેના તરફ વર્તાવ કર્યો, તેથી રાણીનું માનભંગ થયું અને ઋષિઓ ઉપર જુલમ કરવાને તેણે પૂઅરાને ઉશ્કેર્યો.

બીજો વૃત્તાંત એમ કહે છે, કે રાણી ઋષિઓની શિષ્યા બની ગઇ. ઋષિઓ તેને મળી શકે તેવો જમીન નીચેથી એક ગુપ્ત માર્ગ તેણીએ બંધાવ્યો. અને ઘટિત યજ્ઞયાગ કરવાની તૈયારી કરી પણ પૂંઅરાએ તો પોતાના અમાનુષી સ્વભાવ પ્રમાણે પોતાની રાણીના ચારિત્ર ઉપર જ શક લીધો. બન્ને વૃત્તાંત પ્રમાણે પૂંઅરાએ ઋષિ-ઓને ગિરફતાર કર્યાં અને કણસલાંમાંથી દાણા છૂટા પાડવા માટે બનાવેલા ખળા ઉપર ઘાસ સાથે પુષ્કળ લોઢાના ગોખરૂ જેવા કાંટા પાથરી, તેના ઉપર ઋષિઓને ચાલવાની ફરજ પાડી. બંભરા નામે એક દયાળુ હજામે એક ઋષિને છોડાવી, પોતે તેનું સ્થાન લીધું. મુક્ત થયેલો ઋષિ દોડીને લાખિયાર ભિટ નામની ટેકરી ઉપર ચડી ગયો, અને પોતાના ઇષ્ટ દેવ જખ (યક્ષ)ની મદદ માગી. આ રીતે ૭૨

ભાઇઓ અને ૧ બહેન ઝેનશિઅમથી કચ્છ આવી પહોંચ્યા. એમ કહેવાય છે કે તેમના બધાના સંયુક્ત તપના બળથી જે જે ટેકરી ઉપર તેમણે થાણાં નાખ્યાં, તે સપાટ બનતી ગઇ, અને છેવટે પદ્ધરગઢ પાસે પડેલા પોતાના સરસામાનમાંથી પથ્થરો કાઢી પોતાના રહેઠાણ માટે એક એલાયદી ટેકરી તેમને બાંધવી પડી. તેનું નામ તેમણે કકડભિટ આપ્યું. કેદ પકડેલા ઋષિઓને મુક્ત કરવાનું પૂંઅરાને જખોએ કહેણ મોકલાવ્યું. પણ પૂંઅરાએ તેનો સ્વીકાર ન કર્યો. જેથી તેઓએ પૂંઅરા તરફ તીરો ફેંકયાં. પણ પૂંઅરો એક મંત્રસિદ્ધ માદળિયું પહેરતો હોવાથી, બાણોની તેના પર કંઇ અસર થઇ નહિ. પછી જખની બહેન સાંયરીએ મચ્છરનું સ્વરૂપ લીધું, અને પૂંઅરાને ચટકો ભર્યો. પૂંઅરો વેદના મટાડવા માટે માદળિયું ઉતારી સ્નાન કરવા ગયો. પછી કકડ નામના સૌથી નાના જખે પૂંઅરાના મહેલના જે ખૂણામાં તેનું સ્નાનગૃહ હતું તેના ઉપર તાકીને બાણ છોડયું. પરિણામે એક મોટી શિલા પૂંઅરા ઉપર પડી. આથી તેને એટલી બધી ઇજા થઇ, કે ત્યારબાદ ૪૦ દિવસમાં જ તેનું મૃત્યુ થયું. જખોના શ્રાપથી પદ્ધરગઢનો નાશ થયો અને તે ઉજ્જડ બની ગયું. આ બનાવ હજુ પણ કચ્છમાં ગવાય છે.

ઉપરના વૃત્તાંત ઉપરાંત, એક બીજી પણ દંતકથા પ્રવર્તે છે જે વધારે બુદ્ધિગમ્ય જણાય છે. એ લોકકથા પ્રમાણે પૂંઅરાના અસહ્ય જુલમથી ત્રાસી, તે વખતે સંગારોએ મધ્ય એશિયામાંથી કચ્છમાં ઊતરેલા કોઇ ગોર ચામડીવાળા ઘોડેસ્વારોની મદદ માંગી, અને તેમની મદદથી પૂંઅરાગઢને ઉડાડી દીધો અને પૂંઅરાને મારી નાખ્યો. બંને વૃત્તાંતો પ્રમાણે આખરી પરિણામ તો એક જ આવ્યું.

કચ્છમાં જખ એક પ્રકારના દેવ તરીકે પૂજાવા લાગ્યા ૭૨ પુરુષો અને એક સ્ત્રીની અશ્વારૂઢ થયેલી મૂર્તિઓની આજે પણ કચ્છમાં પૂજા થાય છે. તેમની અદ્ભુત શક્તિ વિષે જાતજાતની વાતો

પ્રવર્તમાન છે. એક વાત એવી છે, કે રાઓશ્રી દેશળજીએ (ઇ. ૧૭૧૬-૧૭૫૧) શંકા કરી કે જખો દેવ સ્વરૂપ છે તેની સાબિતી શું? હમીરજી નામના તે વખતના રાજ્ય કવિ બારોટે તેની ખાત્રી કરી આપવાનું માથે લીધું. મહારાઓશ્રી દેશળજીને તેણે પોતાની આપવીતી કહેતાં કહ્યું, કે "એક રાત્રે હું ભુજથી માંડવી ઘોડા ઉપર જતો હતો ત્યારે મેં રસ્તામાં એક મોટી છાવણી જોઇ, જેમાં કોણ હતા, તે હું ઓળખી શક્યો નહિ. તેમાંના એકે મને મારા નામથી સંબોધીને અંદર બોલાવ્યો અને મારી સારી ખાતર બરદાસ્ત કરી. ભોજન બાદ મને એક તંબુમાં લઇ જવામાં આવ્યો અને હું નિદ્રાધીન થયો. બીજે દિવસે સવારે જ્યારે હું જાગૃત થયો ત્યારે ન હતો ત્યાં કોઇ તંબુ કે ન હતી કોઇ છાવણી અને ન હતો કોઇ જીવતો જાગતો માણસ. હું ખુલ્લી જમીન ઉપર પડ્યો હતો અને મારો ઘોડો એક ઝાડ સાથે બાંધેલો મેં જોયો. જ્યારે મારા ઘોડા પર પલાણ માંડવા માટે મેં જીન ઉપાડયું ત્યારે તેની નીચેથી એક કાગળ મને મળ્યો, જેમાં ૭૩ જખોનાં નામની યાદી લખેલી હતી."

રાઓશ્રી દેશલજીને હમીરજીની આ વાત ગળે ઊતરી નહિ. હમીરજીને આથી એટલું બધું માનભંગ લાગ્યું, કે તેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ જેવો તે પોતાના પ્રાણનો અંત આણવાની અણી ઉપર આવ્યો, કે પાછળથી એક જખે તેનો હાથ પકડી આપઘાત કરતો અટકાવ્યો. જખે કહ્યું, કે જો રાઓશ્રી અમારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર હોય તો અમારી હસ્તિ વિષે પૂરતી સાબિતી મળી રહે તેમ છે. રાઓશ્રી દેશલજી આ સૂચના અનુસાર હાથમાં ધૂપદાન લઇ પોતાના સરદારો અને દરબારીઓને સાથે લઇ, મહેલથી નીકળી, બજાર પાસેના ખુલ્લા ચોગાનમાં આવ્યા. આકાશમાંથી પોતાના દૈવી અશ્વો ઉપર બેઠેલા ૭૩ જખો, રાઓશ્રી અને તેના દરબારીઓ બરાબર દેખી શકે, તેવી રીતે નીચે ઊતરતા જોવામાં

આવ્યા. આ બનાવની સ્મૃતિ કાયમ રાખવા રાઓશ્રી દેશલજીએ તે સ્થળે એક મંદિર બંધાવ્યું, જેનું નામ "જખબાર" પાડયું. આ પ્રસંગ પછી તેમના વંશજો પ્રતિ વર્ષે આ દિવસની સંવત્સરી ઊજવે છે, અને પૂજા કરવા તે મંદિરે જાય છે. આ વૃત્તાંત હજુ પણ ઘણે સ્થળે કચ્છમાં ગવાય છે. છતાં કચ્છનો સામાન્ય જન-સમાજ તો, જખની ઉત્પત્તિ વિષે આગળના પૃષ્ઠોમાં નિર્દેશ કરેલ છે, તે જ દંતકથામાં પૂર્ણ શ્રદ્ધા ધરાવે છે. કચ્છના પ્રદેશ સિવાય બીજા કોઇ પણ સ્થળે આ પ્રકારની વિચિત્ર, અશ્વારૂઢ થએલી મૂર્તિઓ અને તેનાં વિચિત્ર મંદિરો જોવા મળતાં નથી. યક્ષના ઇતિહાસે એટલો બધો રસ પેદા કર્યો છે, કે કેટલાયે બ્રિટિશ તેમજ હિંદી લેખકો જાત-જાતની દંતકથાઓ અને અંધશ્રદ્ધાના મિશ્રણમાંથી આધારયુક્ત ઐતિહાસિક તત્ત્વો શોધી કાઢવા તનતોડ પ્રયત્ન કરે છે. જખ શું છે તે બાબત હાલ તો નીચે પ્રમાણે માન્યતાઓ છે.

હિન્દુઓના તથા બુદ્ધિસ્ટ પુરાણોમાં વર્ણવેલા અશ્વારૂઢ પુરુષો "યક્ષો" હોય એમ કેટલાક માને છે. જ્યારે કેટલાક તેઓ ગ્રીક, રોમન્સ, શાક અને વાઇટ હન્સમાંથી હોવાનું પણ માને છે. પરંતુ જાડેજા રાજવંશના ભાટ-કવિઓએ વંશપરંપરાગત કંઠસ્થ જાળવી રાખેલો જખ વિષેનો અહેવાલ, તદ્દન એકસરખો અને સમજી શકાય તેવો છે. આ લેખકના અનુભવ પ્રમાણે તો તે પ્રમાણેનો અહેવાલ કચ્છના ઇતિહાસમાં પહેલી વખત જ રજુ થાય છે.

હાલે નિવૃત્તિ વેતન મેળવતો રાજ્યનો કવિ એના વંશમાં સૌથી છેલ્લો છે. તેને પૂંઅરા વિષેનો જે અહેવાલ એના વડવાઓ પાસેથી મળ્યો હતો, તે જ પ્રમાણે તેને જ્યારે જ્યારે કહેવામાં આવે છે ત્યારે ત્યારે ભાષામાં કે વિગતોમાં કાંઇ પણ ફેરફાર કર્યા સિવાય તે તેનું પુનરુચ્ચારણ કરે છે.

પૂંઅરાના રાજ્યની શરૂઆતમાં જ કચ્છને કાંઠે ૭૨ પુરૂષો અને

એક સ્ત્રી ઊતર્યાં. તેઓનું વહાણ ભાંગી ગયું હતું. ત્રાપા ઉપર બેસી તેઓ જખૌ બંદરે ઊતર્યાં. જખૌ બંદર નામ પણ જખના નામ પરથી પડેલ જણાય છે. તેઓ ઊંચા કદના અને ગૌરવર્ણા હતા. તેઓની આંખો આસમાની કે માંજરી હતી. ઘોતરફ દેશાટન કરી આવેલા કચ્છી ખલાસીઓ (જેઓ અરબ્બી-સુવાલી ભાષા વિગેરે તો જાણતા જ હોય.) સમજી શકે તેવી કોઇ ભાષા આ પરદેશીઓ બોલી શકતા ન હતા અને જ્યાં સુધી કચ્છી ભાષા તેઓએ શીખી લીધી ત્યાં સુધી તો ફક્ત ઇશારતો કે નિશાનીઓ કરીને સમજાવતા. તેઓ બાય ઝેનશીઅમ પાસેના કોઇ પ્રદેશમાંથી આવ્યા હતા એમ માનવામાં આવતું હતું. થોડો સમય તેઓ જખૌમાં જ રહ્યા. હાલે પણ તેમના માનમાં બંધાયેલી કેટલીક મૂર્તિઓ ત્યાં જોવામાં આવે છે. ત્યાર બાદ તેઓ બબ્બે અને ત્રણ ત્રણના જૂથમાં વહેંચાઇ જઇ, ગ્રામ્ય વિસ્તારોમાં ફરવા લાગ્યા. એમ કહેવાય છે, કે તેઓ દવાદારૂ તથા બીજી ઉપયોગી કળામાં નિપુણ હતા. જ્યાં જ્યાં ગ્રામવાસીઓને મળતા, ત્યાં ત્યાં તેઓ આ બાબતો તેમને શીખવતા. તેઓએ આમ જનતાની સારી પ્રીતિ સંપાદન કરી હતી, એટલે લોકોપયોગી કામો કરવા માટે તેઓ ઝડપથી મુસાફરી કરી શકે તે માટે તેમને ઘોડાઓની બક્ષિસો આપવામાં આવી હતી.

તેઓની પ્રવૃત્તિઓ અને ખાસ કરીને તેમની વધતી જતી લોકપ્રિયતાને કારણે પૂંઅરાની આંખમાં તેઓ ખૂંચવા લાગ્યા. એટલે પદ્દરગઢ પાસે કામ કરતા એક જૂથને પૂંઅરાએ કેદ કર્યું. આ પરથી બીજા બધા જખો પદ્દરગઢની આસપાસ એકત્ર થયા, અને પોતાના સાથીદારોને મુક્ત કરવા પૂંઅરાને તેમણે કાલાવાલા કર્યા. પણ પૂંઅરાએ તો ચોકખી ના પાડી. તેથી તેઓએ કકડભિટ નામની એક ટેકરી ઉપર થાણું નાખી પૂંઅરાની હીલચાલનું બારીક નિરીક્ષણ કરવા માંડયું.

એક દિવસે જામ પૂંઆરો જ્યારે સ્નાનગૃહમાં નાહતો હતો, ત્યારે જખોએ કકડભિટ ઉપર એક ભારે યંત્ર ગોઠવ્યું હતું તેમાંથી એક ગોળા જેવું અસ્ત્ર છોડયું. આ ગોળો, મહેલના એક ખૂણાને એટલા તો જોરથી લાગ્યો, કે પૂંઅરાના માથા ઉપર છાપરામાંથી મોટા પથ્થરો તૂટી પડ્યા. આથી પૂંઅરાને એટલી તો ગંભીર ઇજા થઇ, કે ૪૦ દિવસ સુધી રીબાઇ રીબાઇને છેવટે તે મરણ પામ્યો. તેની વિધવા રાજેરાણીએ વેર લેવા માટે બધા જખોને વીણીવીણીને કતલ કરાવ્યા. લોકો આ કમકમાટી છૂટે એવા અમાનુષી કૃત્યથી ભયભીત થયા, અને જખોનાં અનેક પરોપકારી કામોને યાદ કરવા લાગ્યા. અને કચ્છના ઘણા ભાગોમાં તેમના નામે મંદિરો બંધાવી, તેમને સંત મહાત્મા તરીકે પૂજવા લાગ્યા.

હજુ પણ આવાં મંદિરો (જેને જખના થડાના નામથી ઓળખવામાં આવે છે) કચ્છમાં હસ્તી ધરાવે છે. દરેક થડો કોઈ ટેકરી ઉપર બાંધવામાં આવેલો હોય છે, અને ત્યાં પહોંચવા માટે સારી સંખ્યામાં પગથિયાં હોય છે. આવી ટેકરીઓની ટોચે એક ખુલ્લું ચોગાન બાંધવામાં આવેલું હોય છે. તેમાં એક બાજુએ પથ્થરની મૂર્તિઓ સફેદ ઘોડેસવારના સ્વરૂપમાં ગોઠવેલી હોય છે. સામાન્ય રીતે એક ફાનસમાં ત્યાં અખંડ જ્યોત બળતી રાખવામાં આવે છે. પણ મૂર્તિના સાન્નિધ્યમાં સાધારણ રીતે હિન્દુ મંદિરોમાં રાખવામાં આવે છે તેમ ન કરતાં એક થાંભલા ઉપર તે ફાનસ લટકાવવામાં આવે છે. આ મૂર્તિઓ જેમ જેમ ઘસાતી આવે છે તેમ બીજી મૂર્તિઓ તેની જગ્યાએ મૂકવામાં આવે છે. જૂની અને નવી મૂર્તિઓ સરખાવતાં કાંઇપણ ફેરફાર જોવામાં આવતો નથી. (અમલની ખંડિત મૂર્તિઓને પણ સંભાળપૂર્વક થોડે દૂર સાચવવામાં આવે છે.) આ મૂર્તિઓના હાથમાં કોઇપણ પ્રકારનાં આયુધો બતાવવામાં આવ્યાં નથી. (જો તેઓ દેવતાઓ હોત તો તેવાં આયુધો તેઓને ધારણ

કરાવ્યાં હોત.) જાણે કે તેઓ ફેરીઆ વેપારીઓ કે પર્યટન કરતા વૈદ્યો હોય તેવું દર્શાવવા મૂર્તિઓના એક હાથમાં પેટી અને બીજા હાથમાં કાગળનું ઓળીયું રાખવામાં આવ્યું છે. જખના આ "થડા" ઉપર દર સાલે મેળો ભરાય છે અને યાત્રાળુઓ આસપાસથી ત્યાં જાય છે.

આ "જખો" ખરેખર કઇ જાતના લોકો હશે તે કહેવું મુશ્કેલ છે. રાજનો કવિ તો, તેના વડવાઓએ શીખવ્યાં છે તે પ્રમાણે બધાનાં નામો બોલી જાય છે. પણ આ નામો કચ્છી ભાષામાં એટલાં તો વિકૃત થઇ ગયાં છે, કે અસલ શબ્દો શું હશે તે શોધી કાઢવું મુશ્કેલ થાય છે. "જખો" સંબંધી જુદીજુદી દંતકથામાં "કકડ" અને "સાંયરી" નામો છે તે જ નામો રાજનો કવિ પણ બોલે છે. જખો હિંદુસ્તાનની પશ્ચિમે આવેલા કોઇ દેશમાંથી કચ્છમાં આવ્યા એ ચોક્કસ છે. તેઓએ ઘેરો ઘાલવા માટે તે સમયમાં વાપરવામાં આવતું કોઇ યંત્ર બનાવ્યું હોય અને કકડભિટના ઊંચાણ પરથી તે વડે ભારે પથ્થરો કે લોઢાની અણીવાળી શિલાઓ પુંઅરાના મહેલ પર પૂર જોશમાં ફેંકી હોય તે પણ સંભવિત છે. દશમી સદીમાં પાશ્ચાત્ય દેશોમાં યુદ્ધમાં વપરાતાં યાંત્રિક સાધનોથી, જખ લોકો પરિચિત હશે એમ પણ કહી શકાય. વાઇકીંગનાં ગામડાંઓમાંથી બાઇઝેનશીઅમના ગ્રીક શહેનશાહો, લશ્કર માટે ભરતી કરતા તે લશ્કરના કોઇ બહાદુર સૈનિકો પણ આ જખો હોઈ શકે. પરંતુ આ પ્રકારના ઝનૂની સૈનિકો દવાદારૂ પણ જાણતા હોય, અને વધારામાં લોકોને શિક્ષણ આપવાનું કામ પણ માથે લે એ માની શકાય તેમ નથી. તેઓનું લક્ષ તો લૂટફાટ રહે, એ વધારે સંભવિત છે. બીજી રીતે વિચારતાં ઇરાનના ઉત્તર ભાગોમાંથી જરથોસ્તીઓ, મુસલમાનોના ધાર્મિક જુલ્મોથી ત્રાસીને આ અરસામાં જ પોતાના ધર્મનું રક્ષણ મેળવવા હિંદુસ્તાનમાં દેશાંતર કરી રહ્યા હતા. તેઓ પણ શરીરે ગૌર વર્ણા હતા, એટલે તેઓ પણ હોય. આ જર-

ઘોરતીઓનો શાંતિપ્રિય સ્વભાવ, કળાકૌશલ્ય પ્રેમ, વિદ્વતાનું ઊંચું ધોરણ અને તેને લઇને એમના સમૂહમાંથી એકાદ શખ્સને તે વખતની યુદ્ધ કળાનું પણ થોડું જ્ઞાન હોય એ બનવા જોગ છે. અને સ્થાનિક મળી શકતા પદાર્થો, જેવા કે ચામડું, લાકડું આને તેને વાપરવાનાં ઓજારોનું જ્ઞાન પણ તે ધરાવતા હોય એ પણ બનવા જોગ છે.

કચ્છના લોકોએ તેમના આવા ગુણોને લીધે તેમને પૂજનીય માન્યા હોય એ પણ સંભવિત છે. તેમના મંદિરમાં બળતી અખંડ જ્યોત પણ તેઓ જરથોસ્તીઓ હોય એમ બતાવે છે. વળી મુંબઈમાં વસતા પારસીઓમાં એમ કહેવાય છે કે તેમના કેટલાક પૂર્વજો ઇરાનથી હિંદના કિનારા તરફ વહાણોમાં બેસીને આવતા હતા, તેમનાં કેટલાંક વહાણો રસ્તો ભૂલ્યાં હતાં. અને તેમનું શું થયું તે જાણવા મળ્યું નહોતું. ચોક્કસ આધારોને અભાવે ખરેખર હકીકત શું હશે, તે કહેવું અશક્ય છે. પણ પારસી લોકોનું તે વખતે હિન્દુસ્તાનની ભૂમિ ઉપર દેશાંતર ઘણા સમય સુધી ચાલુ હતું. તે પૈકીના કોઇ વહાણો કચ્છ તરફ ખેંચાઇ આવ્યાં હોય, એ માન્યતા પણ કાઢી નાખવા જેવી નથી.

'જખોનું' ઉદ્દભવ સ્થાન અને સાચો ઇતિહાસ ગમે તેમ હોય, પરંતુ એટલું નિર્વિવાદ છે, કે પૂંઅરાનું મૃત્યુ તેમના હાથે થયું. અને તેમ થતાં સિંધના સમા રાજપતોએ સમગ્ર કચ્છમાં પોતાની હકૂમત સ્થાપવાનો કરેલો પહેલો પ્રયાસ તદ્દન નિષ્ફળ નીવડયો. પૂંઅરાના મૃત્યુ વિષે જે ખુલાસો વધારે બુદ્ધિગમ્ય છે તે જો માનવામાં આવે તો પણ પૂંઅરા ગઢનો નાશ કેવી રીતે થયો, તે સવાલ ઊભો થાય છે. આજે પણ તે ભૂમિ શ્રાપિત ગણાય છે. તેનું કારણ જખો ત્યાં શહીદ થયા, એમ કહી શકાય. પરંતુ જે અસ્ત વ્યસ્ત અવદશામાં પદ્દરગઢ શહેર ભાંગેલું પડ્યું છે, તે કેવળ જખોના આ આત્મ બલિદાનથી થયુ હોય એમ માની શકાય નહિં. તેનાથી વધારે

જૂનું શહેર કેરા, કે જેમાંથી સારા સારા પથ્થરો ઊપડી ગયા છે, જેને ભૂકંપોના આંચકાઓ લાગ્યા છે અને વરસો થયાં જેની દેખભાળ પણ લેવાતી નથી છતાં તે શહેર આજે હસ્તી ધરાવતું રહ્યું છે."

આ બૌંતેર જખના નામોનું કચ્છી ભાષાનું એક પુરાતન કાવ્ય નીચે મુજબ છે:—

## યક્ષ ગીત

સાંઉં, બેરીઓ, ઝંડીઓ, સીણુગરી સચો જખ,
સાઉપુરી, દેવપુરી, સાંયરી દાતાર;
કંઠેરો, વેકડસેન, મેખાયલ, મહૂપાડ,
અરદાસ સુણે જખ, સંગારે આધાર.

જખદેવ, ઉભદેવ, ઉભેવાન આદ જખ,
શેત્રફણુ, શેષનાગ, ઓલિયા, રતન;
સિદ્ધાંત, પદમનાગ, શેખનાગ, મહેશ્વરી,
સેવકેં કે વડા જખ, થીઓતા પ્રસન્ન.

મક્કડ, કક્કડ, સિદ્ધ, સહાડ ને ચાડ મેંઘો,
અમર, પીંગલ, શાહ, જમુટ, બલુગ;
વીસોત, વિયાસ ગુરૂ, યશગુરૂ, વચ્છરાજ,
એલાંખ, બેલાંખ, જખ, હાજત મહૂત.

સિધારથ, સમરથ, ભરત, ઉતમસેન,
પરતાપી, ગણિપાલ, ભૂપાલ ઉથાપ;
ગંગેસર, હથારણુ, ધરમ, ગોતમરાજ,
બુધવંત, તેજવંત, જખ માઈ બાપ

મકરં, પદારથ, ધજાબંધ, રખખાણુ,
સઠ ઘડી અઠ પોર, જખ સાવધાન,
નકલંકી ભગવાન, જગત સંસાર નમે,
થાપેઆ ઠેકાણેં ઘણેં, જખેં સંધા થાન.

સુરચંદ, વીરચંદ, આણુંદ, સુધીરચંદ,
નવખંડ ધરતી જા, રૂમધણી વીર,
અકલ અગોચર આદનાથ અવીચલ,
હાજરા હજૂર પુજે જખેં કે હમીર.

## અટંકી શિવભક્ત ધરણુ વાઘેલો

કેંકે વિખ ખારાય ને, કેંકે વાય ભરાય;
જિયણુ વલો મિણી કે, પણ લજ તી મારાય.

કોઈને વિષપાન કરાવે છે અને કોઈને કૂવો પૂરાવે છે. જીવન તો સૌ કોઈને વહાલું છે, પરંતુ લાજને જાળવવાની વૃત્તિ જ માણસને મૃત્યુના મુખમાં ધકેલી દે છે.

ભચાઉ તાલુકાના શીકરા ગામથી થોડા જ અંતર પર આવેલું કાકેશ્વર મહાદેવનું મંદિર આજે તો ઉજ્જડ પ્રદેશમાં એકલું–અટૂલું પોતાના ભવ્ય ભૂતકાળને યાદ કરતું ઊભું છે. આ શિવમંદિર આજથી બારસેં વર્ષ ઉપર જાહોજલાલીના શિખર પર હતું. પરંતુ દુનિયાની દરેક વસ્તુને પોતાનો એક સમય હોય છે, એ સૂત્ર અનુસાર એની એક વખતની ભવ્યતા આજે ભૂતકાળની વાત બની ગઈ છે.

રાપર તાલુકાના ગેડી ગામનો ધરણુ વાઘેલો આ કાકેશ્વર મહાદેવનો પરમ્ ભક્ત હતો. વાગડ વિભાગમાં દિન પર દિન થતી જતી તેની ચડતી કળા આ કાકેશ્વર મહાદેવની જ કૃપાનું પરિણામ છે, એવી ધરણુ વાઘેલાની અચળ શ્રદ્ધા અને માન્યતા હતી.

ગેડી ગામ જે મહાભારતની વૈરાટનગરી કહેવાય છે તે શીકરાથી લગભગ ૪૦ માઇલના અંતર પર આવેલ છે. દર સોમવારે કાકેશ્વર મહાદેવની પૂજા માટે અહીં આવવાનો ધરણ વાઘેલાનો અબાધિત નિયમ હતો. તે દર સોમવારની વહેલી સવારે ગેડીથી નીકળતો અને સૂર્યોદય થતાં જ કાકેશ્વરના મંદિરે આવી પહોંચતો. ઘણા જ ભક્તિભાવથી કાકેશ્વરની પૂજા કરી તે ત્યાંથી નીકળતો અને ગેડી પહોંચી જતો.

ધરણ વાઘેલાના આ પૂજનકાર્યમાં એનો પાણીદાર ઘોડો 'રત્નાકર' એનો સદાનો સાથીદાર અને મદદગાર હતો. પવનની ગતિ જેવી રત્નાકરની ચાલની ઝડપ હતી. એટલે ચાળીસ માઇલનું અંતર થોડા જ સમયમાં વટાવીને ધરણ વાઘેલાને કાકેશ્વરના મંદિરમાં તે અચૂક પહોંચાડતો હતો. ધરણ વાઘેલો જેમ શંકરનો ભક્ત ગણાતો તેમ તેનો ઘોડો આ 'રત્નાકર' પણ શંકરનો ભક્ત ગણાતો હતો.

આ સમયે કચ્છના કંથકોટમાં જામ ફૂલની સત્તા જામતી જતી હતી. ફૂલ જામના પિતા જામ સાડને ધરણ વાઘેલાએ કંથકોટમાં જ ઠાર કર્યો હતો. એ વખતે ફૂલ જામ બાલ્યાવસ્થામાં હોવાથી એનો પણ ઘાટ ઘડી નાખવાની ધરણ વાઘેલાની યોજના હતી. પણ ઝીકડી નામની એક દાસી ફૂલકુમારને લઇને છાનીમાની કંથકોટમાંથી સરકી ગઈ અને સિંધને માર્ગે ચાલવા લાગી. એની સાથે એનો પુત્ર પણ ફૂલકુમારની ઉંમરનો જ હતો. ધરણ વાઘેલાની વાર ફૂલકુમારની શોધમાં એમની પાછળ પડી હતી. દાસીએ આગમચેતી વાપરીને ફૂલકુમારનો રાજવંશી પોશાક પોતાના પુત્રને પહેરાવી દીધો અને પોતાના

પુત્રનાં ફાટાંતૂટાં કપડાં રાજકુંવરને પહેરાવી દીધાં. એટલામાં વાઘેલાની વાર આવી પહોંચી અને વારના સરદારે રાજકુમાર જેવા દેખાતા દાસીપુત્રને કતલ કરી નાખ્યો. આ રીતે પોતાના પેટના પુત્રના ભોગે આ દાસીએ ફૂલકુમારને દુશ્મનના પંજા-માંથી ઉગારી લીધો. ત્યાર બાદ ઝીકડી રણ પાર કરીને ધલૂરા પાતશાહના સિંધ-બાંભણસર ગામે પહોંચી ગઈ. અહીં તે ગુપ્ત રીતે ફૂલકુમારને ઉછેરીને મોટો કરવા લાગી. તેની સાથે એક રાજકુમારને છાજે તેવી શસ્ત્રાસ્ત્રની તાલીમમાં પણ તેને પારંગત કરવાની યોજના તેણે ઘડી લીધી. ફૂલકુમાર હવે સોળે કળાએ ખીલેલો યુવાન બની ગયો.

એક દિવસ બાંભણાસરનો ધલૂરા પાતશાહ પોતાની શિકારી ફોજ સાથે સાવજના શિકારે નીકળેલો. ત્યાં ગુફામાંથી બહાર આવેલા સાવજની ત્રાડથી તમામ સૈનિકોના ઘોડા ભડકીને ભાગી છૂટ્યા. સાવજે એકાએક ધલૂરા પાતશાહ પર જ્યારે જીવલેણ હુમલો કર્યો ત્યરે ફૂલકુમારે તક સાધી સાવજને ઠાર મારીને બાંભણાસરના ધણીને મૃત્યુના મુખમાંથી બચાવી લીધો. આ ઉપકારના બદલામાં ધલૂરા પાદશાહે પોતાની પુત્રી ફૂલ-કુમારને પરણાવી અને કંથકોટનો કબજો લેવા મોટી ફોજ પણ આપી. આ સહાયથી ઉત્તેજિત થઈને ફૂલકુમારે ઘણાં વર્ષ પછી ધરણ વાઘેલાના હાથમાંથી કંથકોટ છીનવી લીધું અને વાગડમાં પોતાની સત્તા પણ તે વિસ્તારવા લાગી ગયો.

જામ ફૂલની વધતી જતી શક્તિ જોઈને જૂના વેરને થીગડું મારવા ધરણ વાઘેલાએ પોતાની પુત્રી ફૂલ જામને

કન્યાદાનમાં દીધી અને થોડા સમય સુધી વાગડનું વાતાવરણ શાન્ત બની ગયું.

## ઢળ પાસા જેમ ધરણના ઢળ્યા !

ધરણ વાઘેલાની કુંવરી ચોપાટના ખેલમાં ઘણી કુશળ હતી. જ્યારે જામ ફૂલ આ વાઘેલી રાણીના મહેલે આવતો ત્યારે રાજા-રાણી ચોપાટની બાજી ખેલ્યા વિના રહેતાં નહિ. બંને ચોપાટના ખેલમાં પૂરા પાવરધા હોવાથી ઘણીવાર બાજી રસાકસીવાળી બની જતી. રાજા અને રાણી બંનેના મનમાં એક પ્રકારની તુમાખી હોય છે. વાઘેલી રાણીની બાજી જ્યારે જીત પર આવતી અને રમત કટોકટી ભરી બની જતી ત્યારે તે પોતાના પિતા ધરણ વાઘેલાની સરસાઇ સિદ્ધ કરવા બોલી ઊઠતી કે—"ઢળ પાસા, જેમ ધરણના ઢળ્યા !"

ફૂલ જામની નબળી રમતના સમયે રાણીના મુખમાંથી બહાર પડતા આ શબ્દો જામના હૃદયમાં તીરની માફક પેસી જતા. વાઘેલી રાણીનું અભિમાન ઉતારવા તેનું મન તલપી ઊઠતું. પિતાના ખૂનનો બદલો લેવાનો એનો જુસ્સો પણ એકદમ એના અંતરમાં ભભૂકી ઊઠતો.

ધરણ વાઘેલો શિવપૂજન અર્થે દર સોમવારે કાકેશ્વર મહાદેવના મંદિરે આવે છે એ વાત તો પ્રસિદ્ધ હતી. વાઘેલાને ઠાર કરવા તેણે પોતાના કેટલાક સરદારોને ગેડી અને શીકરાના રસ્તા વચ્ચે રોકી રાખેલા. પણ ધરણ વાઘેલાનો

પવનવેગી અશ્વ 'રત્નાકર' પંખીની પેઠે ઊડતો જતો હોવાથી ફૂલ જામની હામ મનની મનમાં જ રહી જતી.

◎

## રત્નાકરને ગમ્યું તે વાઘેલાને વીસ વાર

ધરણુ વાઘેલાને ઠાર કરવાની ફૂલ જામની ગોઠવણુ વાઘેલાના કારભારીને કાને આવી. તેણે વાઘેલા સરદારને શિવપૂજન અર્થે એકલા જવાને બદલે સબળ અંગરક્ષકોની ટુકડી સાથે લઇ જવાની સલાહ આપી. પણ વાઘેલા રાજવીને શંકરની ભક્તિ પર અને પોતાના ઘોડા 'રત્નાકર'ની ગતિ પર એટલી અટલ શ્રદ્ધા હતી, કે તે પોતાના કાર્યક્રમમાં લેશ પણ ફેરફાર કરવા તૈયાર ન હતો. શિવ-પૂજનની તેની પ્રણાલિકા એકસરખી રીતે ચાલુ જ રહી.

હવે ફૂલ જામે ધરણુ વાઘેલાનું કાસળ કાઢવા એક નવી રચના કરી. વાઘેલાના વાયુવેગી અશ્વ 'રત્નાકર'ને લલચાવવા માટે તેણે એક નવો નુસ્ખો અજમાવ્યો. ધરણુ વાઘેલાને રસ્તે આવેલી પીલૂડીની ઝાડીમાં તેણે કેટલીક ઓઠાણે આવેલી ઘોડીઓને ચરતી મૂકી દીધી.

જ્યારે ધરણુ વાઘેલો પોતાના નિત્ય નિયમ અનુસાર રત્નાકર અશ્વને પૂરપાટ દોડાવતો ચાલ્યો આવતો નજરે પડ્યો, ત્યારે ફૂલ જામ પોતાના માણસો સાથે ઝાડીમાં છુપાઇ ગયો.

ઘોડીઓને છૂટી ચરતી જોતાં જ ધરણુ વાઘેલાનો પાણીપંથો ઘોડો એકદમ અટકી ગયો. ધરણુ વાઘેલાએ તેને આગળ

ચલાવવાને કેટલાએ ઉપાય લીધા, પરંતુ હઠે ચડેલા અશ્વની હઠીલાઇએ આજ તેને હરાવ્યો. માત્ર એક જ ઇશારતમાં તેના મનનો આશય સમજી જનાર અશ્વ આજ નફટ બન્યો. તેને ચાલતો કરવાના વાઘેલા રાજાના સઘળા ઈલાજ આજ નિષ્ફળ નિવડ્યા.

એટલામાં ઝાડીમાંથી બહાર નીકળી આવેલા જામ ફૂલ અને તેના સંગાથીઓ પર વાઘેલાની દૃષ્ટિ પડી. તેના અશ્વ રત્નાકરને લલચાવવાને આ એક કાવત્રું જ રચવામાં આવેલું હતું, એમ તે હવે સમજી ગયો. તેણે ઘોડાને ખેંચી જવાને પોતાની સઘળી શક્તિ ખરચી નાખી. છતાં ઘોડાએ તો જાણે આગળ વધવાના સોગન જ લીધા હોય, તેમ તે એક ડગલું પણ ત્યાંથી આગળ વધ્યો નહિ. ધરણ વાઘેલાને પોતાનું મૃત્યુ નજદીકમાં જ આવતું દેખાયું. આખરે તે હતાશ થઇને બોલ્યો, કે "રત્નાકરને ગમ્યું તે વાઘેલાને વીસ વાર."*

તરત જ ફૂલ જામ પોતાના માણસો સાથે આવી પહોંચ્યો. તેણે ધરણ વાઘેલાને જીવતો જ પકડી લેવાનો પોતાના માણસોને હુકમ કીધેલો હોવાથી તેમણે તેને ચારે બાજુથી ઘેરી લઇને જીવતો પકડી લીધો.

શિવ-સેવા-લા સીકરે, અચે વાઘેલો નિત્ત,
ફુલ સાડ વારેઓ, ધરણ મારેઓ તિત્ત.

ભાવાર્થ—ધરણ વાઘેલો શિવ-સેવા અર્થે દરરોજ શીકરે આવતો ત્યાં તેને મારીને જામ ફૂલે પોતાના પિતા સાડનું વેર વાળ્યું.

* આ કહેવત આજ પણ કચ્છમાં પ્રસંગ આવતાં બોલાય છે.

જામ ફૂલે ધરણુ વાઘેલાના શરીર પર એક પણ ઘા ન કરતાં ફાંસીએ ચડાવીને તેના પ્રાણ લીધા. ફૂલ જામે તેના શરીર પરથી સઘળી ચામડી અકખંધ ઉતરાવી, તેના મ્હોં પરનો તમામ ભાગ તથા તેના મસ્તક પરના બાલ સલામત રાખીને તેનો એક ચાકળો તૈયાર કરાવી લીધો.

જ્યારે વાઘેલી રાણીના મહેલે જવાનો દિવસ આવ્યો, ત્યારે ફૂલ જામે આ ચાકળો પોતાની સાથે લઈ લીધો તેણે લાગ જોઈને તે ચાકળો રાણીની ચોપાટ રમવાની બેઠક નીચે મૂકી દીધો.

ચોપાટ ખેલવાનો સમય થતાં રાજા-રાણીએ બાજીની શરુઆત કરી. પોત-પોતાના દાવ બંને જણુ ખેલવા લાગ્યા. રમત જ્યારે રસાકસીવાળી થઈ, અને ખરા રંગમાં આવી, ત્યારે અમુક દા'ની ખાસ જરૂર પડતાં, વાઘેલી રાણી પાસા નાખતી વખતે પોતાના હંમેશના રિવાજ મુજબ બોલી ઊઠી, કે "ઢળ પાસા, જેમ ધરણુના ઢળ્યા."

વઈ ચાકરે સિર ચઢી, વિઠી રમે શંધ,
જિકા ગાલ માંધ, સે સમેં સંભારઇ.

ભાવાર્થ—પિતાના મસ્તક પર બેસીને વાઘેલી રાણી ચોપાટ ખેલતી હતી, ત્યારે ફૂલ જામે પ્રથમની વાત યાદ કરીને રાણીને કહી.

વાઘેલી રાણીના મુખમાંથી "ઢળ પાસા જેમ ધરણુના ઢળ્યા." એવા શબ્દો બહાર પડતાં જ ફૂલ જામને જોઈતી તક આવી મળી. તે બોલ્યો, રાણી, ધરણુના પાસા કેવા ઢળ્યા છે, તે જોવું હોય, તો જરા ઊઠો, હું તમને હમણાં જ તે બતાવું.

જામના મુખમાંથી આજ જુદા જ શબ્દો બહાર પડવાથી વાઘેલી રાણીને સંદેહ પડ્યો, કે આજ જરૂર કાંઇ નવાજૂની હોવી જોઇએ. તે તરત જ ઊભી થઇ ગઇ. જામ ફૂલે તેના આસન તળેથી ધરણ વાઘેલાની ચામડીનો ચાકળો બહાર કાઢ્યો. પોતાના પિતાની એ જ વાંકડી મૂછો, એ જ લાંબા બાલ અને એ જ મૂર્તિને જોઇને રાણીએ તેને તે જ ક્ષણે ઓળખી લીધો. રજપૂતાણીનું હૃદય આવી ભયંકર મશ્કરી સહન કરવાને તૈયાર ન હતું. તેનું લોહી એકદમ ઉકળી ઉઠ્યું. રાણીનું સઘળું સ્વરૂપ તે જ ક્ષણે પલટાઇ ગયું. તે વિકાળ વાઘણ સમાન બની ગઈ. તે ક્રોધાયમાન સ્વરે ફૂલ જામને કહેવા લાગી, કે "તમે મારા પિતાનો ઘાત કર્યો, તે ભલે પણ તેના મૃત શરીર પર બેસાડવાની મારી ક્રૂર મશ્કરી કરી, માટે હવે હું આ જગતમાં પળવાર પણ જીવવા માગતી નથી."

બધી બાજી એકદમ આમ પલટી ગયેલી જોઇને જામ ફૂલ પણ વિમાસણમાં પડ્યો. એટલામાં એને એક નવો રસ્તો સૂઝી આવ્યો. તે બોલ્યો, "રાણીજી! સંસાર પરથી તમારૂં મન ઊઠી ગયું એ તો જાણ્યું, પરંતુ તમારા પેટમાં ગર્ભ હોવાથી મારી થાપણ મને સોંપ્યા સિવાય તમે જગતથી દૂર જઇ શકો તેમ નથી.

વાઘેલી રાણીના પેટમાં પૂરા દહાડાનો ગર્ભ હતો એ વાત સાચી. આમ છતાં એનો નિશ્ચય અડગ હતો. પિતાનું આવું કરુણ મૃત્યુ નજરે નિહાળતાં તેને જગત ઝેર સમાન બની ગયું હતું. જીવન પર પણ તેને તિરસ્કાર આવી ગયો. તરત જ તેણે કટારી ખેંચી કહાડી અને પોતાનું પેટ ચીરી ગર્ભને બહાર

કાઢતાં તે બોલી, કે લ્યો "ત્યારે તમારી થાપણ તમે જ સાચવો !"

જામ ફૂલ ફાટી આંખે આ દારૂણ દૃશ્ય નિહાળી રહ્યો. તેને હવે પસ્તાવો થયો કે આવો ભયંકર અખતરો ન કર્યો હોત તો વધારે સારૂં થાત ! પરંતુ હવે તો સમય વીતી ગયો હતો. રક્તના ખાબોચીઆમાં તરતી રાણી હવે બચી શકે એ સર્વથા અસંભવિત હતું.

ખણી ચાકડો હથ કરે, રાણી ડેખાડે,
હણી કટારી પેટમેં, ઘાહો બાર કઢે.

ભાવાર્થ—ફૂલ જામે ધરણ વાઘેલાની ચામડીનો ચાકળો રાણીને બતાવ્યો અને રાણીએ પોતાના પેટમાં કટારી મારીને ઘાહો કુંવર કહાડી આપ્યો.

રાણીએ પોતાના પેટમાં કટારીનો ઘા કરીને ઘાહો કુંવર કહાડી આપેલો હોવાથી તેનું નામ 'ઘાહો કુમાર' રાખવામાં આવ્યું. પદ્ધરગઢનો પ્રખ્યાત જામ પૂંઅરો આ ઘાહાનો પુત્ર હતો.

# જાડેજા ભક્ત ભોજરાજજી

કચ્છ ભુજનગરના ઊગમણા દરવાજા બહાર આવેલ શિવ-રામંડપમાં આજે પૂજન-વિધિની તૈયારીઓ ધમધોકાર ચાલી રહી હતી. કચ્છ અને કચ્છ બહારના અનેક સંતો-મહંતોને આજના મહાન સમારંભમાં ભાગ લેવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ હતું. આથી ચારે તરફથી, સાધુઓ અને સ્વામીઓ, યોગીઓ અને મહાત્માઓ સમુદ્રની ભરતી માફક ઉભરાઇ રહ્યા હતા. આખું ભુજનગર આજે સાધુ મહાત્માઓથી ભરપૂર ભરાઇ ગયું હતું.

શિવરામંડપની આજુબાજુના પ્રદેશમાં મોટા મોટા તંબુઓ ખડા કરવામાં આવ્યા હતા. તેમાં સૌ અતિથિ દેવોને તેમના દરજ્જા પ્રમાણે ઉતારા આપવામાં આવ્યા હતા.

આ સમયે કચ્છ-ભુજનગરની રાજ્ય-ગાદી પર મહારાઓશ્રી દેશળજી બિરાજમાન હતા. દેશળજી બાવાને મોગલ શહેનશાહ અકબરની માફક બધા ધર્મોમાંથી સત્ય તત્ત્વ શોધવાનો શોખ હતો. બાવા પોતે પણ એક સંતઆત્મા હતા. સાધુ-સંન્યાસીઓ તરફ એમને ખૂબ ભાવ હતો. નવું નવું જાણવાની એમને અતિશય ઉત્સુકતા હતી. એમને પોતાને એમના પૂર્વજન્મ સંબંધમાં કેટલાક નવીન પ્રકાશની પ્રાપ્તિ થઇ હતી

એમ કહેવાય છે. આ કારણથી એમનું અંતર ભક્તિ–ભાવ તરફ વિશેષ ખેંચાતુ રહ્યું હતું.

કચ્છ અને વાગડની સરહદો વચ્ચે દુધઈ અને ધમડકા નામે ગામો આવેલાં છે. ધમડકાના ઠાકોર જાડેજા ભોજરાજજી હતા આ ભોજરાજજી એક સંતપુરૂષ હતા. પ્રભુ–ભજનમાં એમને અત્યંત પ્રેમ હતો. કેટલાક રાજકીય સંબંધોને અંગે આ ભોજરાજજી અને દેશળજી બાવા વચ્ચેનો સંબંધ જરા તંગ બની ગયો હતો. આથી બાવાએ એમને ભુજમાં હાજર થવાનો હુકમ કર્યો. પરંતુ ભોજરાજજી પોતાના આત્મ–ધ્યાનમાં જ મસ્ત રહેતા હોવાથી રાજ્યની આજ્ઞાનો અમલ કરવામાં એ પછાત પડી ગયા.

આજે શિવરામંડપમાં મહાપૂજન થવાનું હોવાથી તમામ સંતો અને ભકતોને વિધિસરનો વાયક મોકલવામાં આવ્યો હતો. તે પ્રમાણે ધમડકાના ઠાકોર ભોજરાજજીને પણ વાયક પહોંચી ગયો હતો. ભોજરાજજીએ તેનો સ્વીકાર પણ કર્યો હતો. સાચા ભક્તનો એ સિદ્ધાંત છે કે આવેલા વાયકનો કદી અનાદર ન કરવો. માથે તલવારોની ઝડીઓ વરસવાનો ભય હેય તો પણ ખરો ભક્ત આવેલા વાયકને ઘણી ખુશી સાથે ઝીલી લે ! આ રીતે ઠાકોર શ્રી ભોજરાજજીએ પણ વાયક ઝીલી લીધો અને ભુજ જવાની તૈયારીમાં લાગી ગયા.

ભોજરાજજીના મિત્રો અને સંબંધીઓને ધારતી હતી, કે રાજ્ય સાથેના આવા તંગ સંબંધને લઈને ભોજરાજજીએ શિવરામંડપમાં જવું સલામતી ભરેલું નથી. આથી સૌએ સાથે

મળીને ભોજરાજજીને ભુજ ન જવા માટે અનેક પ્રકારે સમજાવવા માંડયા. પરંતુ ભોજરાજજી પોતાના નિશ્ચયમાં ભુજિયા જેટલા જ મક્કમ હતા. ઈશ્વર–પૂજનના માર્ગે જતાં કદી જિંદગીનો ભોગ આપવો પડે તોપણ તેની તેમને કંઈજ દરકાર ન હતી.

• આથી એ પોતાના નિશ્ચય મુજબ સમારંભને દિવસે સાંજે વાળુ કરી, પોતાની પાણીપંથી ઘોડી પર સવાર થઈને ઊપડી ચૂક્યા. એમના સાળા હમુભાને વિચાર થયો, કે આવી બારીક પરિસ્થિતિમાં એમને એકલા જવા દેવા એ વાજબી નથી. આથી એ પણ ભોજરાજજીની સાથે તૈયાર થયા અને આ બંને વીર રાજપૂતોએ પોતાની તાજણોને ભુજની વાટે મારી મૂકી.

પહોરેક રાત પસાર થતાં આ બંને વીરો રતનાળ ગામે આવી પહોંચ્યા. ગામને છેવાડે કોળીઓનાં ઝૂંપડાં હતાં. આ કોળી લોકોમાં આજે 'જાગ' હોવાથી એમનાં ઝૂંપડાંમાં ભજનોની ધૂન જામી રહી હતી. આ લોકોએ જાડેજા ભોજરાજજી અને હમુભાને અહીંથી પસાર થતાં જોઈ લીધા. તરત જ તમામ મંડળી બંને ઘોડીઓની આસપાસ ફરી વળી. જ્યોતનાં દર્શન કરીને પછી જવાની સૌએ એમને વિનતિ કરી. ભોજરાજજી એક ભક્તાત્મા હતા. કોળીઓની અતિ ભાવપૂર્વકની માગણી એ તરછોડી શક્યા નહિ. એ તરત જ ઘોડા પરથી ઊતરીને કોળીઓના ઝૂંપડામાં દાખલ થઈ ગયા. હમુભાએ પણ એમનું અનુકરણ કર્યું.

કોળી લોકો પાસે પ્રસાદીમાં તે બીજું શું હોય ? એમણે તો

સાંડાનો પ્રસાદ તૈયાર રાખેલો હતો. આ બંને જણને એમણે ભાવપૂર્વક પ્રસાદ અર્પણ કર્યો. ભોજરાજજીએ બંને જણનો પ્રસાદ લઈ, તેને જીનના પાવડામાં મૂકી દીધો અને ફરી ભુજના માર્ગે ચાલતા થયા.

શિવરામંડપ પાસે આવી પહોંચતાં જ બંને જણાએ બહારના ભાગમાં એક ઝાડ સાથે પોતાની ઘોડીઓને બાંધી દીધી અને તરત દરવાજાની અંદર દાખલ થઈ ગયા.

ભોજરાજજીને ઝકડી લેવાની આજે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. શિવરામંડપની અંદરના જ્યોતિ-મંદિરમાં દાખલ થવા માટે બે દરવાજા તૈયાર કરવામાં આવ્યા હતા. એક દરવાજો અંદરનો અને બીજો બહારનો. આજે અંદરના અને બહારના દરવાજાના ચોકીદારોને જુદી જુદી સૂચનાઓ આપવામાં આવી હતી સૌને ખાતરી તો હતી જ કે ભોજરાજજીને વાયક પહોંચેલ છે, એટલે એ કોઈ પણ રીતે આવવા વગર રહે તેમ નથી. આથી આજે એમને ઝડપી લેવાને એક ખાસ યુક્તિ ગોઠવવામાં આવી હતી. બહારના દરવાજાના ચોકીદારને એવો હુકમ કરવામાં આવેલો હતો, કે જ્યારે ભોજરાજજી દરવાજામાં દાખલ થાય ત્યારે એમને અંદર આવવા દેવા. એમને અટકાવવા પણ નહિ અને અટકમાં પણ લેવા નહિ. પણ જો એ બહાર જતા દેખાય તો તરત એમને પકડી લેવા. અંદરના દરવાજાના રક્ષકને એવી આજ્ઞા હતી, કે ભોજરાજજી અંદરના દરવાજામાં દાખલ થાય તે જ વખતે એમને ઝડપી લેવા. આમ ઉભય દરવાનોને જુદી જુદી સૂચનાઓ આપવામાં આવી હતી.

હવે હકીકત એમ બની, કે ભોજરાજજી અને હસુભા જ્યારે બહારના દરવાજામાંથી અંદર દાખલ થયા ત્યારે ચોકીદારે એમને બરાબર જોયા. પરંતુ એ વખતે એને પકડવાની આજ્ઞા ન હોવાથી એણે બંને જણને અંદર દાખલ થવા દીધા. અંદરના દરવાજામાં દાખલ થતી વખતે ત્યાંના ચોકીદારને એમને પકડી લેવાનો હુકમ હતો, પણ અંદર દાખલ થવા વખતે પેલા ચોકીદારે એમને જોયા જ નહિ. બંને જણ સીધા જ્યોતિ-મંદિરમાં દાખલ થઇ ગયા અને ભક્ત-મંડળમાં ભળી ગયા. ત્યાં પૂજન આદિ વિધિમાં ભાગ લેવા એ ગુંથાઇ ગયા. જ્યારે પૂજન-દર્શન આદિ દરેક પ્રકારના વિધિની સમાપ્તિ થઇ અને વહેલી પરોડે તમામ ભક્તમંડળીઓ છૂટી થઇ ત્યારે ભોજ-રાજજી અને હસુભા પણ અંદરના દરવાજામાંથી બહાર આવ્યા. આ વખતે દરવાને એમને જોયા અને ઓળખ્યા પણ બહાર નીકળતી વખતે એમને કબજે કરવાનો હુકમ બહારના દરવા-નને હોવાથી એનાથી આ વખતે એમને પકડી શકાય એવું ન હતું. આ લોકોને અંદર આવતાં તે કેમ જોઈ શકયો નહિ તેની તેને નવાઇ લાગી. તેને ખાતરી હતી કે હવે બહારનો દરવાન એમને જરૂર કેદ કરી લેશે. આથી એણે હુકમ ઉપરાંતનું કંઇ પણ નવું પગલું ન ભરતાં આ બંને જણને શાન્તિપૂર્વક બહાર નીકળી જવા દીધા.

હવે જ્યારે ભોજરાજજી અને હસુભા બહારના દરવાજામાંથી નીકળ્યા ત્યારે કુદરતની કોઇ અદ્‌ભુત ઘટનાને લીધે બહારના દરવાનની એમના પર નજર જ પડી નહિ. આ બંને જણ કશી પણ હરકત વિના નિર્વિઘ્ને શિવરામંડપ છોડી ગયા અને બહાર

બાંધી રાખેલી ઘોડીઓને છોડી તેમના પર ફરી સવાર થઇ, પાછા ધમડકાના માર્ગે ઊપડી નીકળ્યા.

ભોજરાજજીને પકડી લેવાને રચાયલા ષડ્યંત્રની જાણ એમને શિવરામંડપમાં જ થઈ ગઇ હતી. પરંતુ એમણે તો પોતાનું જીવન પ્રભુના હાથમાં સોંપી દીધું હતું અને પ્રભુએ ખરેખર એમને કોઇ અજબ જેવી કળાથી ઉગારી લીધા.

ભોજરાજજી ભક્ત હોવા ઉપરાંત એક અચ્છા કવિ પણ હતા. બહાર નીકળતાં જ એમણે આ પ્રસંગને અનુરૂપ એક સુંદર ભજન તૈયાર કર્યું. તે કાચબા-કાચબીના ભજનના નામથી આખા કચ્છ-કાઠિયાવાડમાં ખૂબ પ્રખ્યાત અને લોકપ્રિય હોવાથી આ નીચે આપવામાં આવે છે. અને એ ઉપરાંત એમનાં એ જ ઢાળનાં બીજાં બે ભજન પણ અત્રે રજુ કરવામાં આવે છે.

## કાચબા કાચબીનું ભજન

કાચબો કાચબી જળમાં રહેતાં, હતાં હરિનાં દાસ,
દર્શન કારણ બહાર નીસરિયા, રાખીને વિશ્વાસ;
આવંતાં નજરે ભાળ્યાં, બાંધીને પાછાં વાળ્યાં.

> કર કર મ કર કાચબી કૂડી, રામૈયાની રીત છે રૂડી,
> ઓધારણ સાંવરો વાલો, મીઠૂડી મોરલી વાળો.

કાચબી કહે છે કાચબાને, તેં કહ્યું ન માન્યું કંથ,
આપણ બેને ઝાલી ચાલ્યો, એ તો લાંબે પંથ,
હતા બે જીવ સંગાથે, પડિયા પાપીને હાથે. કર કર૦

પાપીએ પાપ જ પરગટ કીધાં, ઓરિયાં આંધણુ માંય,
ચો દશથી સળગાવી દીધાં, તાપ તપે છે ત્યાંય,
ક્યાં છે તારો સારંગ પાણિ, માથે આવી મોત નિશાની. કર કર૦
કાચબો કહે છે કાચબીને, તું રાખની ધારણુ ધીર,
આપણુને ઊગારશે વહાલો, જુગતે જાદવ વીર,
ચિંતા મેલી ચરણે આવો, મરવા તુને નહિ દે માવો. કર કર૦
વારતી'તી ત્યારે શીદને મારૂં, કંથ ન માન્યુ કહેણુ ?
કાળ આવ્યો કોણુ રાખશે, તમે નીચાં ન ઢાળો નેણુ,
પ્રભુ તારો નાવિયો પ્રાણી, માથે આવી મોત નિશાની. કર કર૦
કાચબી કહે છે ક્યાં છે તારો, રાખણુહારો રામ ?
હરિ નથી કોઈના હાથમાં, તમે શું બોલો છો શ્યામ ?
મરવા ટાણે મતિ મુંઝાણી, તૂટ્યા પછી ઝાલવું તાણી. કર કર૦
ત્રિકમજી ત્રણ લોકમાં મારે, તમારો છે ઇતબાર,
અટક પડી હરિ આવજો, મારા આતમના ઓધાર,
છોગાળા વાત છે છેલ્લી,'' થાજો બળતાના બેલી. કર કર૦
કાચબી કહે છે કોણુ ઉગારે ? જાતો રહ્યો જગદીશ,
ચાર દિશાએ આગ લાગીને, ઓરિયાં વિચ્ચોવીચ,
જેનો વિશ્વાસ છે તારે, તેનો ઇતબાર નહિ મારે. કર કર૦
બળતી હોય તો બેસને, મારી પીઠ પર રાખું પ્રાણુ,
નિંદા કરે મારા નાથની, એ તો મુજને મારે બાણુ,
વાલો મારો આવશે વારૂ, આપણુને ઊગારવા સારૂ. કર કર૦
કાચબી કહે કિરતાર ન આવ્યો, ને આવ્યો આપણો અંત,
પ્રાણુ ગયા પછી પહોંચશે, તમે તે શું બાંધ્યો તંત,
આમાંથી આજ ઊગરીએ, પાણી બહાર પગ ન ભરીએ. કર કર૦

વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર,
લાજ લેપાશે લોકમાં, બીજી વાંસે કોની વહાર ?
હરિ ! મારી હાંસી થાશે, પ્રભુ તારી પતીજ જાશે. કર કર૦

કેશવરાયે કરૂણા કીધી ને, મોકલ્યા મેઘ-મલ્હાર,
આંધણમાંથી ઊગારી લીધા, કાચબાને કિરતાર,
'ભોજલ' કહે ભરોસો જેને, વા'લો મારો તારશે તેને. કર કર૦

## રામ સગાઈ

રાગ એજ

માદો થિયો ને ખાટલે સૂતો, પાસમા બેઠા ભાઇ,
સાચવ્યો સંઘર્યો કહેતો જાજે, પાસે મ રાખજે પાઇ,

માડી જાયા પછી મરજે,
જે હોય તે હાજર કરજે.

ચેતણવાલા ચેતજો ભાઇ, રાખો તમે રામ સગાઈ,
જોજો મન વાત વીચારી, ભક્તિનો ભેદ છે ભારી.

ઠાલી ભૂલી રાંડ઼ ઠીઠિયા મેલે, દા'ડાનુ થાશે દુઃખ,
ખાધા-પીધાનું પૂછતી નથી, પેટમાં ઝાઝી ભૂખ,

પાસે બેસી આંસુડાં લૂછે,
પા છું પૈસાનુ પૂછે. ચેતણ૦

ભોય સૂવાડી ભાતું બાંધ્યુ, ઘીની ન મળે ઘાણુ,
સગા-કુટુંબ સૌ મળી કરીને, લઇ ચાલ્યા સમશાન,

ખાંપણ માથે નાખિયું ખોટું,
ખભે લઇ કાઢિયું દોટું. ચેતણુ૦

નારી કે'છે મારે કાઢવો નો'તો, ને કાઢવા વેળા થઇ,
બાર દા'ડા એનું સૂતક પાળી, તરત બીજાને ગઇ,
ખાધું-પીધું નાખિયું ખોળે,
બેઠી બેઠી કાચળા મોળે. ચેતણુ૦

જેવા તેવા તો લાકડા લીધા, છાણામાં ન મળે સાર,
અવળી-સવળી ઝૂંપડી ખડકી, અંગૂઠે મેલ્યો અંગાર,
એમાંથી અગની ઊઠી,
'લોજલ' કહે બાજરી તૂટી. ચેતણુ૦

## જમનો જોખો

રાગ એ જ

ગર્ભમાં ગુણ ગોવિંદના ગાતો, ને નિત લેતો હરિનામ;
ઉદરમાંથી અવતર્યો પછી, કરિયાં ભૂંડાં કામ,
આતમઘાતી આપને બોળ્યો,
રતન તેં રાખમાં રોળ્યો.

માનવીઓ મન વિચારો, હાથે કરી ભવ કાં હારો;
જોજો સંસારના લોકો, માથે છે જમનો જોખો.
આવ્યો ત્યારે શું લાવ્યો હતો, ને જઇશ પાછો વળી જોઇ,
ભજ્યા નહિ સીતારામને તેં તો, ખરી કમાણી ખોઇ;

ફોકટમાં શું રહ્યો ફૂલી,
ગયો દુબદ્દામાં ડૂલી. માનવીઓ૦

મારૂં મારૂં મ કરો પ્રાણી, મેલી દો ત્રાણુમ ત્રાણુ,
સગાં કુટુંબ તારાં સૌ મળીને, લઈ જાશે સમશાન,
માટી ભેળી માટી મળશે,
કીધાં ભોગવવાં પડશે. માનવીઓ૦

રાજા રાણા કૈક લેવાણા, લેવાણા લાખ કરોડ,
આ ખાણુંમાં કૈક ખપી ગયા, સેજ તળાયું સોડ;
જગતમાં શું રહ્યો મ્હાલી?
જાશે તારી ઠાંઠડી ઠાલી. માનવીઓ૦

લેખાં લેશે તલનાં, ત્યાં નથી પોપાંબાઈનું રાજ,
'ભોજલ' કહે છે સમજ સમજ મન, કહું છું તારે કાજ;
સંતોને શરણે આવે,
ઝપાટા જમના નાવે. માનવીઓ૦



# દાદા અજયપાળ

વિક્રમ સંવત ૧૦૮૦ માં ગિઝનીના મહમ્મદશાહે હિંદ પર એક પછી એક ચડાઈઓ કરવા માંડી. છેલ્લી ચડાઈ સોમનાથ પર કરી. એ વખતે અજમેરમાં વીર ચહુઆણ ધર્મગજ નામે રાજા રાજ કરતો હતો.

મહમ્મદે ગિઝનીથી ભારત આવીને અજમેર પર આક્રમણ કર્યું. ચહુઆણ સરદારો જીવ સટોસટની લડાઈ લડ્યા, પરંતુ મહમ્મદની વિશાળ સેના સામે તેમનું બળ ભાંગી પડ્યું અને ધર્મગજનો પરાજય થયો.

આ ઘટના પછી ધર્મગજનો કાકો અજયપાળ ચહુઆણ ત્યાંથી ચાલી ગુજરાતના સોલંકી રાજા દુર્લભસેનને મળ્યો અને સોમનાથના રક્ષણ માટે લશ્કર એકઠું કરવા લાગ્યો. દુર્લભસેન અને તેના ભાઈ નાગરાજના પુત્ર ભીમદેવને સાથે લઈને તે સોમનાથના બચાવ માટે પ્રભાસપાટણ આવી પહોંચ્યો. પરંતુ મહમ્મદનું લશ્કર તો તે પહેલાં જ ત્યાં પહોંચી ગયું હતું. ગિઝનીની સેનાએ ગઢને મજબૂત ઘેરો ઘાલ્યો હતો.

ગુજરાતથી અજયપાળ ચહુઆણ સોલંકી રાજવીના સૈન્ય સાથે આવી પહોંચતાં ભયંકર યુદ્ધ શરૂ થયું. આ વખતે સોલંકી

રાજા દુર્લભસેન હાથી ઉપર હતો. એટલામાં અચાનક શત્રુ–સૈન્યની તોપનો એક ગોળો હાથીને વાગ્યો અને હાથી ગાંડો થઈને લશ્કર વચ્ચે ઘૂમવા લાગ્યો. પરિસ્થિતિ એકાએક પલટી ગયેલી જોઈને રાજા દુર્લભસેન હાથી પરથી નીચે ઊતરીને ઘોડા પર સવાર થયો. હાથીની અંબાડી ખાલી પડી ગઈ. પરિણામ એ આવ્યુ કે રાજપૂત સૈનિકોએ મહારાજાને હાથી પર ન જોતાં નાસભાગ કરી મૂકી. મહમ્મદ આગળ વધ્યો. સોમનાથના મંદિરમાં દાખલ થયો અને મહાદેવની પીઠિકા તોડી નાખી.

આમ અકસ્માત બાજી બદલી જતાં અજયપાળ ચહુઆણ, દુર્લભસેન અને ભીમદેવ સુલતાન મહમ્મદનો માર્ગ રોકવા કચ્છના કંથકોટના કિલ્લામાં આવ્યા અને સુલતાનના લશ્કરને શિકસ્ત આપવા તેની રાહ જોવા લાગ્યા.

આ તરફ સુલતાન મહમ્મદ રણ ઓળંગીને પારકરને રસ્તે પસાર થઈ ગયો.

દુર્લભસેન અને ભીમદેવ પાછા પાટણ ગયા અને ત્યાં મુસ્લીમ સૂબાને હરાવીને પાટણ હાથ કર્યું.

આ નિષ્ફળતાથી અજયપાળના હૃદયને એવો ધક્કો લાગ્યો કે તે પાટણ કે અજમેર જવાને બદલે અંજાર આવ્યા અને યોગ ધારણ કરી લીધો. એમના તપ, ત્યાગ અને વ્યક્તિત્વથી અનેક લોકો આકર્ષાયા અને એમના ભક્ત બની ગયા. જીવનનો શેષ ભાગ એમણે અંજારમાં જ ગાળ્યો અને મૃત્યુ બાદ પીર થઈને પૂજાવા લાગ્યા.

# સ્વામી ત્રિવિક્રમાનંદ સરસ્વતી

વિક્રમ સંવત ૧૮૮૦ માં ભુજનગરના શ્રી ગોપાલજી વ્યાસને ત્યાં એક પુત્રરત્નનો જન્મ થયો. એનું નામ રતનજી રાખવામાં આવ્યુ. ગિરિનારાયણ જ્ઞાતિના આ ગોપાલજી વ્યાસને ભાવેશ્વર મહાદેવમાં અટલ શ્રદ્ધા હોવાથી ભોળાનાથની ભક્તિના ફળ તરીકે ભાવેશ્વર દેવે જ એમની આ મનોઇચ્છા પૂર્ણ કરી છે એમ એ માનતા હોવાથી એમના બાલપુત્રનું ફૂલામણાનું નામ ભાવલો રાખવામાં આવ્યું હતું. એ જ બાલરત્ન ભાવલો આગળ જતાં એમના કુળને ઉજાળનાર ત્રિવિક્રમાનંદ સરસ્વતી થવાને સરજાયલો હતો.

ગોપાલજી વ્યાસ એક પ્રખર કથાકાર અને પ્રભુભક્ત હતા. કથાકાર તરીકેની એમની કીર્તિ અને કલાથી આકર્ષાઇને કાનપુરના બારોટ કલ્યાણ જોધાણી એમને કાનપુર તેડી આવ્યા હતા. કલ્યાણ બારોટનો પુત્ર કાનો બારોટ કચ્છના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. મહારાઓશ્રી દેશળજી બીજાની આર્થિક મુશ્કેલીમાં એમને આર્થિક મદદ આપનાર કાના બારોટ માટે આજ પણ કહેવત ચાલે છે કે– " કાને કોરી ક્રોડ રાને દીધી રોકડી. "

આ કાના બારોટને વિદ્યાભ્યાસ કરાવનાર અને એનામાં ભક્તિના સંસ્કારનું સિંચન કરનાર ગોપાલજી વ્યાસ હતા.

પાછળથી મંજલના ગઢવીઓ એમને માનપૂર્વક કાનપુરથી મંજલ તેડી આવ્યા અને મંજલમાં તે સ્થિર થયા.

કિશોર રતનજી વ્યાસે બાલ્યાવસ્થામાં મંજલમાં જ સામાન્ય અભ્યાસ કરેલો. પરંતુ એની તીવ્ર બુદ્ધિમતા અને સંસ્કૃતના અભ્યાસ માટેની એની તાલાવેલી જોઇને ગોપાલજી વ્યાસે એને માંડવીના પ્રખ્યાત પંડિત વિશ્વનાથ શાસ્ત્રી પાસે મોકલાવ્યો. અહીં રહીને થોડા જ સમયમાં રતનજી વ્યાસ ક્રિયા કર્મકાંડ અને વ્યાકરણાદિમાં પારંગત થઈ જતાં વેદાંતનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે એમણે સ્વામી સુખલાલજીની માંડવી પાઠશાળામાં પ્રવેશ કર્યો. ત્યારબાદ હમલા દ્વારાધીશ કચ્છના સુપ્રસિદ્ધ સંત કવિ રામસંગજી બાવાના સંપર્કમાં રહીને એમણે વેદાંતનાં અંગોનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કર્યું.

વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને રતનજી મંજલ આવ્યા. અહીં રઘુનાથજીના મંદિરમાં સંવત ૧૯૯૪ના શ્રાવણ સુદ ૧ થી એમણે સૌથી પ્રથમ શ્રીમદ્ ભાગવતની કથાનો આરંભ કર્યો. એમની ઓજસપૂર્ણ વાણી અને વિવેચન શક્તિથી શ્રોતાજનો મંત્રમુગ્ધ બની જતા. થોડા જ સમયમાં તે આબાલવૃદ્ધ સૌના આદરણીય બની ગયા.

અઢાર વર્ષની ઊગતી વયે રતનજી વ્યાસ ભારતનાં તીર્થસ્થાનોની યાત્રા માટે પગપાળા પ્રવાસમાં નીકળી પડયા. ત્રણ વર્ષની સતત તપશ્ચર્યા સાધીને એમણે પગે ચાલીને હિંદના લગભગ તમામ તીર્થ ધામોની મુલાકાત લીધી. આ પ્રવાસ દરમિયાન એમને અનેક સંતમહંતો અને મહાત્માઓની સેવા

અને એમના સહવાસનો લાભ મળ્યો. ત્રણ વર્ષના લાંબા વિહાર પછી તે કચ્છ પાછા ફર્યા.

બાવીસ વર્ષની ઉંમરે શ્રી રતનજી વ્યાસ ગૃહસ્થાશ્રમી બન્યા. આ વખતે એમનો વસવાટ કચ્છના મહા બંદર માંડવીમાં હતો. માંડવી જેવા મોટા શહેરમાં રહેવા છતાં શ્રાવણ માસમાં કથાવાચન માટે તે હમેશાં મંજલ આવતા. મંજલમાં તે ભગવત્ પ્રેમી ચારણી દેવી ભાવલબાઈને ત્યાં ઊતરતા. મંજલના ભાટિયા ગૃહસ્થ વેરશી ધરમશી ધામાણીએ એમને પોતાના વ્યાસ તરીકે સ્થાપ્યા હતા. ધામાણી કુળભૂષણ દાનવીર શેઠ વાલજી પારપ્યાએ એમને જીવનનિર્વાહ માટે કેટલોક ગ્રાસ અને રહેણાક માટે મકાન કૃષ્ણાર્પણ કરેલાં. આ ઉપરાંત એમને મંજલમાં કેટલાક લાગા લગમ પણ બાંધી આપવામાં આવ્યા હતા. અહીં વ્યાસજીનો વિશેષ લાભ લેવા માટે એક શ્રવણશાળાની પણ સ્થાપના કરવામાં આવેલી. આજે પણ મંજલની આ શ્રવણશાળામાં દરરોજ સત્સંગ અને કથા-કીર્તન વગેરે ચાલતાં જ હોય છે.

મંજલથી ચારેક માઈલ દૂર આવેલ વાંઢાયમાં એ વખતે બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રી ઇશ્વરરામજી સ્થિત હતા. ઈશ્વર રામજી નિસ્પૃહી, ભજનાનંદી અને એકાંત પ્રિય સાધુ હતા. અહીં શ્રી ઇશ્વરરામજી મહારાજ પાસે પણ રતનજી મહારાજ કથા વાંચતા, પ્રભુભજન અને જ્ઞાનામૃતનું પાન કરતા અને કરાવતા.

દક્ષિણના સંત શ્રી રામસ્વામી જટાધારીના શિષ્ય વડોદરા નિવાસી શ્રી બાપુરામ સરસ્વતીએ જ્યારે પોતાના કચ્છના

પ્રવાસ દરમિયાન મંજલની મુલાકાત લીધી ત્યારે વ્યાસ રતનજી તથા કચ્છના ધુરંધર પંડિત પીતાંબરજીએ તેમની પાસે કંઠી બંધાવીને તેમને ગુરુપદે સ્થાપિત કર્યા. ત્યારથી પંડિત પીતાંબર અને રતનજી મહારાજનો ગુરુભાઈનો સંબંધ બંધાયો. એમનો આ સ્નેહ-સંબંધ જીવનપર્યંત અખંડ રહ્યો. બંને ઉચ્ચ કક્ષાના જ્ઞાની, વેદાંત પ્રેમી અને પ્રભુભક્ત હતા.

મંજલ ગામ એ અરસામાં એક જ્ઞાન-ધામ સમાન બની ગયું હતું અહીંના ભક્ત કવિ જાડેજા દેવાજી જે વેદાંત પ્રેમી અને વહેમ–પાખંડ આદિ અવિદ્યાનો નાશ કરનાર સ્વામી-દયાનંદ સરસ્વતીની નાની આવૃત્તિ જેવા હોઇને મંજલની કીર્તિને વધારી રહ્યા હતા, એમનું અમૂલ્ય પુસ્તક 'દેવાનુભવ દીવાકર' એમની સત્યપ્રિયતાની સાબિતી આપી જાય છે એ જાડેજા દેવાજી જગમાલજી, ગઢસીસાના પંડિત પીતાંબરજી, ભક્તરાજ ખીમજી મહારાજ, તરાના સાધુ શ્રી જાનકીદાસજી અને રતનજી મહારાજ એમની વિદ્વાન મંડળીની મુલાકાતો મંજલમાં વારંવાર યોજાતી અને મંજલ ગામને જ્ઞાન-રસમાં તરબોળ બનાવતી.

નારાયણ સરોવર અને માતાના મઢની યાત્રાએ જતાં મંજલ ગામ એક મંજલનું ધામ બનતું હોઇ એનું મંજલ નામ સાર્થક થાય છે. મંજલની કીર્તિ જેના વડે ઉજ્જવળ છે તે સાધ્વી મૈયાને પણ શ્રી રતનજી મહારાજે અભ્યાસ કરાવેલો હોવાથી તેઓ એમનું ખૂબ સન્માન કરતા.

રતનજી વ્યાસ આગળ જતાં ધીરેધીરે દુનિયાના વ્યવહા-

શેથી મુક્ત થવાની ભાવના કેળવતા રહ્યા હતા. એટલે વ્યવ-હારનો બોજો એમના પુત્ર મેઘજી વ્યાસને સોંપવાનો એમણે આરંભ કરી દીધો હતો.

અંતે એમની વૈરાગ્ય વૃત્તિ પૂર્ણ કળાએ ખીલી નીકળતાં એમણે નારાયણ સરોવરની યાત્રાએ જતાં શ્રી બાપુ સરસ્વતી પાસે વેદ વિધિ અનુસાર સંન્યસ્ત દીક્ષા લીધી. આ પ્રસંગની કર્મવિધિ વૈદ્ય પંડિત શ્રી ગૌરીશંકર મહારાજે કરેલી. રતનજી મહારાજને એ વખતે શ્રી ગુરુદેવની આજ્ઞાથી ત્રિવિક્રમ સરસ્વતીનું નામ આપવામાં આવ્યુ. શ્રી રતનજી વ્યાસની મનોકામના પૂર્ણ થઇ અને તે વ્યવહારજાળથી વિમુક્ત બની ઇશ્વરભક્તિમાં લીન થયા. એમનું શેષ જીવન એમણે લોકોને ઉપદેશામૃતનૂ પાન કરાવવામાં ખરચી નાખ્યું.

સંવત ૧૯૫૪ના માહ સુદિ ૧૩ના દિવસે મંજલ ગામે એમનું અવસાન થયું. એમના દેહને ગામની દક્ષિણે ભગવાન ભાવેશ્વર મહાદેવના મંદિરની બાજુમાં સમાધિ આપવામાં આવેલ છે. અહીં એક મંદિર બંધાવવામાં આવેલ છે તે આજે પણ મોજુદ છે. સામે જ સાધ્વીમૈયાની સમાધિ છે. મંજલ ગામ આવી મહાન વિભૂતિઓથી આજે પણ ગૌરવાન્વિત છે.

શ્રી રતનજી મહારાજે હરિભીડની ટીકા તેમજ વેદાંતના ગ્રંથો પણ લખ્યા છે. 'વ્યાસવાણી રત્નાકર' નામે ગ્રંથ એમણે રચેલ છે. એમની કાવ્યકૃતિઓ પણ ઘણી છે. એક નમૂનો અત્રે રજુ કરવામાં આવે છે.

## સંત સમાગમ

કર સમાગમ સંત જો, મન છડ કૂડો વેપાર,
છડ કૂડો વેપાર, કરે ગિન મન તું બ્રહ્મ વિચાર. ટેક૦

વખત વેઓ ને સિજ રયો થોડો, ઘડી બ ઘડીયું ન્યાર,
તેં મેં તું તાં કમ કર તોજે, હરિ જો નાં સંભાર. કર૦

મૃગજળ જેડો ઠાઠ જગત જો, તીં જગ જો વેચાર,
તેંજી તું તૃષ્ણા છડ પ્યારા, કર કીં મન વિચાર. કર૦

મા–પે ને ભા–ભેણુ ન કેંજા, કિત કેંજો પરિવાર,
હલ્યો જ વેનેં હિતા હેકલો, કેર કંધો નાકાર. કર૦

ઇ જાણી ભજ સારંગપાણી, સચો સાર જો સાર,
'રતનજી' ચય સચો રતન ઇ, બ્યો તાં સાર અસાર. કર૦

શ્રીમદ્ જૈનાચાર્ય

# વ્રજપાલજી સ્વામી

## ૧. સત્યની કસોટી

જતિ–સતી ને જૈન મુનિવર, રામદેવ ને રાવળપીર,
ધન ધન કચ્છ ધરા ! તુજ અંકે, પગ પગ પોઢ્યા પીર–ફકીર;

શાહ મુરાદ સાગર રક્ષંત,
ગરવી કચ્છ ધરા ગુણવંત.

કચ્છના કાંઠી વિભાગમાં ઘેલડા નામે એક નાનકડું ગામ આવેલું છે. આ ઘેલડાગામ કચ્છ રાજ્ય તરફથી શાહમુરાદ પીરને ભેટ આપવામાં આવેલું છે. આજે પણ એની પેદાશ કચ્છ–મુન્દ્રામાં આવેલી શાહમુરાદ પીરની દરગાહમાં જાય છે. એ ઘેલડાગામનું તોરણ બાંધનાર ચરિત્રનાયકના પૂર્વજ કનૈયા શાહ હતા. આ કનૈયા શાહ મોટા ધનિક અને આસદાર હતા. ગામમાં વસ્તી મુખ્યત્વે વીસા ઓસવાળની, આસીઆની તેમજ અમુક પ્રમાણમાં મુસલમાનોની પણ છે. થોડાંક ઘર હરિજનોનાં પણ છે. ગામડું ગામ એટલે નાનાં–મોટાં બધાં એક કુટુંબીની માફક સંપથી રહે. આ કનૈયા શાહના વંશમાં ઘેલડા ગામમાં

શ્રી વ્રજપાલજીના પિતા કાંઇયા શાહનો જન્મ વિક્રમ સંવત ૧૮૫૦ ની આસપાસ થયેલ. કાંઇયા શાહ એ તે વખતના ઘેલડા ગામના પટેલ હતા.

માતુશ્રીનુ નામ જેઠીબાઇ હતું. આ જેઠીબાઇ પત્રી પાસેના વાંકી ગામનાં હતાં. તે બાલપણથી જ પવિત્ર અને સત્યનિષ્ઠ હતાં. એમના બાલપણનો એક અજબ જેવો પ્રસંગ છે. લોકકથા કહે છે કે—

જેઠીબાઇ બાલ્યાવસ્થામાં હતાં ત્યારે એક વખત વાંકી ગામમાં નદી કિનારે પોતાની સરખે સરખી સાહેલીઓ સાથે રમતાં હતાં. આ વખતે જમીનમાં ખાડો ખોદતાં એમને કોરીઓથી ભરેલી એક માટીની કુલડી મળી આવી. કુલડી લઇ તે એકદમ પોતાની માતા પાસે દોડી ગયાં અને કુલડી જેમની તેમ તેમના હાથમાં આપી. જેઠીબાઇનાં માતુશ્રી ઉમઇબાઇ સચ્ચાઇની મૂર્તિ સમાં હતાં. કોરીઓથી ભરેલી કુલડી તે ગુપચુપ પેટીમાં મૂકી દે તેવાં ન હતાં. આ કુલડી વાંકીના ગામધણી ગ્રાસીઆને પહોંચાડવા તરત જ તેમણે પોતાના પતિના હાથમાં મૂકી. આથી એ કુલડી નદીને સામે કાંઠે પત્રી જઇને જે સ્થિતિમાં મળી હતી તે જ સ્થિતિમાં દરબાર પાસે તેમણે રજુ કરી.

દરબારે તો તે વખતે કુલડી રાખી લીધી. પણ પાછળથી આ બનાવે મોટું રૂપ પકડ્યું. આ દરબારનો એક કામદાર હતો. તેણે દરબારને ભરાવ્યુ કે "બાવા! આંઇ તાં ભોરા અયો! કોરીઓ તો બધી એ લોકોએ રાખી લીધી છે, તમને

તો નામની ખાતર માત્ર થોડીક જ આપી છે. તમે જરા કડક થાશો તો કોરીઓનો ઢગલો નીકળી પડશે."

દરબારો તો કાનના કાચા જ હોય. એમને લાગ્યું, કે કામદારની વાત ખોટી નથી. આ કિસ્સામાં સખ્ત તપાસ કરવાની જરૂર છે.

અને ધર્મ કરતાં ધાડ પડે તેમ આ નિર્દોષ વણિક કુટુંબ પર નવી આફત આવી પડી. કોરીઓની તપાસ કરવા માટે પત્રીના ગામધણી પોતાના માણસો સાથે ઘોડે ચડીને વાંકી આવી પહોંચ્યા.

વાંકીમાં ઉમઈબાઈ અને તેના પતિને બોલાવીને તેમની પાસેથી વધુ કોરીઓ કઢાવવા માટે દરબારે તેમને ખૂબ ધમકાવવા માંડ્યાં. પરંતુ સત્ય પાસે ધમકીની કિંમત શી છે? ઉમઈબાઇએ આખી વાત એમને પ્રમાણિકપણે કહી બતાવી. પરંતુ કોરીઓ લેવા આવેલા ગામધણીને સાચી વાત રૂચે તેમ ન હતું. આખરે ઉમઇબાઇને આકરા સમ ખવડાવવાનું નક્કી થયું. એ તો સત્યવાદી હતાં. એમણે કહ્યું, "મેં તો સાચી હકીકત રજુ કરી છે. છતાં તમે સમ ખવડાવવા માગતા હો તો તે માટે પણ હું તૈયાર છું.

દરબારે ગામમાંથી લુહારને બોલાવીને લોઢાની એક રાંપને ખૂબ તપાવવાનો હુકમ કર્યો. રાંપ તપીને લાલચોળ થઇ ત્યારે તેને ભઠ્ઠીમાંથી બહાર કાઢવામાં આવી. આ નવીન દૃશ્ય જોવા માટે ગામના લોકો પણ ચારે તરફથી એકઠા થઇ ગયા.

દરબારે ઉમઈબાઈ તરફ ફરીને કહ્યું, કે "જો તું સાચી હોય તો આ રાંપને તારા હાથમાં ઉપાડી લે!"

અખતરો ભયંકર હતો. પરંતુ ઉમઈબાઈનું સત્ય એની વહારે આવ્યું. એમણે વિચાર્યું કે સત્યને બીક કેવી? અને તરત જ એમણે 'રામ'નું નામ લઈને હાથ ઉપર વડનાં પાન મૂકી, પેલી ધગધગતી રાંપને પોતાના હાથમાં ઉપાડી લીધી. લોકો તો આ અજબ દૃશ્ય જોઈને ઉમઈબાઈની સત્યનિષ્ઠા પર ધન્યવાદોના વરસાદ વરસાવવા લાગ્યા.

પરંતુ કામદારે માન્યું નહિ. એ ખોટો પડતો હતો એ વાત એને ગમી નહિ. તેણે દરબારને કહ્યું, "બાવા! હી રંભતાં ભરાભર તપઈ નાંય." અર્થાત્ આ રાંપ તો બરાબર તપી નથી.

કામદારના આ શબ્દોએ ઉમઈબાઈની શાન્તિને એકદમ ક્રોધમાં ફેરવી નાખી. એમણે તપેલી રાંપને મરડીને તે ઠંડી છે કે ગરમ, તેની કામદારને ખાતરી કરાવવા માટે તેની ડોકમાં પહેરાવવા દોટ મૂકી. એમનું રૂપ ચંડિકા જેવું બની ગયુ.

કામદારથી આ તાપ ઝીલાણો નહિ. એને લાગ્યું કે આ તો મોત આવ્યુ! અને તે જ વખતે ત્યાંથી ઊઠી તે મૂઠીઓ વાળીને ભાગવા લાગ્યો. વાંકીને પણ છોડી તે પત્રીમાં ભરાઈ બેઠો. આજે એ કામદારના વંશમાં કોઈ બાકી રહ્યું નથી.

## ૨. આઇ રૂએતી !

સત્ય અને પ્રમાણિકતાની પ્રતિમા જેવી ઉમઇબાઈની પુત્રી જેઠીબાઇ એમનાં માતુશ્રી જેવાં જ સદ્ગુણી હતાં. આ જેઠીબાઇને ત્યાં વિક્રમ સંવત ૧૮૯૭ ના વૈશાખ સુદિ ત્રીજ એટલે અક્ષય તૃતિયાના મંગળમય દિને શ્રી વ્રજપાલજીનો જન્મ થયો. એમનાથી બે મોટાભાઇ ચાંપશી અને નરશી, એમનો જન્મ સંવત ૧૮૯૧ અને ૯૪ માં અનુક્રમે થયો હતો. એમના કરતાં પણ મોટાં આશબાઈ નામે એક એમનાં બહેન હતાં. તેમનો જન્મ સંવત ૧૮૮૮ માં થયો હતો.

એ વખતે એમના પિતા કાંઇયા શાહની આર્થિક સ્થિતિ પણ સારી હતી. શ્રાસ પણ ઠીક હતો. પશુધન પણ સારા પ્રમાણમાં હતું. ગામમાં પ્રતિષ્ઠા પણ ઘણી સારી હતી. ધંધો ખેતીનો હતો. એકંદરે તે સર્વ પ્રકારે સુખી હતા.

કાંઇયો શાહ અને જેઠીબાઇ બંને સુસંસ્કારી અને ધર્મનીતિપરાયણ હતાં. બે સીપનાં મોતીડાં જેવી એમની સંતતિમાં પણ એ સંસ્કાર ઊતરે તો તેમાં નવાઇ શી ? સંક્ષેપમાં આ આખું કુટુંબ ધર્મપ્રેમી અને સંસ્કારી હતું. કાંઇયા શાહને નાનપણથી જ દીક્ષા ગ્રહણ કરવાની ભાવના હતી. પરંતુ પ્રારબ્ધયોગે આ ભાવના અમલમાં આવી નહિ. દુનિયામાં બજાવવાની કેટલીક અનિવાર્ય ફરજો પણ ઘણીવાર માણસના આત્મકલ્યાણના પંથને રોકી લે છે.

સૌથી મોટાં પુત્રી આશબાઇને યોગ્ય ઉંમરે કાળાઘોઘા ગામે પરણાવી કાંઇયો શાહ એક ફરજમાંથી નિવૃત્ત થયા હતા.

એક વખત પાડોશના કોઇ ગામમાં ચોખરો હોવાથી ત્યાં જમવા જવાનું હતું. જમી-પરવારીને સાંજે સૌ પાછા ફર્યા. સાંજ પડી ગઇ હોવાથી કાંઇયો શાહ પોતાના સૌથી નાના પુત્ર વ્રજપાલને ખાંધે બેસાડીને ચાલતા હતા. ઘેલડા નજદીક આવતાં અંધારૂં થઇ ગયુ હતું કાંઇયો શાહ જ્યારે ગામના સ્મશાન પાસેથી પસાર થતા હતા ત્યારે ખભા પર બેઠેલો બાલ વ્રજપાલ એકાએક બોલી ઊઠ્યો—

"બાપા! આઇમા રૂએતી" અર્થાત્ મોટીમા રડે છે. પાડોશની ડોશી આઇમા જે તાજેતરમાં જ ગુજરી ગઇ હતી તેને માટે પોતાના બાળક પુત્રને આમ બોલતો સાંભળીને કાંઇયો શાહ તો વિચારમાં પડી ગયા કે આ છોકરાને શો જવાબ આપવો?

ત્યાં તો વ્રજપાલ ફરીથી બોલ્યા, "બાપા! આઇમા કુલા રૂએતી?" અર્થાત્ આઇમા શા માટે રડે છે?

કાંઇયો શાહ બોલ્યો, "બેટા, આઇમા પાપ કેં હુનેં તેં-લા રૂંધી હૂંધી." અર્થાત્ આઇમાએ પાપ કર્યાં હશે એટલે રડતી હશે.

પિતાની આ વાત પુત્રના હૃદયમાં તીરની જેમ સોંસરવી ઊતરી ગઇ. સંસારમાં પાપ-કર્મ કરે તેને રડવું પડે એ મહા-મંત્ર બાલ વ્રજપાલના ઘટડામાં ત્યારથી જ ઘુંટાવા લાગ્યો.

## ૩. બાલ-જીવન

બાલપણથી જ વ્રજપાલને સર્વ જીવો પ્રત્યે પ્રેમ હતો. એમને ત્યાં એક ગાય હતી. તે એક વાછરડીને જન્મ આપીને બે દિવસમાં જ મૃત્યુ પામી. વાછરડી નાની હોવાથી દૂધ પીતી નહિ એટલે એ પણ મરવાની અણી ઉપર આવી ગઈ હતી. વ્રજપાળે એને બચાવવાનો ઇલાજ શોધી કાઢ્યો.

એક તાંસળીમાં દૂધ લઈ તેમાં પોતાનો હાથ રાખીને એક આંગળી વાછરડીના મોંમાં આપી. વાછરડી તો તે જ વખતે ચસ ચસ ! કરતી આંગળી ચૂસવા લાગી, તેની સાથે દૂધ પણ તેના પેટમાં જવા લાગ્યું. એ રીતે દરરોજ વ્રજપાલ વાછરડીને પેટપૂર્ણ દૂધ પાવા લાગ્યો. પરિણામે વાછરડી બચી ગઇ. પછી તો વાછરડી વ્રજપાલ પર એટલી તો હળી ગઇ, કે એની પાછળ પાછળ જ ફર્યા કરે. વાછરડીમાંથી તે ગાય થઇ ગઇ ત્યારે પણ વ્રજપાલના શરીરને ચાટી ચાટીને પોતાનો પ્યાર પ્રકટ કર્યા વિના રહેતી નહિ. પશુઓનો પ્રેમ પણ કેટલો અદ્‌ભુત છે!

કાંઇયા શાહને ત્યાં એક ઘરડો બળદ હતો. બળદ જ્યારે ઘરડો થાય અને એનું લોહી ચુસાઇ જાય ત્યારે તો ભાગ્યે જ કોઈ ખેડૂત દિલ દઇને તેની ચાકરી કરે. પરંતુ કાંઇયા શાહને ત્યાં આ સ્વાર્થી રિવાજ ન હતો. એમના ઘરડા બળદની ચાકરી કરવા વ્રજપાલ રાત-દિવસ તત્પર રહેતા અને એ બળદ પણ એમના પર ખૂબ પ્યાર કરતો. આ રીતે પશુસેવા એ પણ એમના જીવનનું એક મુખ્ય અંગ બની ગયું હતું.

એક દિવસ ઘેલડા ગામમાં એક શિકારી એક સસલાના પગ પકડી તેને ટીંગાડીને જતો હતો. આ જોઇ વ્રજપાલનું હૃદય દયાથી ઉભરાઇ આવ્યું. પેલા શિકારીને તેમણે પૂછ્યું, કે "આ સસલાને તું આમ કેમ લઇ જાય છે અને કયાં લઇ જાય છે?"

પેલાએ જવાબ આપ્યો, કે "એના પગ ભાંગી ગયા છે તેની સારવાર કરવા લઇ જાઉં છું."

વ્રજપાલને જ્યારે ખબર પડી, કે એ સસલાને તો એ લોકો મારીને ખાઈ ગયા ત્યારે એમના હૃદયને મોટો આઘાત લાગ્યો. આખો દિવસ ખાવાનું પણ ભાવ્યું નહિ. આખી રાત એ સસલાના જ વિચારો એમના મસ્તકમાં રમી રહ્યા.

મૂગા જીવો પ્રત્યે બાલ વ્રજપાલને અગાધ પ્રેમ હતો. ગાયો, ભેંસો આદિ પશુધન તરફ તેમને અપાર મમતા હતી. સાત વરસના થયા ત્યારે તે એકલા પશુઓને ચારવા માટે જંગલમાં જવા લાગ્યા. ચાહે તેવી મેઘલી રાતના અંધકારમાં પણ બળદોને દૂર દૂર ચરવા લઇ જતાં તેમના મનમાં કદી ભયનો સંચાર થતો નહિ. બાલ્યકાળમાં જ એમણે નિર્ભયતાને કેળવી હતી. જંગલમાં ઘણીવાર સુવ્વરોનો ભેટો થઈ જાય તો તેથી ન ગભરાતાં તેમને ઘણે દૂર સુધી તગડી આવતા.

એક દિવસ બળદને ચારી કરી તેને પાણી પાવા માટે વ્રજપાલ નદીમાં લઈ જતા હતા. એટલામાં નદીને સામે કિનારે એક ચિત્રો દેખાયો. આ જોઇ એમણે તરત જ બળદોને પાછા વાળી લીધા. એ વખતે એટલામાં જ કોઇકનો વાછરડો ચરી

રહ્યો હતો. ચિત્રાને જોઈને તે હેબતાઈ ગયો. તેને વાળવા વજપાલે દોટ મૂકી. પણ જેનું મોત ભરાઇ આવ્યું હોય તેને કોણ બચાવી શકે ? ચિત્રાએ વાછરડા પર તરાપ મારી તેને ઝડપી લીધો. એક જ ઝપાટે એના પ્રાણ ઊડી ગયા. આ દૃશ્ય એમણે નજરોનજર જોયુ. આથી એમના મન પર એટલી બધી અસર થઈ કે આખી રાત એમને ઊંઘ આવી નહિ.

બાલ વજપાલ જેટલા નિર્ભય અને સાહસિક હતા તેટલા જ ઉદાર પણ હતા. તેનો એક દાખલો છે તે સામાન્ય પણ એમની ઉદારતાની ઝાંખી કરાવે છે.

એમના મોટાભાઇ ચાંપશીના લગ્ન પછી એમનાં પત્ની ઘેર આવ્યાં. નવવધુ પહેલી પાણીની હેલ ઉપાડે ત્યારે પાણી ભરીને ઘેર પાછા ફરતી વખતે જે કોઇ સામે મળે તેને સાકર આપવાનો રિવાજ હતો. એટલે આ પ્રસંગે પણ સાકર વહેંચવા માટે કાંઇયા શાહે પોતાના નાના પુત્ર વજપાળને એક થાળમાં પાંચ શેર સાકર થોડી થોડી વહેંચવા માટે આપી. વજપાલ તો ભાભીને પાણીની હેલ ભરી પાછા ફરતાં જોઇને એવા ખુશ ખુશ થઇ ગયા, કે જે કોઇ સામે મળે તેને મૂઠીઓ ભરીભરી સાકર આપવા લાગ્યા. પાંચ શેર સાકર તો થોડી જ વારમાં ખૂટી ગઈ. આથી વજપાલે ભાભીને કહ્યું, કે "ભાભી ! તમે જરા ઊભાં રહો તો હું બીજી સાકર લઇ આવું."

આમ કહેતાં જ તે પાછા દોડી ગયા અને ઘેરથી બીજી સાકર લાવી ધોબેધોબા સૌને વહેંચવા લાગ્યા. એમની ઉદારતાનો આ નાનો પ્રસંગ પણ એમના મનની મોટાઇ રજુ કરી જાય છે.

બાલ બ્રજપાલમાં જેમ પરોપકાર-વૃત્તિ હતી તેમ કાર્ય-કુશળતા પણ હતી. તેનો એકાદ પ્રસંગ અત્રે રજુ કરવો અસ્થાને નહિ ગણાય. એમની પાડોશમાં એક વૃદ્ધ ડોશીમા રહેતાં હતાં. ડોશીમાનું જીવન એકાકી હતું. આજીવિકા ચલાવવાના સાધન તરીકે ઘરમાં માત્ર એક રેંટિયો હતો. તેના પર સૂતર કાંતીને ડોશીમા જેમ તેમ પોતાનો નિર્વાહ ચલાવતાં. પરંતુ આગળ જતાં અવસ્થાને કારણે એમનાથી જોઈતા પ્રમાણમાં સૂતર કાંતી શકાતું નહિ. પરિણામે ડોશીમાને પેટ-પૂરતો રોટલો મળવામાં પણ વાંધો આવવા લાગ્યો. આ હકીકત બાલ બ્રજપાલના લક્ષમાં આવી ગઈ. ડોશીની નિરાધાર હાલત જોઇને એમનું અંતર કકળી ઊઠતું. ડોશીમાને જ્યારે જે કંઇ જોઇએ તે પોતાને ઘેરથી તેને પહોંચાડી આવતા. એટલું જ નહિ પણ ડોશીને ઘેર જઈ રેંટિયો કાંતવા પણ બેસી જતા. રેંટિયા પર એમનો હાથ એવો બેસી ગયો હતો કે કયારેક અર્ધો શેર સૂતર પણ કાંતી નાખતા. આથી એમના તરફ ડોશીમાની મમતા ખૂબ જ વધી ગઇ હતી. જ્યારે જ્યારે કંઇ પણ પરોપકારનું કાર્ય કરવાનો વખત આવે ત્યારે બ્રજપાલ કદી પાછી પાની કરતા નહિ. બાલપણમાં જ પરોપકાર પ્રવૃત્તિ એમના જીવનનું ધ્યેય બની ગઇ હતી.

## ૪. ત્યાગ માર્ગ

ઘેલડા ગામમાં શક્ય એટલો અભ્યાસ બ્રજપાલજીએ ત્યાં રહીને જ કર્યો હતો. પરંતુ અંતરના ઊંડાણમાં જ્યાં ઉચ્ચ કોટિના અનંત સંસ્કારો ઉછાળા મારી રહ્યા હોય ત્યાં આ બાહ્ય અભ્યાસની કિમ્મત કેટલી ?

કાંયાશાને ત્રણ પુત્રો હતા. તેમાં સૌથી નાના પુત્ર વ્રજપાલને રાત દિવસ વૈરાગ્યના વિચારોમાં જ વિહરતો જોઇને કાંયાશા પોતાના આખા કુટુંબ સાથે દીક્ષા ગ્રહણ કરવા તૈયાર થયા.

લોકો કહે છે કે સારા કામમાં સો વિઘ્નો આવે. અહીં પણ એમ જ થયું. કાંયાશાના વૈરાગ્યના વિચારો મજબૂત થતાં એક પછી એક અવરોધો ઉત્પન્ન થતા આવ્યા.

કુમળા ફૂલ જેવા ત્રણે બાળકો સહિત કાંયાશાનું કુટુંબ વૈરાગ્યની ધીખતી ધૂણીમાં હોમાઇ જવા તૈયાર થયેલું જોઇ, તેને ફરજીઆત અટકાવી દેવા તેમના મામા કમર કસી તૈયાર થયા. તેમની લાગવગ પણ ઘણી હતી. કચ્છના રાજ્યના કર્તાહર્તા લક્ષ્મીદાસ કામદારની જબાન જેવો બારોઈનો પટેલ તેમનો પરમ મિત્ર હતો. તેમણે બારોઈના પટેલની વગ લગાવી કાંયાશાને વૈરાગ્યની વિકટ વાટથી વાળવા પ્રયત્ન કર્યો. કાંયાશાને થોડો સમય અટકી જવાની ફરજ પડી. પરંતુ તેમનો નિશ્ચય તો જેવો ને તેવો અડગ હતો. તેઓ દીક્ષા ધારણ કરવાની તકની જ રાહ જોઇ રહ્યા હતા. એટલામાં આ ત્રણે બાળકોની માતા, કાંયાશાની ધર્મ–પત્ની જેઠીબાઇનું અવસાન થયું. આમ થતાં કાંયાશાને નરસિંહ મહેતાની માફક 'ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજીશું શ્રી ગોપાળ' જેવું થયું. પરંતુ એટલામાં કાંયાશાના જમાઇનું પણ મૃત્યુ થયું. આમ એક પછી એક અવરોધો ઉત્પન્ન થતા આવ્યા અને છેવટે કાંયાશા પોતે પણ થોડી મુદત્તમાં સ્વર્ગવાસી થયા.

કાંયાશાના સ્વર્ગવાસ પછી તરત જ વ્રજપાલજીએ વૈરાગ્યની વાટે ઝંપલાવી દીધું પંદર વરસની કુમળી વયે સંવત ૧૯૧૨ના વૈશાખ શુદિ ૫ ના દિને એઓશ્રીએ સંયમધર્મ અંગીકાર કર્યો.

દીક્ષા ધારણ કરી એમણે એ જ્ઞાન-પ્રાપ્તિ માટે દેશાટન કરવાનું શરૂ કર્યું. ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ વગેરે દેશોમાં ફરી ફરી જુદા જુદા મહાન પુરુષોના સહવાસ સેવી સેવીને તેઓશ્રીએ જૈન સિદ્ધાંતોનો ઊંડો અભ્યાસ કર્યો. અહિંસાના પરમ તત્ત્વને તેમણે પોતાના અંતરમાં મુખ્ય સ્થાન આપ્યું.

એક ઉત્તમ કોટિનો હીરો સરાણે ચડાવતાં જેમ ઝળકી ઊઠે તેમ મહાત્મા વ્રજપાલજી પણ વૈરાગ્યની સરાણે ચડીને સાધુ આલમમાં ઝળકી ઊઠ્યા-પ્રકાશી ઊઠ્યા.

સંવત ૧૯૬૯ ની સાલે કચ્છ માંડવી મુકામે એઓશ્રીને જૈનાચાર્ય-પૂજ્યશ્રીની પદવી અર્પણ કરવામાં આવી.

ઇતર પ્રદેશોમાં અને ખાસ કરીને કચ્છમાં સ્થાનકવાસી અને દહેરાવાસી જૈનોમાં જેને 'બાપમાર્યાનું વેર' કહેવાય એવું વૈમનસ્ય ઘર કરી રહ્યું હતું.

બંને પક્ષ વચ્ચે પડી ગયેલા અથાગ અંતરાયના સાગર પર પૂજ્યશ્રીજીનાં ઔદાર્ય અને કૌશલ્યે સમાધાનીનો જે મજબૂત સેતુબંધ બાંધી દીધો તે ભવિષ્યની જૈન પ્રજા કદી પણ ભૂલી શકે તેમ નથી. સ્થાનકવાસી-દહેરાવાસી તમામ જૈનધર્મીઓનાં મસ્તક જો કોઇ વ્યક્તિને ચરણે ઝૂકતાં હોય તો તે પૂજ્યશ્રી વ્રજપાલજી સ્વામી.જ હતા.

વિશ્વના સમસ્ત જીવાત્માઓ પ્રત્યે સમાનભાવ એ પૂજ્યશ્રીનો ખાસ સિદ્ધાંત હતો. જૂના જમાનાના છતાં અસ્પૃશ્યતાને એઓશ્રી અંતઃકરણપૂર્વક ધિક્કારતા હતા. મનુષ્યત્વ–ધર્મે જગતના સર્વ માનવીઓ સરખા છે એમ તેઓ અંતઃકરણપૂર્વક માનતા.

## ૫. શિષ્ય–રત્ન

પૂજ્યશ્રીજી સંવત ૧૯૨૪ની સાલે જ્યારે મારવાડના પાલી ગામે પધાર્યા ત્યારે તેમને વૈરાગ્યના અદ્‌ભુત રંગે રંગાયલા એક કુમળી વયના બાળકની ભેટ થઇ. સંયમ–ધર્મ અંગીકાર કરવાની એ બાળકને તાલાવેલી જાગી હતી. એ બાળક અન્ય કોઇ નહિ. પરંતુ પૂજ્યશ્રીના મહાન શિષ્ય રત્નચંદ્રજી મહારાજ પોતે જ હતા. એમનો જન્મ મેવાડ દેશમાં રાણાવત સિસોદિયાના રાજપૂત કુળમાં સંવત ૧૯૦૭ના ચૈત્ર શુદ ૧૪ના દિવસે થયો હતો. એમના પિતાનું નામ પદ્મસિંહજી તથા માતાનું નામ અગરબા હતું. એમને એક વડીલ બંધુ તથા બે મોટી બહેનો હતી. એમનાં માતુશ્રી અગરબા, એમને સાત વર્ષની કાચી અવસ્થામાં છોડીને સ્વર્ગવાસી થયાં હતાં. આ કારણથી એઓશ્રી એમનાં કાકીમાને હાથે ઊછર્યા હતા. રાજપૂત અને તેમાં સિસોદિયા જેવી કોમમાં જન્મ ધારણ કરેલો હોવા છતાં પૂર્વના કોઇ પુણ્યબળે એમના અંતરમાં બાલ્યાવસ્થાથી જ ધર્મના સંસ્કારો જાગી ઊઠ્યા હતા. અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એ સંસ્કારો વધુ ને વધુ દૃઢ થતા ગયા. સોળ વર્ષની બાલ્યવયે એઓશ્રીએ માર-

વાડના પાલી શહેરમાં પૂજ્યશ્રી ગજપાલજી સ્વામી પાસે જૈન ધર્મની દીક્ષા ગ્રહણ કરી. એક રાજવંશી વીરને છાજે એવી એમની મહાન પ્રતાપી અને પ્રતિભાશાળી મુખમુદ્રા તથા એમના શરીરનો સુદૃઢ બાંધો એમની રાજવટની ખાતરી આપવાને બસ હતાં. પૂજ્યશ્રીજી પ્રત્યે તેમની અચળ શ્રદ્ધા તેમજ અનન્ય ગુરુભક્તિ હતી. આ અમૂલ્ય રત્ન જેવા રત્નચન્દ્રજી મહારાજ પોતાની પાછળ શોકગ્રસ્ત શિષ્ય સમુદાય છોડીને સંવત ૧૯૬૬ ના ચૈત્ર શુદ ૭ ના રોજ મુન્દ્રાબંદર મધ્યે દેવલોક પામ્યા.*

પૂજ્યશ્રીજીને પણ એમના સ્વર્ગવાસથી ઘણો આઘાત લાગ્યો અને ત્યારથી તેમની ગંભીર મુખમુદ્રાએ અનેક ગણી ગંભીરતા ધારણ કરી લીધી.

## ૬. સ્થિરવાસ

જંઘા-બળ ક્ષીણ થઇ જવાના કારણે છેલ્લાં દશ વર્ષ પૂજ્યશ્રીનો કચ્છ-મુન્દ્રા મધ્યે સ્થિરવાસ હતો. તે દરમિયાન જૈન અને જૈનેતર સમાજમાં પણ એઓશ્રીએ પોતાના ઉત્તમ ગુણોને લીધે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરેલું હતું.

રાત્રિ-દિવસ મળીને માત્ર અલ્પ સમય પૂજ્યશ્રીજી નિદ્રા લેતા. બાકીનો એઓશ્રીનો સઘળો સમય 'સોઽહં' ના જાપમાં જ વ્યતીત થતો.

* સોનગઢના શ્રી મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમના સંચાલક શ્રી કલ્યાણચન્દ્રજી મહારાજે પોતાના ગુરુદેવ શ્રી રત્નચન્દ્રજી મહારાજનુ નામ આશ્રમના નામ સાથે જોડીને પોતાની ગુરુભક્તિ અદા કરી છે.

એઓશ્રી પાસે એમના પરમ ભક્ત શેઠ મેઘજી થોભણ જે. પી. જેવા મહાન ધનાઢ્ય આવે અથવા એક ગરીબમાં ગરીબ ભિખારી આવે પરંતુ તેઓશ્રીની દૃષ્ટિ તે બંને વ્યક્તિઓ તરફ સમાનભાવે રહેતી.

દેવતાઓને દુર્લભ એવી એઓશ્રીની પરમ શાન્તિ, સર્વ જીવાત્મા પ્રત્યે સમાનભાવ, તપશ્ચર્યામય ત્યાગી જીવન આવા આવા અનેક સદ્‌ગુણો એમના અખંડ બ્રહ્મચર્યનાં તેજસ્વી કિરણો વડે અનંતગણા ઓપી રહ્યા હતાં. એમની સૌમ્ય અને સદ્‌ગુણાલંકૃત મૂર્તિ જોતાં જ સૌ કોઈને એમના પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થયા વગર રહેતો નહિ.

## ૭. સ્વામીજી અને ગાંધીજી

રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ પૂજ્યશ્રીનો ફાળો ઓછો ન હતો. સને ૧૯૨૦–૨૧ માં જ્યારે સારાય દેશમાં અસહકારની હાકલ વાગી હતી ત્યારે પૂજ્યશ્રીએ એમના મુનિમંડળ દ્વારા ઠેર ઠેર ચૈતન્યની ચિનગારી ચેતાવી દેવામાં અજબ ઉત્સાહ ધરાવ્યો હતો.

અહીં એક વાત ખાસ નોંધવા જેવી એ છે કે સંવત ૧૯૮૨ ના કારતક માસમાં જ્યારે વિશ્વવંદનીય મહાત્મા ગાંધીજી કચ્છના કિનારે ઊતર્યા ત્યારે પૂજ્યશ્રીની મુલાકાત માટેનો ખાસ સમય એમના કાર્યક્રમમાં નોંધાયો હતો. ગાંધીજીની વ્યવસ્થા-શક્તિ પણ વખાણવા જેવી હતી.

કચ્છના પ્રવાસ દરમિયાન એઓશ્રી જ્યારે મુન્દ્રા પધાર્યા ત્યારે સરઘસના કાર્યક્રમમાં જ એમણે આ મુલાકાત ગોઠવી

દીધી હતી. એટલા માટે જ જૈન આઠ કોટી મોટી પક્ષના સ્થાનક પાસેથી સરઘસનો રસ્તો નક્કી કરવામાં આવ્યો હતો. શ્રાવકોને પહેલેથી જ આ ખબર આપવામાં આવેલા હોવાથી તેમણે સ્થાનકમાં બધી વ્યવસ્થા બરાબર કરી રાખી હતી. બાપુજીની બેઠક માટે પૂજ્યશ્રીજીની પાટ સામે જ એક બીજી પાટ ગોઠવી રાખવામાં આવી હતી. સરઘસ સ્થાનક પાસે આવતાં બાપુજી પગથિયાં ચડી અંદર આવ્યા. પરસ્પર યોગ્ય વિવેક બાદ પોતાની જગ્યા પર બેઠા. થોડી સામાન્ય વાતચીત પછી બાપુજીએ દાદાશ્રીજીને એક અતિ મહત્વનો અને સુંદર પ્રશ્ન પૂછ્યો. એ પ્રશ્ન હતો, 'સ્વદયા તે શું અને પરદયા તે શું ?'

જેવો પ્રશ્નનો પૂછનાર હતો તેવો જ ઉત્તરનો આપનાર હતો. બાપુજીના પ્રશ્નના પ્રત્યુત્તરમાં પૂજ્યજીએ જણાવ્યું કે-

"સ્વદયા એટલે આત્મદયા. આત્મદયાના ચાહકે પ્રથમ રાગ અને દ્વેષથી પર થવા માટે સદા જાગૃત રહેવું જોઈએ. પાંચ પ્રમાદ, ચાર કષાય અને પાંચ વિષયથી નિવૃત્ત થવું જોઈએ. જીવન અને મરણ જેને સમાન હોય, શત્રુ તેમજ મિત્ર પ્રત્યે જેને સમદૃષ્ટિ હોય, માન-અપમાન વચ્ચે જેને ભેદ ન હોય અને છેવટે ભવભ્રમણ અને મોક્ષ પ્રત્યે પણ જેને સમાનભાવ હોય તે જ સ્વદયાનો આરાધક થઈ શકે. જે સ્વ-દયાના સ્વરૂપને સમજી તેનું પાલન કરે છે તેને કોઈપણ પ્રવૃત્તિમાં પાપ કે પુણ્યનો બંધ થતો નથી. સદાય સ્વ સ્વરૂપમાં સ્થિરતા તેનું જ નામ સાચી સ્વદયા.

"પરદયા તો ઓછા-વધતા પ્રમાણમાં દરેક જણ કરે છે,

કોઈને દુઃખી દેખી તેને દુઃખ મુક્ત કરવા પ્રયત્ન કરવો, મન-વચન–કર્મથી કોઈને દુઃખ ન આપવું, એવી ભાવના સાથે અંતરમાં અન્ય પ્રત્યે જે દયાવૃત્તિ હોવી તેનું નામ પરદયા."

પૂજ્યશ્રીના આ ઉત્તરથી પોતાની પ્રસન્નતા વ્યક્ત કર્યા પછી બાપુજીએ જણાવ્યું, કે "આજકાલ સ્વદયાનું સ્વરુપ સમજનાર અને એને આચરણમાં મૂકનાર કોઇ વિરલ પુરૂષ જ હશે. કારણ કે બાહ્ય દયા પણ સમજણપૂર્વક પાળનારા ઘણા ઓછા જોવામાં આવે છે. બાકી તો બધા સ્થૂલ દયાને જ દયા માનનારા છે."

ત્યારબાદ થોડી ઘણી સામાન્ય વાતો પછી બાપુજી ઊઠ્યા. એ વખતે પૂજ્યશ્રીજીએ દયા અને અહિંસાના ઉપકરણ તરીકે પ્રસિદ્ધ એવો એક ગુચ્છો બાપુજીને ભેટ આપ્યો. આથી ખૂબ સંતુષ્ઠ થઇને બાપુજી ત્યાંથી વિદાય થયા.

પૂજ્યશ્રીજીએ આપેલ ગુચ્છો બાપુજીએ સાબરમતી આશ્રમમાં સંભાળપૂર્વક સાચવી રાખેલ.

કચ્છની મુલાકાત વિષેના પોતાના વિચારો બાપુજીએ એ સમયના 'નવજીવન' માં વિગતપૂર્વક વ્યક્ત કરેલ છે. તેમાં પૂજ્યશ્રી સાથેની મુલાકાતના પ્રસંગનો પણ એમણે ઉલ્લેખ કરેલ છે.

## ૮. અવસાન

કચ્છી સાહિત્ય પ્રત્યે પૂજ્યશ્રીને પરમ અનુરાગ હતો કચ્છી ભાષાનાં કાવ્યો એઓશ્રી હંમેશાં રસપૂર્વક સાંભળતા, સંતોષ વ્યક્ત કરતા અને આશીર્વચનો ઉચ્ચારતા.

સંવત ૧૯૮૪ના વૈશાખ સુદિ ત્રીજને રવિવારે સવારે એટલે બરાબર જન્મના દિવસે જ અઠ્યાસી વર્ષનું લાંબું આયુષ્ય ભોગવીને એમણે આ સ્થૂલ દેહનો સમાધિપૂર્વક ત્યાગ કર્યો એ દિવસે સુન્દ્રા શહેરના તમામ લોકોએ હડતાળ પાડીને પૂજ્યશ્રી પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો હતો.

પૂજ્યશ્રીની પ્રશસ્તિમાં શ્રી કલ્યાણચન્દ્રજી મહારાજે રચેલ ચોઢાળિયાની બે ઢાળ અત્રે આપવામાં આવે છે.

### દોહરા

પાર્શ્વ પારસ સમ પ્રભુ, પ્રણમી શિવ સુખ–કંદ;
ગુરૂ ગુણે માળા ગૂંથવા, કરૂં પ્રયાસ અમંદ. ૧
છંદ ભેદ સમજું નહિ, લહું ન કાવ્ય સુમર્મ;
ગુરુ ભક્તે પ્રેરાઇને, કરૂ કૃતિ શિવ—શર્મ. ૨

### ઢાળ ૧ લી

(રત્ન ગુરૂ ગુણ મીઠડા રે)—એ દેશી

કચ્છ સ્વચ્છ વર દેશમાં રે, મનહર ઘેલડા ગામ;
રત્નાકર રોહણ સમું રે, જન્મ ભૂમિ પુણ્ય ધામ. ૧
ચારૂ ચરિત્ર ગુરૂ વિજયનુ રે, શ્રવણ કરો સુખકાર;
અંતર જ્યોતિ જગાવશો રે, પામશો ભવનો પાર. ચારૂ૦ ૨
ઓસ વંશ અવતંશમાં રે, કાંઇયા શાહ સુજાણ;
શ્રાદ્ધ ધર્મ આરાધતા રે, જીવાદિકના જાણ. ચારૂ૦ ૩
તસ ગૃહિણી ધરણી સમી રે, જય કર જેઠીબાઇ,
શીલાદિ ગુણે શોભતી રે, ધન ધન પૂર્વ કમાઇ. ચારૂ૦ ૪

પુત્ર રત્ન ત્રય સાંપડ્યા રે, ત્રિરત્નોપમ સાર;
તેહ સુયોગે જાણુતા રે, દંપતી સ્વર્ગ સંસાર. ચારુ૦ ૫

ઋણાનુબંધના યોગથી રે, મૂક્યો માતાએ દેહ;
વૈરાગ્યે મન વાસીયું રે, હવે તજીએ સહુ ગેહ. ચારુ૦ ૬

એમ વિચારી ચિત્તમાં રે, પિતા પુત્ર ત્રય સાથ.
સંયમ લેવા સંચર્યા રે, મેલી સઘળી આથ. ચારુ૦ ૭

કર્મ કઠિન ને ટાળવા રે, કર્મચંદ્ર ગુરુ પાસ;
કરે પઠન સહુ પ્રેમથી રે, મેલી જગની આશ. ચારુ૦ ૮

પણ ભાવિના ભેદથી રે, અંતરાય ત્યાં થાય;
શ્રેયે વિઘ્નો છે ઘણાં રે, એ પરા પૂર્વનો ન્યાય. ચારુ૦ ૯

કૌટુમ્બિક કંઈ કારણે રે, આવી વસ્યા નિજ ધામ;
કાર્ય કરે વ્યવહારના રે, શૂન્ય મના થઈ તામ. ચારુ૦ ૧૦

ચાંપસી નરસીં પરણીયા રે, સંસારી થયા જામ;
તામ વિજયી વ્રજપાલજી રે, ભેટે ગુરુ ગુણ ધામ. ચારુ૦ ૧૧

વિજય અધ્યયન આદરે રે, ઓજસવંત અપાર;
ભદ્ર કહે ભદ્ર-હાથીનો રે, આગે સુણો અધિકાર. ચારુ૦ ૧૨

દોહરા

નિશ દિન અભ્યાસે અચળ, રહે સદા થઈ શૂર;
કુટિલ કર્મના મૂળને, ફેંકી કાઢણુ દૂર. ૧

વડ ભાગી વૈરાગ્યથી, છતણુ મોહ જંજાળ;
લઘુ અલઘુ એ પરાક્રમી, બ્રહ્મચારી વ્રજપાળ. ૨

ઢાળ બીજી

(પ્રથમ ગોવાળીયા તણે ભવેજી-એ દેશી.)

પરમ પૂજ્ય પરમાત્માજી રે, પરદુઃખ ભંજનહાર;
શાંત સુધારસ ઝીલતાજી રે, સકળ સંઘ આધાર.
ગુરૂજી રે અમને તારણહાર, આપના અતિ ઉપકાર. ગુરૂ૦ ૧

અનેકાંત દર્શન તણાજી રે, પામી પૂરણ ભેદ;
પોષી આતમ આપણોજી રે, ટાળ્યો ભવનો ખેદ. ગુરૂ૦ ૨

શીતલતા શુભ સાંપડીજી રે, લાંપડી થઇ ભવ રાસ;
બાપડી માયા મન થકીજી રે, નાસી થઈ નિરાશ. ગુરૂ૦ ૩

ક્રોધાદિક અરિ ખળભળ્યાજી રે, સળવળ્યા રાગ ને દ્વેષ.
કર્મ મૂલ સૌ હલમલ્યાજી રે, કરણી દેખી વિશેષ. ગુરૂ૦ ૪

જામ્યા સંયમ જોગમાંજી રે, ભોગને સમજી રોગ;
શોક ટળ્યો ભવ ભ્રમણનોજી રે, વાણી જાસ અમોઘ. ગુરૂ૦ ૫

અજપા જાપના જોરથીજી રે, શ્રવણ ન સારે શોર;
જોર વિના જડ સમ રહેજી રે, વિષયાદિક મહાચોર. ગુરૂ૦ ૬

અગણ્ય ગુણધારક ગુરૂજી રે, વર્ણવ્યા કિણહી ન જાય;
તદપિ અંત સમય તણીજી રે, કહું કથની ચિત્ત લાય. ગુરૂ૦ ૭

ઓગણીશસેં ચોર્યાશીએજી રે, વિરવો વૈશાખ માસ;
અક્ષય ક્ષય તિથિ થઇ તદાજી રે, પામ્યા સ્વર્ગ નિવાસ. ગુરૂ૦ ૮

મંગલ પ્રહરે અમંગલુંજી રે, દૈવે દીધ વિયોગ,
વર્ણવતાં દિલ વલવલેજી રે, પ્રગટે દુઃખનાં ઓઘ. ગુરૂ૦ ૯

વિરહવ્યથા અતિ આકરીજી રે, લાગી હૃદયે ચોટ;
સહન ન સંઘ કરી શકેજી રે, એ કારમી મહાખોટ. ગુરૂ૦ ૧૦

અંતસમયની સેવનાજી રે, પામ્યા પુણ્ય પસાય;
મોહનપુરના શ્રાવકોજી રે, ત્યમ સાધુ સમુદાય. ગુરૂ૦ ૧૧
દોડી આવ્યા દૂરથીજી રે, શ્રવણે સુણતાં શ્વાસ;
ચાર તીરથ તારક તણાંજી રે, ધરી દર્શનની આશ. ગુરૂ૦ ૧૨
અલ્પ અધિક પરિમાણમાંજી રે, સહુએ લીધો લાભ;
પણ નિરૂપમ નિર્વાણનોજી રે, અણમૂલો એ લાભ. ગુરૂ૦ ૧૩
ભક્તિ ભર ઉર ઉજ્જળેજી રે, *મેઘજી શાહે લીધ,
વાસી થાપણ વચણનીજી રે, આવી સફળી કીધ. ગુરૂ૦ ૧૪
સુંદ્રા સંઘે ભાવથીજી રે, સક્રિય સેવા કીધ;
હડતાળાદિ પડાવીનેજી રે, નરભવ લ્હાવો લીધ. ગુરૂ૦ ૧૫
અલ્પમતિ ને આળસુજી રે, વર્ણવી ન શકું લગાર;
પરમ પૂજ્ય પસાયથીજી રે, કરે ભદ્ર ઓંકાર ગુરૂ૦ ૧૬

કળશ

સંવત ઓગણીસ પંચ એંશી, લુણી ગ્રામ ચોમાસ એ,
અધિક શ્રાવણ કૃષ્ણપક્ષે, ત્રયોદશી સોમ વાસરે;
ગાયા ગુરૂ-ગુણ દાસ ભદ્રે, આણી હૃદય ઉલ્લાસ એ,
સુણે વાંચે જેહ ભવિયણ, લહે લીલ વિલાસ એ.

---

* મેઘજી શોભણ કચ્છ-માંડવીવાલા.

## પૂજ્યપાદ આચાર્ય શ્રી વ્રજપાલજી સ્વામી

### કચ્છી–સંગર

કોડીલો કચ્છ દેશ સે, સરજે' સરજન હાર;
પેધા થ્યા જિન પટમેં, ડે–પાલક ડાતાર,
જનમ્યા જિન ધરણી મથે, જંગી રણ–ઝૂંઝાર,
તપીયા તપ તપી કરે, કેક તરી થ્યા પાર,
ભક્તેં જા ભંડાર, ભેટ્યા કે હિન ભોમ કે. ૧

ભેટ્યા કે હિન ભોમ કે, સંત મહાસુખકાર,
તેં મેં હિકડો હીરલો, વિજયવંત વ્રજપાલ,
જનમ ધરે' હિન જગતમેં, કચ્છ–ઘેલડા સાર,
અયડો સો બાણું સંવત, અખાત્રીજ નીરધાર,
તપસી તારણહાર, પેધા થ્યો પૃથ્વી મથે. ૨

પેધા થ્યો પૃથ્વી મથે, વડો સુભાગી વીર,
પિતા અતિ ધરમાત્મા, કાંઇયો શાહ સુધીર,
માતા જેઠીબાઇ પણ, ગુણિયલ ગુણગંભીર,
તેજો કુલદીપક થેઓ, વિજયપાલ નરવીર,
જેંજે તનમેં તીર, ત્યાગ અને તપજો લગો. ૩

ત્યાગ અને તપજો લગો, અંતરમે રણકાર,
માત–પિતા પણ તુરતમે, પોતા જીવન–પાર,
અંતર મેં આઘાત સે, એડા લગા અપાર,
બાલવીર વ્રજપાલ કે, ખારો થ્યો સંસાર,
કુદરત કેં તૈયાર, વારને વ્રજપાલ કે. ૪

વારે ને વ્રજપાલ કે, ટારે જગ-જંજાલ,
વૈશાખી સુદ પંચમી, ઊનઇ બારો સાલ,
જગત તજે ત્યાગી થેઓ, કચ્છ ધરાજો લાલ,
કરમી કાંઇચે શાહજો, પરમ ધરમ પ્રતિપાલ,
વ્રજપાલક વ્રજપાલ, વર્યા વાટ વૈરાગજી. ૫

વર્યા વાટ વૈરાગજી, ખરેઆ બંધન શેષ,
સમજ્યા જે સંસારમેં, લાભ નાંય લવલેશ,
દીપાયો નિજ દેશ ને, મહાવીરજો વેશ,
પગલે પગલે પ્રાપ્ત કયાં, વિગતેં જ્ઞાન વિશેષ,
અંતર જે આદેશ, વિચર્યા દેશ-વિદેશમેં. ૬

વિચર્યા દેશ-વિદેશમેં, મુનિ વેઆ મારવાડ,
ભેટ્યો પાલી ગામમેં, શિષ્ય મહા સુખકાર,
મેવાડી નરવીર ઈ, ગંભીર ગુણ-ભંડાર,
ચમકે જેંજે અંગ મેં, રાજ તેજ ચમકાર,
સિસોદીયા-શણગાર, સ્વામીજીના શિષ્ય થ્યા. ૭

સ્વામીજીના શિષ્ય થ્યા, રત્નચંદ્ર કુળ ભાણ;
ગુરૂરાજ વ્રજપાલ ને, રત્ન શિષ્ય ગુણ જાણ,
વિજય-રત્ન મહારાજ જે, અંતરમેં 'કલ્યાણ',
દેશ-દેશ વિચરી ડિનાં, દિવ્ય જ્ઞાનના દાન,
પોય કેઆં પરિયાણ, કોડેં આયા કચ્છ મેં. ૮

કોડેં આયા કચ્છ મેં, ગુણ ગરવા ગુરૂરાજ,
પ્રેમેં પદવી પૂજજી, અરપેં જૈન સમાજ,
મુનરે મેં આયા મુનિ, શાસનના શિરતાજ,

થાનક-દેરે વિચ ડિઠાં, વેર મુનિ મહારાજ,
પૂજ બધીયા પાજ, કૈંક ડીંયેં જે કલેશતે. ૯

કૈંક ડીંયેં જે કલેશજો, નેહેં કયાં નિરવાણ,
વિહાર મેં વિચરી ડિના, જ્ઞાન સુધારસ-પાન,
આખર થિર થઇને વિઠા, સુનરે કે ડઇ માન,
લેશ્યા ઉતે ભાવ સેં, ગાંધીજી ગુણખાણ,
વંદન ! નેહ નિધાન, વંદન ! શ્રી વ્રજપાલજી. ૧૦

વંદન ! શ્રી વ્રજપાલજી, આતમ અભિલાષી,
અંતર જપ ઓંકારજો, અખંડ અવિનાશી,
પૂજ પરમપદ પામેઆ સંવત ચોર્યાસી,
જનમ-મરણનો ઇજ ડીં, અખાત્રીજ ખાસી,
પરમ ધામ વાસી, ધન સ્વામી વ્રજપાલજી. ૧૧

ધન સ્વામી વ્રજપાલજી, ધન શાસન શણગાર,
ધન અવિકારી આતમા, ધન શાન્તિ અવતાર,
ધન માતાને ધન પિતા, ધન શિષ્ય પરિવાર,
ધન ગુણગણ ગંભીરતા, ધન ધન વાર હજાર,
ધન્ન ધરા સુખકાર, 'કારાણી' ચેં કચ્છજી. ૧૨

—દુલેરાય કારાણી

## સંત નરભેદાસજી

નરભેદાસજી વાગડના જેસડા ગામના એક હરિજન હતા. એમનામાં એક મહાન ખામી હતી અને તેવી જ એક મહાન ખૂબી હતી. એમના કંઠની અદ્‌ભુત હલક સાંભળીને સ્વર્ગના ગંધર્વો પણ ઘડીભર ઘેલા બની જાય. પુરુષત્વની ખામીને લીધે એ અવાર-નવાર પાવૈયાના પેડા સાથે ફરવા નીકળી પડતા. પણ પ્રભુએ એમને મધુર કંઠની એવી ઉત્તમ બક્ષિસ આપી હતી, કે એમના અવાજની મીઠાશથી કોઇએ એમને મેણું માર્યું, કે "નરભેદાસ! આમ પાવૈયાઓની સાથે ભટક્યા કરશ, તેટલુ પ્રભુ-ભજનમાં મન પરોવી દે તો આ સંસારસાગર તરી જાવું પણ તને સહેલ થઇ જાય."

બસ! આ એક જ વાકયે નરભેદાસના દિલ પર કંઈ અજબ અસર કરી. તે જ દિવસથી એમના જીવનમાં મહાન પલટો આવી ગયો. એમણે સંસારની સઘળી ખટપટો છોડી દઇને એક પ્રભુ ભજનમાં જ પોતાના આત્માને જોડી દીધો. ઇશ્વર-ભજનને જ એમણે પોતાનું જીવન-ધ્યેય બનાવી દીધું. એક તો એમના કંઠની અનુપમ મીઠાશ અને તેમાં પ્રભુ-ભજનની મિલાવટ થવાથી એમના પ્રત્યેની લોકોની સદ્‌ભાવના દિવસે દિવસે વધતી જ જતી હતી. એમનાં ભજનો એ જિંદ-

ગીનો એક અનુપમ લ્હાવો લેખાતો. એમની વાણી શ્રવણ કરવા માટે લોકો ઘેલા બનતા. એમને બોલાવવા માટે કચ્છ-વાગડના અનેક આમંત્રણો ઊભાં જ હોય. એક ગામથી બીજે ગામ ફરવું અને લોકોને પોતાની દિવ્ય વાણીનો લાભ આપવો એજ એમના જીવનનો મુખ્ય વ્યવસાય થઇ પડયો

એક વખત ખારોઈ ગામે એમનાં ભજનોનો એક મોટો મેળાવડો ગોઠવાયો હતો. નરભેદાસજીનું નામ સાંભળીને આજુ-બાજુનાં અનેક ગામોમાંથી લોકોનાં ટોળે ટોળાં ઉલટી પડયાં હતાં. એક તરફ સવર્ણોનું મંડળ ગોઠવાયુ હતું અને બીજી બાજુ હરિજનો ગામે-ગામથી આવીને સંતની વાણી સાંભળવા એકઠા થઇ ગયા હતા. સભાના મધ્યભાગમાં નરભેદાસજીની બેઠક ગોઠવવામાં આવી હતી.

નરભેદાસજીએ સિતારના સ્વરોનો સુમેળ સાધી તેને છેડવા માંડી. સિતાર પર ફરતી એમની આંગળીઓમાં એવી વીજળી હતી અને એમના દિલમાં એટલું દર્દ હતું કે એમની માત્ર સિતાર બજાવવાની કળા જ લોકોને મંત્રમુગ્ધ બનાવી મૂકતી. અને એમનાં ભજનો ચાલુ થતાં તો સાંભળનાર ગાંડા બની જતા એમના દિલનું દર્દ એ એમનાં ભજનોની હલકમાં એવું આબેહૂબ ઉતારી દેતા કે સૌનાં દિલ ડોલાયમાન બની જતાં. એમની વાણી પર લોકો આફરીન પોકારી ઊઠતા. એમની કળા અને કમાલિયત લોકો માટે એક અપૂર્વ આકર્ષણનો વિષય બની ગયાં હતાં.

અહીં ખારોઈમાં પણ ખૂબ ભજનોની રમઝટ જામી રહી.

એમના ભજનો દિવસ દેખ્યા વિના બંધ થતાં નહિ. છેક સવારે ભજનો સમાપ્ત થતાં આખી મંડળી વિખરાવા લાગી.

આ વખતે સંતોકબાઇ નામે એક હરિજન બાઇ એમની સન્મુખ આવી પહોંચી અને હાથ જોડીને કહેવા લાગી, કે "મહારાજ! હું પણ તમારી સાથે જ ચાલીશ."

જગત છોડ્યા પછી પણ આ નવી ઉપાધિ વળગતી જોઈને નરભેદાસજીને નવાઇ લાગી. થોડીવાર તો એને શું જવાબ આપવો તે એમને સૂઝયું નહિ.

"પણ બાઇ! હું પોતે તારી માફક જ છું. મારામાંથી તારો કંઇ પણ સ્વાર્થ સરે તેમ નથી." નરભેદાસજીએ સ્પષ્ટ ખુલાસો કરી દીધો.

"પણ ભક્તરાજ! મારો કંઈ પણ સ્વાર્થ સાધવાનો વિચાર જ નથી. હું તો તમારી વાણી પાછળ જ ઘેલી બની છું."

"બાઇ! અમારા જેવા ફકીર માણસો સાથે રહેવામાં શું સાર? અમારે તો એક દિવસ ઇદ હોય અને એક દિવસ રોજો હોય!"

"સંતપુરુષ! મારે તેની કશી દરકાર નથી. તમે અપવાસ કરશો તો હું પણ અપવાસ કરીશ. તમારાં મીઠાં ભજનો એ જ મારો ખોરાક થશે અને જાર બાજરાના રોટલા પણ પ્રભુ ગમે ત્યાંથી આપી દેશે."

"પણ બાઈ! અમો સાધુઓના કેવા ભરોસા?"

"મહારાજ! કૃપા કરી હવે એવી વાત કરશો નહિ. હવે

તો જ્યાં તમે ત્યાં હું. હું તો તમારી સાથે જ ચાલવાની છું. એમાં કંઇ પણ મીનમેખ થઇ શકે એમ નથી."

સંતોકબાઇનો નિશ્ચય અડગ હતો. નરભેદાસજીએ એને અનેક રીતે સમજાવી છતાં તે એક ટળી બે ન થઈ. આખરે આખા ગામની સંમતિથી સંતોકબાઇ તે દિવસથી નરભેદાસજીની સાથે જ રહેવા લાગી.

સંતોકબાઇનો સ્વર પણ કંઇ કમ ન હતો. નરભેદાસજીના ભજનો અને સંતોકબાઇની ટાંકી એ સોનામાં સુગંધ મળવા જેવું બની ગયું. આ જોડલી જ્યારે ભજનો ગાવા બેસે ત્યારે તમામ લોકો એકતાન બની જતા અને એમના પરમ પ્રેમની એક નિશાની તરીકે એમને વાયુ ઢોળવા મંડી પડતા.

નરભેદાસજીએ જાટાવાડામાં એક મઢી બનાવીને ત્યાં પોતાનું સ્થાન રાખ્યું હતું. જીવનના અંત સુધી આ જોડલી એક સાથે જ રહી. મૃત્યુ સુધી એમની એકતા અખંડ હતી.

નરભેદાસજી સંત હોવાની સાથે કવિ પણ હતા. એમનાં બનાવેલાં સુંદર ભજનો આજ પણ વાગડમાં અનેક સ્થળે ગવાય છે.

## સૂફી સંત શાહ લતીફ

ત્રિયા દાલ ચાવલ પુરૂષ, જગત રૂપ હૈ થાલ,
ઘૃત સમ તન ધન સંપદા, સબ કું ખાવત કાલ.

નારી એ દાળ સમાન છે, પુરુષ ચાવલ સમાન છે અને આખું જગત એક થાળ રૂપ છે. તન, ધન અને અન્ય સંપદા ઘૃત રૂપ છે. જગતના થાળમાં આ બધાની ખીચડી બનાવીને કાળ દેવ તેનો ભક્ષ કરી જાય છે.

આવા નાશવંત તત્ત્વો વાળા સમસ્ત જગતમાં એક વસ્તુ અમર છે અને તે સત્પુરુષોનાં વચનો. મેકણ દાદા ખરૂં જ કહે છે કે–'મરી વેંધા માડુઆ રેંધા ભલેંજા વેણ.' સત્પુરુષોનાં વચનોને ખુદ કાળ પણ ખાઈ શકતો નથી.

શાહ અબ્દુલલતીફ ભિટાઈ એક એવા સંતપુરુષ હતા જેમનાં વચનો આજે અને આવતી કાલે અમર છે અને અમર રહેવાનાં છે.

સિંધ અને કચ્છમાં કાફીઓ અને બ્હેતોના લોકપ્રિય લોકસાહિત્યનું મેદાન સર કરી જનાર શાહ અબ્દલતીફ ભિટાઈ એક સામાન્ય શાયર ન હતા, શાયર સમ્રાટ હતા. એમનો જન્મ સિંધ–હૈદ્રાબાદના હાલા તાલુકાના ખટિયાણ ગામની

બાજુમાં આવેલા ભયપુર નામે એક નાના ગામડામાં વિક્રમ સંવત ૧૭૪૫ માં થયો હતો ભયપુરનાં અગ્નિ કોણમાં આવેલી હાલા-હવેલી,× એ એમનું જન્મસ્થાન હતું. એમના પિતાનું નામ હબીબશાહ હતું. હબીબશાહની શાદી પછી ઘણો વખત વ્યતીત થઇ જવા છતાં એમને કંઇ સંતાન-પ્રાપ્તિ થઇ ન હતી. કહેવાય છે, કે કોઇ સાંઇમૌલાની દુઆથી મોટી વયે એમને સંતાન-પ્રાપ્તિનું સુખ થયું. એમને કુલ્લ પાંચ ફરજંદ થયાં. ત્રણ પુત્ર અને બે પુત્રી. મોટો પુત્ર અબ્દલતીફ નાનપણમાં જ ખુદાની રહેમતમાં પહોંચી ગયો હતો. એથી નાનો જમાલ અને જમાલથી નાનો પાછો અબ્દલતીફ. શાહ ભિટાઇ નામથી સિંધ અને કચ્છમાં અપૂર્વ નામના પ્રાપ્ત કરનાર એ જ શાહ અબ્દલતીફ.

અબ્દલતીફ બાલ્યકાળથી જ ખુદાપરસ્ત હતા. વાત-વાતમાં એમનું મન કોઇ ઊંડા ચિંતનમાં લાગી જતું. પઢવા યોગ્ય ઉંમર થતાં એમને મિયાં નૂરમહમ્મદની મદ્રેસામાં મોકલવામાં આવ્યા. આ નૂરમહમ્મદ એ શાહ સાહેબના સૌથી પહેલા ઉસ્તાદ. મિયા નૂરમહમ્મદે આ નવા શાગીર્દને 'અલિફ-બે' શીખવવાની શરૂઆત કરી.

"લતીફ! બોલ અલિફ!" ઉસ્તાદે ફરમાન કર્યું.

"અલિફ." બાલ શાગીર્દે ફરમાનનો અમલ કર્યો

"બોલ, બે!" ઉસ્તાદે બીજો હર્ફ બોલવા હુકમ કર્યો.

× આ હાલા-હવેલીને પાછળથી શાહ અબ્દલતીફની યાદગીરીમાં મસ્જિદના રૂપમાં ફેરવી નાખવામાં આવી હતી.

"અલિફ એક જ છે ઉસ્તાદ! બે છે જ નહિ!" બાલ લતીફે બીજા હર્ફ 'બે'નો વિરોધ કરતાં કહ્યું.

ઉસ્તાદ ચમકી ગયો. આજ સુધીમાં આમ કહેનાર કોઈ શિષ્ય એને મળ્યો ન હતો. એણે કેટલીયે માથાઝીક કરી, છતાં લતીફ તો એની વાતમાં એવો જ મક્કમ રહ્યો.

આટલી નાની ઉમ્મરના બાલકને ફીલસૂફીની દુનિયામાં વિહરતો જોઈને ઉસ્તાદના અચંબાનો પાર રહ્યો નહિ. લતીફનો હાથ પકડી, એના પિતા હબીબશાહ પાસે તે એને લઈ ગયો. લતીફનો સબક અલિફથી આગળ વધતો નથી, એ વાત એણે વિગતથી હબીબશાહને સમજાવી.

હબીબશાહ તો આ સાંભળી, પોતાના બાલ ફરજંદને ભેટીને એની આંખો ચૂમતા કહેવા લાગ્યા, "બાબા! તું સાચો છે. અલિફ* તો એક જ છે. બે છે જ નહિ! એક અલિફમાં જ સર્વનો સમાવેશ થઈ જાય છે."

આ નાનકડા કિસ્સા પરથી હબીબશાહ સમજી ગયા, કે આ વિલક્ષણ બાળક આગળ જતાં અવશ્ય એક મહા પુરુષ થશે અને જગતભરમાં નામ કાઢશે.

શાહ લતીફ બાલ્યકાળથી જ વિચારશીલ અને ભાવના પ્રધાન હતા. એમના અંતરમાં અવારનવાર ખુદાઈ મહોબ્બતનું પૂર ઉભરાઈ આવતું. એ પ્રસંગે તે જંગલો અને ડુંગરાઓમાં નીકળી જતા અને વિચારમગ્ન બની જતા.

* અલિફ એ ૐકાર જેવો મહાન અક્ષર છે. એનો અર્થ અલ્લાહ પણ થાય છે.

એક દિવસ કેટલાક બાલમિત્રો સાથે શહેરથી થોડે દૂર બાળક લતીફ 'લિક બૂચાણી'* રમત રમતા હતા. એક છોકરો સંતાઈ જાય અને બીજા એને શોધી કાઢે, એવી એ રમત હોય છે.

રમત રમતાં જ્યારે લતીફનો સંતાવાનો વારો આવ્યો ત્યારે તે દૂરના એક પુરાણા વૃક્ષની બખોલમાં છુપાઇ ગયા. પરંતુ અહીં તે કોઈ એવા વિચારવમળમાં અટવાઇ ગયા, કે પોતે જ પોતાને ભૂલી ગયા.

એમની સાથે રમનારા બાલમિત્રો એમને શોધીને થાકયા, પણ એ હાથ આવ્યા નહિ. એ ઘેર ચાલ્યા ગયા હશે એમ ધારી બધા છોકરાઓ રમત બંધ કરી પોતપોતાને ઘેર ચાલતા થયા.

સવારમાં ઘેરથી નીકળેલો લતીફ સાંજ પડતાં પણ ઘેર ન આવતાં હબીબશાહ પોતાના પુત્રની શોધમાં નીકળી પડ્યા. જંગલમાં ફરતાં ફરતાં આખરે એક જૂના વખતના ઝાડની બખોલમાંથી બહાર ફરફરતા લતીફના કપડા પર એમની દૃષ્ટિ પડી.

ઝાડ પાસે જઇને જોતાં હબીબશાહ તો દિંગ થઈ ગયા. વૃક્ષની પોલમાં એમનો પુત્ર વાંકો વળી બેસી ગયો હતો. અને પવનથી ઊડેલી રેતી વડે એનું આખું અંગ ઢંકાઇ ગયું હતું.

આ જોઇ હબીબશાહને ભય પેઠો, કે એમનો વહાલો પુત્ર મરી ગયો છે કે શું? એ જ વખતે એમના હૃદયમાંથી ઉદ્‌ગાર બહાર આવી પડ્યા, કે—

---

* 'એનઘેન ને ડાહીનો ઘોડો' જેવી એક જાતની રમત.

લગી લગી વાઅ, વેઆ લટજી અંગરા,

અર્થાત્–પવન લાગી લાગીને એનાં અંગ રેતી વડે દટાઇ ગયાં છે.

પિતાના આ શબ્દોનો ભણકાર લતીફના કાને અથડાયો. અને એ જ વખતે ઉપરના દુહાની પૂર્તિ કરતાં તે બોલી ઊઠ્યા.

પાણુઈ ખણે પસાહ, પસણુ કારણુ પિરીં કે.

અર્થાત્–પ્યારાનાં દર્શન માટે હજુ એ શ્વાસ લઇ રહ્યો છે.

લતીફને જીવતો જાણી એના પિતાના આનંદનો પાર રહ્યો નહિ. એમણે પોતાના ઓલિયા બાળકને અખોલની બહાર કાઢ્યો અને ધૂળવાળાં કપડાં સાફ કરી ઘેર લઇ ગયા.

પછી તો લતીફ અરબ્બી અને ફારસી ભાષાના અભ્યાસ પાછળ મંડી પડ્યા. થોડા જ સમયમાં કુરાનેશરીફ અને ફારસી ભાષાના નિષ્ણાત બની ગયા.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લતીફના હૃદયના કપાટ ખુલતા ગયા. હકીકી કાફીઓ અને બ્હેતોનાં અવિરત ઝરણાં એમની વાણીમાંથી બહાર આવવા લાગ્યાં. પિંગળ શાસ્ત્રના માપ કે મેળની એમણે કદી દરકાર કરી ન હતી. આમ છતાં એમનું સાહિત્ય ટંકશાળમાંથી બહાર પડતા સિક્કા જેવું ટકોરાબંધ બહાર આવવા લાગ્યું. પિંગળની કશી પરવાહ વગર રચાયેલા એમના સાહિત્યમાં એક એવું વિશિષ્ઠ તત્ત્વ અસ્તિત્વ ધરાવે છે, કે તે વડે તેમનું સાહિત્ય આજે પણ અમર છે, અને જુગોજુગ અમર રહેશે.

ફ઼ારસી ગ્રંથોમાં શ્રી જલાલ-ઉદ્-દીન રૂમીની મસ્નવીના શાહ લતીફ઼ ખૂબ ચાહક હોય એમ જોઇ શકાય છે. એમના બ્હેતોમાં રૂમી સાહેબ મસ્નવીની છાયા ઠીક ઠીક પ્રમાણમાં પડેલી જણાય છે.

સિંધમાં હાલા શહેરની નજદીકમાં કોટડી નામે એક ગામ છે. ત્યાં લાંબા વખતથી કેટલાક મોગલ વંશના સરદારો પોતાની સત્તા જમાવીને બેઠા હતા. આ લોકો પરહેજમાં એવા ચુસ્ત હતા કે બહારનો કોઇ માણસ એમના ગામમાં પ્રવેશ કરી શકતો નહિ.

એક વખત શાહ બેગ નામના એમના આગેવાનની જુવાન પુત્રી બીમાર પડી ગઇ. એને દુઆ દેવા માટે અને દોરો કરી આપવા માટે એ મોગલ આગેવાનના માણસો શાહ લતીફ઼ના પિતા હબીબશાહને બોલાવવા માટે આવ્યા. હબીબ શાહની તબિયત એ વખતે જેવી જોઇએ તેવી ન હોતાં તેમણે પોતાના આલમ પુત્ર અબ્દલતીફ઼ને મોકલાવ્યા. અબ્દલતીફ઼ ત્યાં ગયા તો ખરા, પણ ત્યાં મોગલ લોકોનો ઓઝલ-પડદો એવો સખ્ત હતો, કે તેમણે પેલી બીમાર બાળાની એક આંગળી જ માત્ર એમને બતાવી. મોગલ શાહજાદીની આંગળી હાથમાં લઇને લતીફ઼ે કહ્યું.

આંગર હથ્થ લતીફ઼ જે, તેં કે લહર ન કો લોરો.

અર્થાત્-લતીફ઼ના હાથમાં જેની આંગળી આવી તેને કોઇ પણ દુઃખ કે ડોલાવો ન હોય.

શાહ લતીફ઼ના આ શબ્દોથી મોગલ સરદાર ખૂબ જ ગુસ્સે

થઇ ગયો. પરિણામે હબીબ શાહના કુટુંબને એણે પોતાના પ્રદેશમાંથી ચાલ્યા જવાનો હુકમ કરી દીધો.

થોડા વખત પછી જત લોકોની એક જંગી ફોજ આ મોગલ સરદારો પર ચડી આવી. મોટી લડાઇ થઈ. ઘણા મોગલો માર્યા ગયા, હારી ગયા અને પાયમાલ થઇ ગયા.

મોગલોએ વિચાર્યું, કે શાહ લતીફ અને એના પિતાને નારાજ કરવાથીજ એમની આ દશા થઇ છે. આથી બાકી રહેલા મોગલો બાઅદબ મોઢામાં તરણાં લઇને હબીબ શાહની માફી માગવા ગયા. એટલું જ નહિ, પરંતુ શાહ બેગની શાહજાદી સૈદાનાં લતીફ સાથે લગ્ન પણ કરી દીધાં.

લગ્નના બંધનમાં આવી પડવાં છતાં શાહ લતીફના દિલની મસ્તી તો હતી તેવી જ કાયમ રહી. દિવસોના દિવસો સુધી જંગલો અને ડુંગરાઓમાં ચાલ્યા જવું, પોતાની ધૂનમાં ગમે ત્યાં પડી રહેવું, વિચારોના ચક્કરમાં પોતાને જ ભૂલી જવું, એવી એમની પ્રવૃત્તિ ચાલુ જ હતી. એકાંતમાં એમને ખૂબ આનંદ આવતો. ક્યારેક જોગીઓ, સંન્યાસીઓ અને વૈરાગીઓની જમાતોમાં પણ નીકળી જતા. એક વખત એવી જ એક જમાતમાં નાનીનાં દર્શને અર્થાત્ હીંગળાજ પરસવા જતા હતા. સપડ સખીના સ્થાનનાં દર્શન કરી આગળ વધ્યા, ત્યાં કોઇ કારણસર સાધુઓ અને શાહ વચ્ચે તકરાર ઊભી થતાં, લસબેલાના ડુંગરથી તે પાછા ફર્યા. નગર ઠઠ્ઠાને માર્ગે ચાલ્યા જતા હતા ત્યાં રસ્તામાં એક અવાજ એમને કાને પડયો.

હેકલાઇ હેલ પોરીંથિયસ પુનૂંહ ૩.

જામ પુનૂંહની શોધમાં એકલી દોડતી સસઈના વિલાપના શાહ લતીફના પોતાના જ રચેલા બ્હેતના એ શબ્દો હતા. એનો અર્થ એ હતો, કે 'હું એકલી-અટૂલી પુનૂંહની પાછળ ભટકતી રહીશ.'

પોતાના જ શબ્દો ડુંગરામાંથી આવતા જોઈને શાહ લતીફને નવાઈ લાગી. તપાસ કરતા જણાયું, કે એક મુસાફર એક ખીણમાં બેઠો બેઠો આ શબ્દોનો ઉચ્ચાર કરી રહ્યો હતો.

શાહ લતીફે તેને પૂછયુ, કે "ભાઈ, આ નિર્જન ડુંગરાળ પ્રદેશમાં તું એકલો એકલો આ શું બકયા કરે છે?"

મુસાફરે જવાબ આપ્યો, કે "અમે જત લોકો છીએ. હું અને માંરા સાથીઓ અમારા ઊંટોના કાફલા સહિત હાલા શહેર પાસેથી પસાર થતા હતા. ત્યાં કેટલાક ફકીરો સસઈનો સૂર કરી રહ્યા હતા. તેના આ શબ્દો સાંભળી મારા અંતરમાં એવી ચોટ લાગી ગઈ, કે હું એમાં જ ગરકાવ બની અહીં બેસી રહ્યો અને મારા સાથીઓ મને છોડીને ચાલ્યા ગયા. હું આ મિસરો અહીં સંભાર્યા કરૂં છું અને વાહ વાહ! પોકારૂં છું."

શાહે કહ્યું, કે "દોસ્ત, તારી મરજી હોય તો એ અધૂરો મિસરો હું પૂરો કરી આપું. જો સાંભળ!"

> હેકલાઇ હેલ, પોરીંધિયસ પિરીં ડે,
> આડા ડુંગર લકીયું, ચોટિયું સુજન સેલ,
> ત કર બેલિયાણી બેલ, જે સૂર પિરિયન જા સાથ મું.

અર્થાત્—હું એકલી-અટૂલી મારા પ્રિયતમ પાછળ ચાલતી

રહીશ. વચ્ચે ઊંચાં શિખરોવાળા ડુંગરા અને ટેકરા ભલે હોય ! મારા દોસ્તના પ્યારનું મારૂં દિલદર્દ જો મારી સાથે હશે તો હું સમજીશ કે મારો દોસ્ત જ મારી સાથે છે.

શાહ લતીફના આ શબ્દોથી પેલા જત પ્રવાસીના દિલ પર એટલી ઊંડી અસર થઇ ગઇ, કે તે જ વખતે ત્યાં ને ત્યાં તેનાં પ્રાણ-પંખેરૂ ઊડી ગયાં.*

શાહ લતીફને રંગ-રાગ, ગાન તાન, કવન-વાદન વગેરે કલાઓનો ભારે શોખ હતો. એ જેવા અદ્વિતીય શાયર હતા તેવા જ ગાયક પણ હતા. એમના સમયમાં ગલાં નામની એક ગાયિકા હતી. સાંભળનાર થંભી જાય એવો સુંદર એનો કંઠ હતો. શાહ લતીફની મહેફિલમાં એ પણ અવાર-નવાર જતી.

શાહ લતીફની કીર્તિ સિંધ અને કચ્છમાં વ્યાપ્ત થતી જતી હતી. એ તો આઝાદ હતા. સમાજના બંધનોમાં બંધાઇ રહે એવા ન હતા. આથી સમાજમાં એમના કેટલાક વિરોધીઓ પણ ઊભા થયા હતા. આ લોકોએ એ વખતના સિંધના શાહ નૂરમહમ્મદ કલ્હોરાને જાહેર કર્યું, કે "શાહ લતીફ તો મહેફિલમાં નાચમુજરા કરાવે છે અને કંજરીઓ નચાવે છે."

શાહ લતીફ જેવા ખુદા-પરસ્ત બંદા માટે આવી શિકાયત સાંભળી શાહ કલ્હોરાને નવાઇ લાગી. તપાસ કરતા જણાયુ, કે લોકોની વાતો ખોટી નથી. પરંતુ એથી પણ વધારે ઊંડી

* આજે પણ એ ભાવનાશીલ જત મુસાફરની કબર એ રસ્તે મોજુદ છે એમ કહેવાય છે.

તપાસ કરવાના હેતુથી એણે કિન્નરકંઠી ગલાં ગાયિકાને પોતાની પાસે એકાંતમાં બોલાવી.

ગલાંનો જેવો કંઠ હતો તેવું જ તેનુ રૂપ હતું. પૂનમના ચાંદ જેવું એનું રમણીય મોહક વદન જોઈને સિંધનો શાહ એના અદ્દભુત સ્વરૂપમાં અંજાઈ ગયો. એણે ગલાં પાસે પ્રેમની ભિક્ષા માગી.

નવલખી સિંધના શાહની ઇચ્છાનો અનાદર કોણ કરી શકે ? પરંતુ ગલાં એક બજારૂ ઔરત ન હતી. એક સિદ્ધાંતવાદી નારી હતી. તે નમ્રતાથી બોલી, "નામદાર, આપ મને નથી પિછાણતા, એટલે આપને એમ કહેવાનો હક્ક હોઇ શકે. પણ હું તો માત્ર ગાયિકા જ છું."

આ સાંભળી શાહ કલ્હોરાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ગલાંના સૌન્દર્ય અને માધુર્ય સાથે એની આ મક્કમતાએ એને હવે વધારે આકર્ષણ કર્યું. એણે કહ્યું, "ગલાં જો હું તારી સાથે ઇસ્લામી શરિયત મુજબ નિકાહ પઢવા તૈયાર થાઉં તો તું મારી વાત સ્વીકારે ખરી ?"

ગલાં બોલી, "હજૂર ત્યારે તો હું મારૂં અહોભાગ્ય માનુ."

અને થોડા જ વખતમાં સિંધના શાહ નૂરમહમ્મદ કલ્હોરાએ ગલાં ગાયિકા સાથે શાદી કરી, આ ગલાંને પેટે જે પુત્ર જન્મ્યો તે જ ઝારાની લડાઇ વખતે કચ્છ પર ચડી આવનાર ગુલામશાહ કલ્હોરો.

સિંધ, કચ્છ, ગુજરાત અને મારવાડમાં પણ શાહ લતીફના મુરીદો હતા. જેસલમેરમાં એમનો એક મુરીદ હતો. તે હંમેશાં

પોતાને ત્યાં પગલાં કરવા માટે શાહ સાહેબને આમંત્રણ આપતો હતો. પણ ઘણી પ્રવૃત્તિઓને લઇને શાહ લતીફ ત્યાં જઇ શકતા ન હતા.

એક વખત શાહ લતીફ પ્રવાસમાં નીકળ્યા હતા. મારવાડ તરફ નીકળી જતાં એમને જેસલમેર યાદ આવ્યું. ઊંટો અને ઘોડાઓ સહિત ફકીરોનો મોટો કાફલો જેસલમેર તરફ વળી નીકળ્યો. સાંજ પડ્યા પછી શાહ લતીફ પોતાની મંડળી સાથે ચોમાસાની મોસમમાં વરસતે વરસાદે જેસલમેર એમના મુરીદને ત્યાં આવી પહોંચ્યા. પણ થયું એમ, કે "યદાસ્તિ વિત્તમ્ તદા ન પાત્રમ્ યદાસ્તિ પાત્રમ્ તદા ન વિત્તમ્" આજે જ્યારે શાહ લતીફ પોતાના મોટા રસાલા સાથે જેસલમેર આવ્યા ત્યારે એમના મુરીદની પરિસ્થિતિ પલટી ગઇ હતી. એને ત્યાં આજે ખાવાના પણ સાંસા હતા. સાંજ સમયે પોતાના મુરશીદ શાહ લતીફને ઊંટો અને ઘોડાની ફોજ સાથે આવી પહોંચેલા જોઇને તે મુંઝાઈ પડ્યો. હવે શું કરવું? લાજ જાય એવો કપરો વખત આવી પહોંચ્યો. આ કટોકટીના વખતે એની સ્ત્રીએ એક નવો માર્ગ બતાવતાં કહ્યું, કે "અહીંનો એક વાણીયો મોદી મને હંમેશાં તાકી તાકીને જુએ છે, પણ આજ સુધી મેં એની સામે આંખ ઊંચી કરીને જોયું નથી. હવે તમારી રજા હોય તો તેની પાસેથી જોઇએ તેટલો માલ લઇ આવું."

પત્નીની વાત સાંભળી પતિ ચમકી ગયો. પણ હવે વિચાર કરવા જેટલો સમય ન હતો. એણે પેલા વાણિયા પાસેથી મોદીખાનાનો બધો માલ લઈ આવવાની પોતાની પત્નીને રજા આપી.

રાત પડી ગઈ હતી. ઝમઝટ પડતો વરસાદ હમણાં જ જરા બંધ રહ્યો હતો. પણ જેસલમેરની ધરતી પર ગોઠણ ગોઠણ સમો ગારો ભરાઇ ગયો હતો. ત્યાં પહોંચવું કેમ, એ જ એક પ્રશ્ન થઈ પડ્યો.

આખરે પેલા મુરીદે એની પત્નીને ખાંધ પર લઇને તેને વાણિયા મોદીને ત્યાં પહોંચાડી દીધી. પોતે બહાર ઊભો રહ્યો. એની પત્ની અંદર ગઈ. વાણિયા વેપારીને બધી હકીકત સમજાવી પોતાને જોઇતા માલની માગણી કરી.

વાણિયો બોલ્યો, "એ તો બધું ઠીક, પણ તમે જેસલમેરનો કાદવ ખૂંદીને કોરે પગે અહીં સુધી કેમ આવી શક્યાં?"

બાઈએ કહ્યું, "મારા પતિ પોતાને ખભે ચડાવીને મને અહીં લઈ આવ્યા છે."

આ સાંભળી વાણિયાનું હૃદય માખણ જેવું નરમ બની ગયું. અચાનક એના મ્હોંમાંથી ઉદ્ગાર બહાર આવ્યા, "બહેન! એ તારો પતિ ક્યાં છે?"

"અહીં જ બહાર ઊભા છે."

વાણિયાએ એ બાઈના પતિને પણ અંદર બોલાવી લીધો અને તે જ વખતે એમને જોઇતો બધો માલ મોકલાવી આપ્યો.

તે દિવસથી વાણિયા વેપારીએ એ બાઇને પોતાની ધર્મની બહેન કરી લીધી. આ પતિ-પત્નીની ભક્તિનું વર્ણન કરતાં શાહ લતીફ઼ પોતાના એક બ્હેતમાં કહે છે કે—

ઊ જેસલમેરિયાણિયન ધન્ન,
જે લિલ્લાહ કારણ લૅાડિયું.

જેસલમેરની એ બહેનોને પણ ધન્ય છે જે ઈશ્વરભક્તિ માટે આટલો આત્મભોગ આપવા તૈયાર બની જાય છે.

શાહ લતીફ અમુક સમય નગર ઠઠ્ઠામાં પણ રહેતા હતા. ત્યાર બાદ નગર ઠઠ્ઠા છોડી હૈદ્રાબાદથી ઉત્તરે વીસેક માઈલ પર આવેલી એક ભિટ્ટ અર્થાત્ ટેકરીને પસંદ કરી ત્યાં રહેવા લાગ્યા હતા. આથી એમનું નામ શાહ ભિટ્ટાઇ તરીકે મશહૂર થઇ ગયું. એમનું એ સ્થાન હંમેશાં ફકીરો, કલંદરો, સૂફીઓ અને ગાયકોથી ભરપૂર રહેતું. રાત પડતાં કાફીઓ અને બ્હેતોથી એમનુ સ્થાન ગાજી ઊઠતું.

શાહ ભિટ્ટાઇ સિંધમાં જન્મેલા છતાં એમને કચ્છના પણ જરૂર ગણી શકાય. આખા કચ્છમાં એવું એક પણ ગામ નહિ હોય જ્યાં શાહ લતીફની કાફીઓ અને બ્હેતો ગવાતાં ન હોય. એમના દળદાર ગ્રંથ રસાલામાં સિંધના ઈતિહાસનો ક્યાંયે ઉલ્લેખ નથી, જ્યારે કચ્છના ઇતિહાસનો ઉલ્લેખ ઠીક ઠીક છે. નારાયણ સરોવર અને કોટેશ્વરનાં પવિત્ર તીર્થધામોને પણ એમણે ખૂબ બિરદાવ્યાં છે.

શાયર અને સંત મહાત્મા શાહ લતીફે એમની આખી જિંદગી સાહિત્ય-સેવન અને સત્ય-સંશોધનમાં વીતાવી છે. સિંધની અને કચ્છની પ્રેમ-કથાઓનાં પાત્રો-સસઇ-પુનૂંહ, સુંહણી-મેહાર, રાણું-મૂમલ, લીલાં-ચનેસર, ઉમર-મારૂઈ વગેરેને એમણે એવા ભાવનામય બ્હેતોમાં અને કાફીઓમાં ગૂંથી લીધાં છે, કે લોકહૃદયમાંથી તે કદી પણ ભુસાઈ જાય તેમ નથી. ઇશ્કે-મિજાજી અર્થાત્ દુન્યવી પ્રેમનું વર્ણન કરતી એમની વાણીને ઊંડી દૃષ્ટિએ જોતાં તે ભારોભાર ઇશ્કે-હકીકી અર્થાત્

ઈશ્વરી પ્રેમથી ભરેલી દેખાશે. એમના પ્રત્યેક બ્હેતની ઊંડાણમાં કંઇને કંઇ ગહન રહસ્ય દેખાયા વિના રહેશે નહિ. એમની વાણીમાં પ્રેમ છે, દર્દ છે, દુઃખ છે, રૂદન છે અને તે એવી રીતે ગૂંથેલાં છે, કે કોઇપણ વિચારશીલ માનવીના હૃદયને તે એકદમ જકડી લે છે. એમની વાણીના પ્રેમ-પાશમાંથી છૂટી શકવું જ મુશ્કેલ થઇ પડે છે.

ફીલસૂફી અને શાયરીના રંગથી શાહ લતીફ઼ રગેરગ એવા રંગાઇ ગયા હતા, કે લોકો એમને ભિટ્ટાઈ 'ઘોટ'ના નામથી આજે પણ ઓળખે છે.

હિંદુ-મુસ્લીમનો એમને ભેદ ન હતો અને આજે પણ હિંદુઓ અને મુસ્લીમો બંને એમને એક સરખા પ્રેમથી પૂજે છે.

દર જુમેરાતના આજે પણ એમના સ્થાનક પર કાફીઓ, બ્હેતો અને સંગીતની રમઝટ જામી રહે છે.

વિક્રમ સંવત ૧૮૦૮ માં એટલે હીજરી સન ૧૧૬૫ ના સફ઼ર માસની ૧૪ મી તારીખે શાહ લતીફ઼ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. એમનો દેહ આજે નથી, પરંતુ એમનું સાહિત્ય સિંધ અને કચ્છમાં જ્યાં સુધી લોક-સાહિત્યનો એક પણ આશક જીવંત હશે ત્યાં સુધી જીવંત રહેશે.

એમની અમર વાણીનો અમર ગ્રંથ " શાહ જો રસાલો " સિંધી અને અંગ્રેજી ભાષામાં ક્યારનો યે પ્રસિદ્ધ થઇ ગયો છે. હવે ગુજરાતની જનતાને એમની પ્રાસાદિક વાણીની પ્રસાદી આપવા ગુજરાતી ભાષામાં પ્રકટ કરવાની ખાસ આવશ્યકતા રહે છે.

શાહ લતીફના રસાલાના મીઠા મહેરામણમાંથી અહીં આપેલાં થોડાંક રસબિંદુડાં એમની કાવ્ય-કળા અને એમની ઉચ્ચ કક્ષાનો સ્વયં પરિચય આપશે.

> કસે તીર કમાન મેં, મતાં હણે મું,
> મું-મેં ઐંયેં તું, મતાં તોજો તોકે લગે.

તીરને કમાન પર ચડાવીને રખે તું મને મારતો ! મારામાં તું પોતે જ છે. રખે તારૂં તીર તને જ વાગે !

> હિકરો અખર વિંગડો, ગુર તુસી જે ડે,
> ત ઝલમલ જોત કરે, અંધારે ઘર દીવડો.

માત્ર એક જ અક્ષર અને તે પણ વાંકો ચૂકો અક્ષર જો ગુરુદેવ તુષ્યમાન થઇને અર્પણ કરે તો અંધકાર ઘેર્યા ઘરમાં ઝળહળાટ કરતી જ્યોતિ જાગી જાય.

> તન તસબી મન મણિયું, ધિલ તંબૂરો જિન,
> તંધું જે તલભ જયું, વહદત સાણુ વજન,
> 'વહદ હુ લાશરીકલ હુ', ઇહો રાગ રગન,
> સે સુતા પણ સૂંહન, નિંધર ઇબાદત ઉનજી.

જેનું તન તસબી રૂપ, મન મણકા રૂપ અને દિલ તંબૂર રૂપ છે તેની તલબના તાર અદ્વૈતના અવાજથી વાગે છે. એની રગેરગમાં એકેશ્વરવાદનો સ્વર ચાલતો હોય છે. એવા સંતાત્માઓ - ઊંઘતા છતાં જાગૃત છે. નિદ્રા પણ એમની બંદગી છે.

> અખર પડ અલફ જો, બેઆ વરક સભ વિસાર,
> અંધર તું ઊજાર, પનાં પઢને કેતરા ?

તું એક અલિફનો અક્ષર પઢી લે ! બીજાં બધાં પાનિયાં

ભૂલી જા! તું તારા અંતરને અજવાળી લે એટલે બસ થશે. પાનાં તે કેટલાંક પઢીશ?

> ક્રોડીં કિતાબન મેં, હરફ્ મિડોઈ હેક,
> જે તોં નજર નેક, ત બિસ્મિલ્લાહ બસ થિયે.

કરોડો ગ્રંથોની અંદર એ એક જ અક્ષર સમાયલો છે. તારી દૃષ્ટિ જો સાફ્ હોય તો એક બિસ્મિલ્લાહ અર્થાત આરંભનો ઉંકાર જ બસ છે.

> ચંઢ ચવાં સચ્ચ, જે મું મઠો ન ભાઈયેં,
> કડેંક ઉભરેં સનડો, કડેંક ઉભરેં ગચ્ચ,
> તોજે મોંમેં મચ્ચ, એડો પધમ પિરીં જે પેર મં.

ઓ ચન્દ્ર! જો તું માઠું લગાડે નહિ તો એક સાચી વાત કહું. તું ક્યારેક પાતળો ઊગે છે અને ક્યારેક પરિપૂર્ણ ઊગે છે. પણ તારા વદન પર જે રોશની છે એવું તેજસ્વી તો મારા પ્રિયતમના પગમાંનું પદ્મ છે.

> જર મેં ફોટો જીંય લહર, લગંધે અધ થિયે,
> તું પણ ઐંયેં તીંય, દુનિયાં મેં કો ડીંહડા.

પાણીના પરપોટો જેમ લહરીઓ લાગવાથી તૂટી જાય છે તે જ પ્રમાણે તું પણ આ દુનિયામાં ગણ્યાગાંઠ્યા દિવસોનો જ મહેમાન છે.

> જિતા શરાફ લડેઆ, તિતા લડજ સોન;
> કધર લહંમે કો ન, પાડ પિતર જે પિરમેં.

જ્યાંથી શરાફ્ વિદાય થઈ ગયા છે ત્યાંથી ઓ સુવર્ણ!

સુંહણી દરિયાના પાણીને માત્ર પગની પાની જેટલું જ ગણે છે. જકડીને ભેટ બાંધી લે છે અને દરિયાના પ્રવાહને કાપતી જાય છે.

લહરિયન લખ લિબાસ, પાણી પસણ હેકડો,
તડન જી તલાસ, લાય ત લાલન લગ થીએં.

લહરિયોના લાખો રંગ છે પણ પાણીનું દશ્ય તો એક સરખું જ છે. તું જુદા જુદા કિનારાની તલાશનો ત્યાગ કરીશ તો જ પ્રિયતમની નજદીક પહોંચી શકીશ.

બારો કુન બત્રીય તડ, તડતડ મથે ભટ્ટ,
આધી રાત ઉથી કરે, સુંહણી કહે સટ્ટ,
છડે ખીર ખટ્ટ, લુડે લહરીં વિચ મેં.

જ્યાં બાર જળ-ચક્રાવા છે, બત્રીસ કિનારા છે અને કિનારે કિનારે પુષ્કળ વીંછી છે એવા સ્થાનમાં અર્ધી રાતે ઊઠીને સુંહણી દોટું દે છે. આનંદ-વૈભવ અને પલંગનો આરામ તજીને એ પાણીનાં મોજાં વચ્ચે આમ તેમ અફળાય છે.

પકા રછ કુંભાર જા, પકી નિયાંઈ,
મુકે તેઆંઈ, કચો કરમેં આવેઓ.

કુંભારનાં તમામ ઠામ પાકાં છે. અરે આખો નીંભાડો પાકો છે. પરંતુ ત્યાંથી જ મારે નસીબે તો કાચો ઘડો જ આવ્યો

વઢા વણ વણકાર જા, જિત ચતુ ચાંગારીન,
મંજલું મૈયન જીયું, મુંકે ત્યું મારીન,
ડુંગરઘા ડારીન, તિત રસજ રાહબર રાહ મેં.

જામ પુન્હૂની શોધમાં નીકળેલી સસઈ કહે છે કે જંગલમાં

તું પણ વિદાય થઈ જજે! તારી કદર કોઇ કરવાનું નથી. તું પિત્તળના ભાવે જ પીટાતું રહેશે.

> ગિઠી ઘડો હથ કરે, ચેલ્લ બધી ચોટો,
> મુંજો મન મેહાર સેં, પાર વિઞી પોતો,
> ગોંથે મેં ગોંથો, મુંકે મોહબ્બ મેહાર જો.

સુંહણી ઘડો હાથમાં લઇ, માથાના ચોટલાને કમ્મર પર બાંધી દરિયામાં કૂદી પડી. મારૂં મન તો કયારનું યે પેલે પાર પહોંચી ગયું છે, હવે હું પાણીમાં ગોથાં ખાઈ રહી છું. તેમાં પણ મને તો મારો મિત્ર મેહાર જ દેખાય છે.

> કંધી ઉભીયું કેતરીયું, 'સાહડ સાહડ!' કન;
> સાહડ સંધો તિન, સિર સહાયે ગિડન જે.

કાંઠે ઊભીને કેટલી યે સાહડ મિત્રના નામના પોકાર કરે છે. પણ એ મિત્ર તો તેનો છે જે મસ્તક સહિત ઊંડા દરિયામાં કૂદી પડે છે.

> ઘડો ભગો ત ગોરેઓ છાલ મ ભજે ઘડી,
> મોલાંટો મેહાર જો, ભિજી થ્યો ભરી,
> મથા વીર વરી, તડેં સાહડ ડિનમ સડ઼ડા.

ઘડો ભાંગી પડ્યો તો છો ભાંગ્યો! વાયદાનો સમય ભાંગશો મા! મોલાંટો અર્થાત મારૂં શરીર તો ભીંજાઇને ભારેખમ બની ગયું છે. પરંતુ જ્યારે ભરતીનાં પાણી માથા પર ફરી વળ્યાં ત્યારે જ મિત્ર સાહડે સામેથી સાદ દીધો.

> પાણી પેની હેઠ, સુંહણી લેખે સીર જો,
> ભીડ બધે ભેઠ, વિંઝે કુન કપીંધી.

સુંહણી દરિયાના પાણીને માત્ર પગની પાની જેટલું જ ગણે છે. જકડીને ભેટ બાંધી લે છે અને દરિયાના પ્રવાહને કાપતી જાય છે.

> લહરિયન લખ લિબાસ, પાણી પસણ હેકડો,
> તડન જી તલાસ, લાય ત લાલન લગ થીએં.

લહરિયોના લાખો રંગ છે પણ પાણીનું દશ્ય તો એક સરખું જ છે. તું જુદા જુદા કિનારાની તલાશનો ત્યાગ કરીશ તો જ પ્રિયતમની નજદીક પહોંચી શકીશ.

> બારો કુન બત્રીય તડ, તહતડ મથે ભટુ,
> આધી રાત ઉથી કરે, સુંહણી કહે સટું,
> છડે ખીર ખટું, લુડે લહરીં વિચ મેં.

જ્યાં બાર જળ-ચક્રાવા છે, બત્રીસ કિનારા છે અને કિનારે કિનારે પુષ્કળ વીંછી છે એવા સ્થાનમાં અર્ધી રાતે ઊઠીને સુંહણી દોટું દે છે. આનંદ-વૈભવ અને પલંગનો આરામ તજીને એ પાણીનાં મોજાં વચ્ચે આમ તેમ અફળાય છે.

> પકા રછ કુંભાર જા, પકી નિયાંઈ,
> સુ કે તેઆંઈ, કચો કરમેં આવેઓ.

કુંભારનાં તમામ ઠામ પાકાં છે. અરે આખો નીંભાડો પાકો છે. પરંતુ ત્યાંથી જ મારે નસીબે તો કાચો ઘડો જ આવ્યો

> વડા વણ વણકાર જા, જિત ચતુ ચાંગારીન,
> મંજલું મૈયન જીયું, સુકે ત્યું મારીન,
> ડુંગરડા ડારીન, તિત રસજ રાહબર રાહ મેં.

જામ પુનૂંહની શોધમાં નીકળેલી સસઇ કહે છે કે જંગલમાં

મોટાં મોટાં તરુવર છે અને પોપટો ચીત્કાર કરે છે. ઊંટોની લાંબી મંજલોના રસ્તા મને મારી રહ્યા છે. ડુંગરડા જ્યાં ડરાવી રહ્યા છે ત્યાં ઓ મારા માર્ગદર્શક! તું આવી પહોંચજે!

> વડા વણ વણકાર જા, જિત નાંગ સુજન નીલા,
> ઉતે અબ્દ લતીફ ચેં, અચેં હેકલિયન હીલા,
> જિત કુટમ ન કબીલા, ઉત રસજ રાહબર રાહ મેં.

વનમાં મોટાં વૃક્ષો છે, જ્યાં લીલા રંગના નાગ સંભળાય છે ત્યાં શાહ લતીફ કહે છે કે એકલવાયી ઓરતોને અનેક પ્રકારના વિચાર આવે. જ્યાં કુટુંબ-કબીલા પણ નથી ત્યાં ઓ રાહબર! તું આવી મળજે!

> મરણાં અગે જે મોઆ, સે મરી ન થીંધા મ્હાત,
> હૂંધા સે હયાત, મરણ જિની જી મુઠ મેં.

જે મૃત્યુ પહેલાં જ મરી ચૂક્યા છે તેમને મોત કરી મ્હાત કરી શકતું નથી. મૃત્યુ જેમની મૂઠીમાં છે એ તો સદા અમર છે.

> ડુખી તોય ડુકાર તોણેં વસન મીંહડા,
> સાહેબ હથ સુગાર, હિન હથ આંઈ હથડા.

દુખિયાંને માટે તો મેહુલા વરસે તોપણ દુકાળ જ છે. સુકાળ તો સાહેબના હાથમાં છે. આ હાથોમાં તો માત્ર હાથ જ છે.

> છપર છમર ભાંઈયાં, શાહ ભાંઈયાં રૂમ,
> સજણ વસ ધી ભાંઈયાં, સેર ભાંઈયાં સુમ,
> અખિયન સઘી ઉમ, પાણી પીતે ન લહે.

ડુંગરના પથ્થર મને છાંયડા જેવા લાગે છે. ઉજ્જડ વગડા

મને ધોરી રસ્તા જેવા જણાય છે. મારો સ્નેહી જ મને વસ્તી રૂપ લાગે છે. શહેર તો વેરાન લાગે છે. આંખોની પ્યાસ પાણી પીવાથી મટતી નથી.

> સાજન કારણ સુઅ, મર કબૂલે સસઈ;
> અંધર જે કે ઉઅ, પાણી ઉએઓ ઉન કે.

પ્રિયતમને કારણે સસઇ ભલે સુનકારનો સ્વીકાર કરે! જેના અંતરમાં પાણીની પ્યાસ છે, તેની પાણીને પણ પ્યાસ છે

> જે ભાંઇયેં જોગી થીયાં, ત મઠી બારે મર,
> મિંજ હીં તીરથ-તકિયા, મિંજ હીં ગુરુ જો ઘર;
> મિંજ હીં સાધુ-ભિખેઆ, મિંજ હીં નારાણસર,
> ભસ્તી ડાર મ ભર, તું ખુદ આંઇયેં તકિયો.

જો યોગી થવાની તારી ઇચ્છા હોય તો તારી મઢીને આગ લગાડીને તું તને પણ તેમાં સમાપ્ત કરી દેજે! તીર્થસ્થાન અને ગુરુનું ઘર પણ તારી અંદર જ છે, સાધુ અને ભિક્ષા પણ અંદર જ છે, નારાયણ સરોવર પણ ત્યાં જ છે. વસ્તીમાં કે ડુંગરામાં ક્યાં પણ તેની શોધ કરીશ નહિ. અરે, તું પોતે જ એક મંદિર છે.

> જે ભાંઇયેં જોગી થીયાં, ત મન મેં મુંદ્રા પાય,
> કનેં કીં ન વિઆયો, કોરે કકલ વિધાય.

જો તું યોગી થવા ઇચ્છતો હોય તો મનમાં જ મુદ્રા પહેરજે! કાને તારૂં કંઇ બગાડયું નથી કે તેને ચીરીને તેમાં કક્કલ નાખ્યાં છે.

> અખિયન મેં તુ વે, ત આંઉં વારે ઢકીયાં;
> તો કે ડિસે ન ડે, આંઉં પસાં ન કીં બેઆ.

તું આવીને મારી આંખોમાં બેસે તો હું આંખો બંધ કરી દઉં. પછી તને પણ કોઇ જોઇ શકે નહિ અને હું પણ બીજું કંઇ ભાળી શકું નહિ.

> સોણું લખમ સૂમરા, સું ખથિયન મેં ખાસો,
> વઠા મીંહ મલીર મેં, તડ તડ તમાસો,
> જ ફેરીયાં પાસો, ત જુસો જંજીરન મેં.

સતી મારઇ કહે છે કે-હે ઉમર સૂમરા! મને ધાબળી પહેરીને સૂતાં સૂતાં એક સારૂં સ્વપ્ન જોવામાં આવ્યું. જાણે અમારા મલીર પ્રદેશમાં મેહુલો વરસી રહ્યો છે અને ઠેકઠેકાણે આનંદ છવાઇ રહ્યો છે. પણ પડખું ફેરવીને જોયું તો જણાયું, કે હું કારાગૃહમાં જ બંદીવાન છું.

> સિખૉ સભ સરતીયું, સિપન મુલાં સીર;
> બેઓ ન ચખીં નીર, ઉભિયું અભર આસરે.

ઓ સહિયરો! તમે દરિયાની છીપો પાસેથી શીલનું શિક્ષણ લો! બીજા કોઇ નીરને તે ચાખતી નથી. એ તો આકાશના સ્વાતિ-જળને આશરે જ રહેલ છે.

કચ્છના ઇતિહાસની પુરાતન કથાઓમાં ભટુઆ અને ભાદ્રામ નામની ભટ્ટી વંશની બે શાખાઓ વચ્ચે ઘણા સમયથી ઘર્ષણ અને વેરઝેર ચાલ્યાં આવતાં હતા. ભાદ્રામા વંશમાં પુનરાજી ભાદ્રામ ઘણો પરાક્રમી હતો. એના અવસાન પછી ભાદ્રામા શાખા નિર્બળ બની જતાં પુનરાજીની યાદ સૌને સતાવી રહેલ છે. એનું વર્ણન કરતાં શાહ લતીફ કહે છે-

> અજ ગુરજેં યાર, ભાદ્રામાણી પુનરા,
> કાછે પઇ પુકાર, અચી વેરીયન વેડઆ.

ઓ ભાદ્રામાણી પુનરા ! આજે તારી જરૂર પડી છે. કચ્છમાં પુકાર પડી છે. વેરીઓએ હેરાન પરેશાન કર્યા છે.

અજ ગુરજે તું, ભાદ્રામાણી પુનરા,
મથા અચી મું, વેરીયન વાટું લાઈયું.

ઓ ભાદ્રામાણી પુનરા ! આજે તારું કામ પડયુ છે. મારા પરથી દુશ્મનોએ વાટો કરી મૂકી છે.

અજ ગુરજે હિત, ભાદ્રામાણી પુનરા,
મથા ભગી ભિત, વેરીયન વાટું લાઈયું.

ઓ ભાદ્રામાણી પુનરા ! આજે તારી અહીં આવશ્યકતા છે, અમારું રક્ષણ જતું રહ્યું છે. વેરીઓએ માથા પર વાટ કરી છે.

હવે સંગારોના નેસડાનું વર્ણન કરતાં શાહ લતીફ કહે છેઃ-

મેરૂ સંગારન જે, વેં ફુંઢિયું કાહે,
મીંહ ન મટાયે, જિની સંધા પખડા.

વાંકાં શીંગડાંવાળી ભેંસોને લઈને તું સંગારોને ત્યાં જા ! જેમનાં ઝૂંપડાં પર મેહ વરસ્યા વિના રહેતો જ નથી.

સંગારન સારે, સાથી ઠીજ સનેહડા,
સા હેકલી ગારે, મુંધ કાછ કંધીએં.

અરે સાથી ! તું સંભારીને સંગારોને સંદેશો આપજે કે આ ઓરત કચ્છને કિનારે એકલી દિવસો વીતાવે છે.

જે ભાંઈયેં વસ ચરાં, ત સંગારન સેં લડ,
ત હાંમીં સંધીં હડ, ફૂક ન સુણે કડહેં.

જો તારે પશુઓને લીલું ઘાસ ચારવું હોય તો સંગારો

સાથે જજે ! તો કોઇ પણ તકલીફની પુકાર કદી તારા કાન પર પડશે નહિ.

> મંધીયું મટ ગુડન, ઓક પ સૂંહન પહીડા;
> સંધી સંગારન, જોય જિયારે જેહિયું.

વલોણાં વડે જેના ગોળા ગાજે છે અને જેનાં રહેઠાણ મહેમાનો વડે શોભે છે એવા સંગાર લોકોનું સ્થાન નવું જીવન આપે છે.

> જે ભાંઇયેં વસ ચરાં, ત સંગારન સેંગાર;
> જિની સંધી વાઠ, ચોર ન અચે કઠહેં.

જો તારાં પશુને લીલાં ઘાસ ચારવાં હોય તો સંગાર લોકો સાથે ગુજાર! એમના વાડામાં કદી કોઇ ચોર પ્રવેશતો નથી.

રાઓશ્રી પહેલા ખેંગારજીના રાજ્ય-અમલમાં લાખા જાડેજાએ જોરદાર બહારવટું ખેડેલું, તેનું વર્ણન કરતાં શાહ લતીફ કહે છેઃ—

> રા-સેં રુઠા જે, તિન જાડેજન જાડ કઇ;
> કીં માણીંધા સે, ચોડા ચારો કચ્છડો.

જે જાડેજા રાઓથી રૂઠેલા છે તેમણે ભારે ભૂલ કરી છે. ચૌદ ચારો* કચ્છડો તે શી રીતે માણી શકશે?

> જાગો જાડેજા, સમા સુખેં મ સુમો;
> પર્સો આં પારા, લાખો તો લોડું કરે.

ઓ જાડેજા ! તમે જાગો ! અને સમા લોકો તમે સુખથી

* ચૌદ રસ્તા દ્વારા જ્યાં પહોંચી શકાય છે તેવો કચ્છ પ્રદેશ.

નિદ્રા લેશો નહિ. જુઓ, તમારી પાસેથી લાખો ધાડ મારી જાય છે.

> ભુજેઆં ભલે પેર, રા વિધો રિકાબ મેં;
> કચ્છ રેંધો કેર, લાખો લોડાઉ ઉન સેં.

ભુજથી ભલા રાજવીએ પાગડામાં પગ મૂકયો. જ્યાં લાખા જેવો લૂટારો છે એવા કચ્છમાં કોણ રહેશે?

> હને' મથા હથડા, લાખો ન લાહે;
> ગૂનેરીયા ગેડ કરે, ઉભો જે આહે;
> વિંઝેઓ સે કાહે, જે ખીલે હેઠ ખેંગાર જે.

લાખો ઘોડાના પલાણ પરથી પોતાના હાથ કદી હેઠા કરતો જ નથી. ગૂનેરીથી દાખલ થઈને એ આવી પહોંચતો જ હોય છે અને જે ખેંગારની આણ નીચે છે તેને ઉઠાવી જાય છે.

> લાખો લખી તેં ચડઓ, લખી લાખે સાણ;
> જાડેજો જિયાન, કેડા કરેતો કચ્છ મેં.

લાખો લખી ઘોડી પર સવાર થાય છે અને લખી તેની સાથે જ હોય છે. આ જાડેજો કચ્છમાં કેટલુ નુકસાન કરી રહ્યો છે!

> બની બહણ ન ડે, ઝુરી વઈ ઓક;
> લૂણે મથા લોક, લાખે લખ લડાયા.

બન્નીમાં બેસવા દેતો નથી અને વથાણોને ભાંગી નાંખ્યાં છે. લૂણા પરથી લાખાએ લાખો માણસોને માર્યા છે.

> રહી રેબારણ રોય, વાડે પાયો વછડા,
> ખરા ઘેણ ખેંગાર કે, ચંચલ ઉભી ચોય,
> વાડે વિચ ન કોય, લાખો તો લોડું કરે.

રબારણ વાછરડાંને વાડામાં પૂરીને રડે છે. આ ચતુર નારી રા' ખેંગારને સાચાં વેણ સંભળાવે છે કે લાખાની લૂંટફાટથી વાડામાં એકે પશુ સલામત નથી.

> રેબારણ રોય, વાડે વિધા વછડા;
> સમૂરા સોઇ, હણે સાથ હેકલે.

રબારણે રોઇ રોઇને વાછરડાંને વાડામાં રાખ્યાં. પણ લાખો જાડેજો એમને એકલે હાથે ઉઠાવી જાય છે.

હવે નારાયણસર-કોટેશ્વરનાં કચ્છનાં તીર્થસ્થાનો સંબંધમાં શાહ લતીફની શાયરી શું કહે છે તે જોઇએ—

> ન્હાય જે નારાણસર, સાંઢે મિંજઇં સા;
> ઓડો આય અલ્લા, કોટેસર જે કુંઢ તે.

જે નારાયણ સરોવરમાં સ્નાન કરે અને આત્મવિકાસ સાધે એવા સંતો માટે કોટેશ્વરના કુંડ પર પરમાત્મા નજદીક જ છે.

> કોટેસર જે કુંઢ તેં, રેઓ આહે રામ,
> જિન સંન્યાસી સમરેઓ, અંધર થ્યો આરામ;
> ક્રોધ અને કામ, વ્યા વજૂદા નિકરી.

કોટેશ્વરના કુંડ પર રામ વસે છે. જે સંન્યાસી તેનું સ્મરણ કરે છે તેના અંતરમાં શાન્તિની પ્રાપ્તિ થાય છે અને કામ-ક્રોધ શરીરમાંથી વિદાય થાય છે.

> વ્યા વજૂદા નિકરી, ઉન કે વહદ વડાઇ,
> સાંઢે સા સરીર મેં, પ્યા માણીન મિઠાઇ;
> ઉની કે આઇ, લિજ્જત શાહ લતીફ ચેં.

શરીરમાંથી કામ-ક્રોધ દૂર થતાં દૈવી મહત્તા પ્રાપ્ત થાય

છે. આત્મવિકાસ સાધી તેઓ તેની મીઠાશ માણી શકે છે. શાહ લતીફ઼ કહે છે કે તેમને જ ઇશ્વર ભક્તિની સાચી લિજ્જત આવે છે.

> લિજ્જત શાહ લતીફ઼ ચે, મિંજ હીં તા માણીન,
> સાભત બધાં સધરે, મિંજા તિખ્ખ તાણીન;
> આગાહીઊં આણીન, પસો પૂરબ પાર જ્યું.

શાહ લતીફ઼ કહે છે કે એવા પુરુષો જ આત્માનંદની લિજ્જતને માણી શકે છે. ફ઼કીરી ધારણ કરી તેઓ તીવ્ર તપશ્ચર્યા કરી શકે છે. એવા પુરુષો પારલૌકિક સંદેશ લાવી શકે છે.

> પસો પૂરબ પાર જ્યું, ખખંરૂં હીન ખરી;
> વેરાગી વરી, પસે જાત્રા જોગ જી.

એવા વૈરાગી પરમ પ્રદેશના સાચા સંદેશ સુણાવે છે અને યોગની યાત્રા કરે છે.

> પસેં જાત્રા જોગ જી, સારે સંન્યાસીન,
> કીરત જા કુલુંભ જી, સા કેઇ કાપડિયન;
> જિયરે જોશ જલન, મિંજા મન મહોબ થ્યા.

સંન્યાસીઓ એ રીતે યોગની યાત્રા કરે છે અને આત્મ-ગુણ ગાય છે. એમની ઝંખનાનો જોશ જીવંત રહે છે અને આત્મ શક્તિ દ્વારા જ તેઓ ઉચ્ચ કક્ષાને પ્રાપ્ત કરે છે.

# સતી ડાહી ડુમણી

લાખા પૂત સમુદ્ર કા, ફૂલ ઘરે અવતાર,
પારેવા મોતી ચુગે, લાખા રે દરબાર;
પલાણી હીરે જડી, સરત પંચાણી,
પચ્છમ હિંદા પાતશા, લાખો ફૂલાણી.

કચ્છના મહા પ્રતાપી અને પરાક્રમી રાજવી લાખા ફૂલાણીના જન્મ વિષે એક નવાઈ જેવી દંતકથા ચાલે છે.

લાખાની માતા સોનલ પદ્મણી એક વખત પોતાની ત્રણ સખિઓ સાથે મીઠા મહેરામણના× મધુર જળમાં સ્નાન કરી રહી હતી. પ્રભાતનો સમય હતો. સિંધુનો નિર્મળ પ્રવાહ કલકલ નાદે વહી રહ્યો હતો. એ વખતે પાણીના પ્રવાહમાં એક સુંદર કમળનું પુષ્પ તણાતું આવતું સોનલની નજરે પડયું. સોનલ તેને ઉપાડીને સૂંઘવા લાગી.

સોનલના હસ્તમાં એક અજાયબ તરેહનું ફૂલ જોઈને તેની ત્રણે દાસીઓ પણ તેની પાસે આવી પહોંચી. તેમણે પણ એક પછી એક આ પુષ્પની સુગંધ લીધી.

---

× અસલના વખતમાં સિંધુ નદીનો પ્રવાહ 'કચ્છમાં થઈને અરબ્બી સમુદ્રમાં જતો હતો. સિંધુ નદીને કચ્છ અને સિંધમાં મીઠા મહેરામણ અથવા "મિઠા મેરાણુ" ના નામે ઓળખવામાં આવે છે.

મથો ધ્રુઇ મેટ, ઉભી સુરજ સામઇં,
સમું પછરેઓ પેટ, સોનલ ફુલ સૂંગેઓ.

ભાવાર્થ—મેટથી મસ્તક ધોઇને સોનલ સુરજ સામે ઊભી, ફૂલને સૂંઘવા લાગી. તે જ દિવસથી કુમાર લાખો તેના ઉદરમાં રહેવા પામ્યો.

સોનલ ફુલ સૂંગેઓ, પોય ખવાસણ ખયો,
ડુમણી ખણી હથ કેઓ, સે લાલઇ સૂંગેઓ.

ભાવાર્થ—જે ફૂલ સોનલે સૂંઘ્યુ, તે તેની ખવાસણ લખીએ સૂંઘ્યુ. ત્યાર પછી તે ફૂલ રામસરી ડુમણીએ પોતાના હાથમાં લઈને સૂંઘ્યુ. અને પછી લાલઈએ સૂંઘ્યુ.

બરાબર નવ માસ પૂરા થયા બાદ સોનલ અને તેની સખિઓએ એક જ દિવસે એકેક બાળકને જન્મ આપ્યો.

સંવત નવ સુભ છોંતરો, બીજ તિથી કાર્તક માસ,
તિણ દિન લાખો જનમેઓ, સૂરજ જોત પ્રકાસ.

ભાવાર્થ—સંવત નવસેં છોંતેરના કાર્તક સુદિ બીજના પ્રભાતમાં સૂર્યની જ્યોતિના પ્રકાશ સમાન લાખા કુમારનો જન્મ થયો.

સોનલ લાખો જનમેઓ, લખીણ ધાણુ જાઇ,
લાલઇ ખોરે ખિલ થેઓ, રામસરી ઘર ડાઇ.

ભાવાર્થ—સોનલને ત્યાં લાખાકુમારનો જન્મ થયો. લખીને ત્યાં ધાણુ નામે પુત્રીનો જન્મ થયો. લાલઇને ખિલ નામે પુત્ર જન્મ્યો. અને રામસરી ડુમણીને ત્યાં ડાહી ડુમણીનો જન્મ થયો.

સોનલ જામ ફૂલની માનીતી રાણી થઇ પડવાથી જનાનખાનાની અન્ય રાણીઓ હવે તેની અદેખાઇ કરવા લાગી. જામ ફૂલ પાછો અહીં આવ્યો કે તરત જ આ રાણીઓ સોનલના સતીત્વ સંબંધમાં આ ભોળા રાજાને ભરમાવવા લાગી. જામના મનમાં શંકાનું ભૂત ભરાઇ ગયુ. સોનલના સતીત્વની પરીક્ષા માટે ફૂલ જામે તેને બાલ કુમાર લાખા સહિત સળંગતા અગ્નિમાંથી પસાર થઈ સાચું સતીત્વ સિદ્ધ કરી આપવાનું આહ્વાન કર્યું.

જામનો પડકાર સતી સોનલે ઝીલી લીધો. કસોટી ભયંકર હતી. છતાં સોનલ દેવીએ સત્ય પ્રત્યેની પોતાની અખૂટ શ્રદ્ધાથી તેનો સહર્ષ સ્વીકાર કરી લીધો.

બીજે જ દિવસે ગામની પાદરે પંદર હાથ લાંબી ચેહ ખડકવામાં આવી. ભડભડ બળતા અગ્નિની જ્વાળાઓ આકાશમાં ઊંચે ઉછળવા લાગી. સોનલ રાણીના સત્યની આજે પરીક્ષા થવાની છે એ વાત દરેક સ્થળે જાહેર થઇ ગયેલી હોવાથી લોકોનાં ટોળે ટોળાં આજે તે તરફ ઉલટયાં હતાં. સૌ કોઇ આજે ગંભીર વદને સોનલના સતીત્વની ભિન્નભિન્ન પ્રકારે ચર્ચા ચલાવી રહ્યાં હતાં.

એટલામાં સોનલ પોતાના બાલકુમાર લાખા સાથે આવી પહોંચી. તે ચિતાની સન્મુખ ઊભી રહીને બોલવા લાગી–

> કોરી સાડી મ બરે, અંગ મ લગે ધાગ,
> લાખો હુવે ફુલ જો, ત સુરજ ભરજ સાખ.

ભાવાર્થ—મારી કોરી સાડી જરા પણ બળશો મા અને

અંગને અગ્નિની આંચ આવશો મા જો લાખોકુમાર ફૂલનો જ હોય, તો હે સૂર્યદેવ ! તમે સાક્ષી પૂરજો.

ભડભડ ! સળગતા અગ્નિમાં પોતાના સત્યને આધારે પ્રવેશ કરવા તૈયાર થયેલી સતી સોનલને જોઇ ફૂલ જામનું હૃદય દ્રવી ઊઠયું. આવી સતી નારી પર શંકા લાવવા માટે તે પસ્તાવા લાગ્યો. તેણે તરત સોનલનો હાથ પકડી લીધો. પોતાની ભૂલ માટે ક્ષમા માગી.

> અચી ઉભી ચરમેં, પુતર ગિની પાણ,
> સાડાણી સુજાણ, સોં ખણાય સચી કઇ.

ભાવાર્થ—સોનલ પોતાના બાળક સાથે, બળતી ચેહમાં આવીને ઊભી. સુજાણ જામ ફૂલે તેની સત્યનિષ્ઠા આમ અગ્નિ-પરીક્ષાથી સાબિત કરી આપી.

આ પ્રસંગ પછી ફૂલ જામે બોલાડી ગઢનો ત્યાગ કરવાનો વિચાર કરવા માંડયો. આ કારણથી તેણે એક બીજો ડુંગરી કિલ્લો ચણાવવાની શરુઆત કરી. કિલ્લો બંધાઇને તૈયાર થયો ત્યારે તેણે પોતાના મંત્રી અણગોરના નામ પરથી આ નવા કિલ્લાનું નામ અણગોરગઢ રાખ્યુ. ફૂલ જામે ત્યાં એક શહેર વસાવ્યુ અને પોતાની રાજ્યધાની બોલાડીગઢમાંથી ખસેડીને અણગોરગઢમાં રાખી.

## દેશવટો

વસંતઋતુનો સમય હતો. જામ ફૂલના રંગમહાલયમાં વસંતનો ઉત્સવ ઉજવાતો હતો. ચારે તરફથી કેસુડાના લાલ

રંગની પીચકારીઓ છૂટી રહી હતી. આ સમયે રાજકુમાર લાખો પ્રભાતમાં દંતધાવન કરી રહ્યો હતો. એટલામાં તેની ઓરમાન ભાભીઓએ એકદમ હુમલો કરીને લાખાને રંગથી તરબોળ કરી દીધો. લાખોકુમાર શરમનો માર્યો, નીચું મસ્તક કરીને જેમ બેઠો હતો તેમનો તેમ શાન્ત બેસી રહ્યો.

જામ ફૂલની પાંચ રાણીઓ હતી. એક ધઘુરા પાદશાહની પુત્રી, બીજી ધાણુ વાઘેલી, ત્રીજી ચાવડી, ચોથી સોઢી, અને પાંચમી સોનલ હતી. જામ ફૂલની સોનલ પ્રત્યે અત્યંત પ્રીતિ હોવાથી, તેની ચાહના લાખાકુમાર તરફ વધારે હતી. અન્ય રાણીઓના કુમરો લાખા જેવા તેજસ્વી ન હોવાથી તેઓ હંમેશાં લાખાકુમાર તરફ ઇર્ષાની નજરે નિહાળતી. લાખાનો પ્રતાપ, તેનું ઓજસ, અને તેની લોકપ્રિયતા જોઈને, સોઢી રાણીના હૃદયમાં તેલ રેડાતું. તે એમ માનતી હતી, કે જ્યાં-સુધી લાખો અહીં હાજર છે, ત્યાં સુધી તેના કુમારો કદીપણ આગળ પડી શકવાના નથી. આથી તે કોઈને કોઈ પ્રકારે લાખાને દૂર કરવા માગતી હતી. પરંતુ ફૂલ જામનો લાખા પર અત્યંત પ્રેમ હોવાથી તે પોતાની નેમમાં ફાવી શકતી ન હતી.

આજની તક એળે જવા ન દેવી, એમ વિચારી સોઢી રાણી લાખા પાસે આવી, અને કહેવા લાગી, કે “લાખાકુમાર! તમારી ભાભીઓ જ્યારે તમારા પર રંગ ઢોળે, ત્યારે તમારે પણ હુતાશનીનો ભાર ઉતારવા તેમના પર રંગ ઢાળવો જોઈએ.” આમ કહીને તેણે એક રંગનો લોટો પણ લાખા પાસે મૂકી દીધો. અને પોતે તરત જ ત્યાંથી ચાલી, કપડાં બદલાવી વહુ-અરો સાથે મુખ છુપાવી ઊભી રહી.

એકવાર ફરીથી લાખાકુમાર પર રંગ અને ગુલાલની વૃષ્ટિ ચલાવવામાં આવી. સેઢી રાણીની સૂચના અનુસાર લાખાએ પણ ભાભીઓને રંગથી નહવડાવી દીધી. ભાભીઓના ટોળામાં મોઢું ઢાંકી ઊભેલી સોઢી રાણી પણ ભૂલથી લાખાના રંગનો ભોગ બની ગઇ.

સોઢી રાણી પર રંગ પડતાં જ તે લાખાકુમાર પર એકદમ ક્રોધાયમાન બની ગઇ. તેની આવી બેઅદબી ભરેલી વર્તણુક માટે તે તેને ધમકાવવા લાગી. લાખાએ પોતાની શરતચૂક માટે ક્ષમા માગી. પરંતુ સોઢી રાણીનો ગુસ્સો તેથી લેશ પણ શાન્ત થયો નહિ. એણે તરત જ ફૂલ જામને દરબારમાંથી બોલાવી લીધો. અને લાખાની નિર્લજતાની ગાડાં ભરાય એટલી વાતો કીધી. તેનાં કપડાં રંગથી તરબોળ બની ગયેલાં હોવાથી ફૂલ જામને તેનાં વચનોમાં વિશ્વાસ બેઠો. "રાજા કાનના કાચા" એ નિયમ અનુસાર ફૂલ જામનો લાખાકુમાર પરનો સઘળો પ્રેમ સત્વર ગુસ્સામાં ફેરવાઇ ગયો. જામ ફૂલે લાખાકુમારને તેડાવી, તેનો એક શબ્દ સાંભળ્યા વગર ક્રોધમાં ને ક્રોધમાં તેને એકદમ દેશપારીનો સખત હુકમ ફરમાવી દીધો.

પિતાને નિરર્થક ગુસ્સે થયેલા જોઇને, લાખાનું અંતર ઉકળી ઊઠયું. તે પૂરેપૂરો પિતૃભક્ત હોવાથી, એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વગર ત્યાંથી ચાલી નીકળ્યો. પિતા તરફથી પોતાને માટે આવેલો કાળો પોશાક ધારણ કરીને, પોતાના પ્રિય વતન કચ્છને છેલ્લા નમન કરી તે ત્યાંથી ચાલતો થયો. જતાં જતાં તેણે પ્રતિજ્ઞા લીધી, કે "જે કોઇ જામ ફૂલ અથવા

ધાણુ વાઘેલી દેવલોક પામ્યાના, કે શીણાય તળાવની* પાળ તૂટી ગયાના ખબર લાવશે તેનો હું પ્રથમ જ શિરચ્છેદ કરીશ."

આમ કદી પણ કચ્છમાં પાછા ન ફરવાનો નિશ્ચય કરીને પિતાની આજ્ઞાનું પાલન કરવાને તે તત્કાળ કચ્છની સરહદ છોડી ગયો.

## પુનરાગમન

આ સમયે ગુજરાતના અણહીલપુર પાટણમાં સામંતસિંહ-ચાવડો રાજ્ય ચલાવી રહ્યો હતો. તેનાં કેટલાંક દુર્વ્યસનોને લઇને તેનું રાજ્ય તદ્દન બેહાલ સ્થિતિમાં આવી પડયું. પ્રજાનાં જાન-માલની સલામતી હણાઇ જવા લાગી. ચોર-ચકાર, લુટારા, અને બહારવટીઆઓનો ત્રાસ દિન પ્રતિદિન વધતો ચાલ્યો. આવા અત્યંત કપરા સમયમાંથી આ વખતે અણહીલપુર પાટણની પ્રજા પસાર થઈ રહી હતી. આ પ્રસંગે પ્રજાનાં સદ્દભાગ્યે કચ્છનો કુમાર લાખો ફૂલાણી ત્યાં જઇ ચઢ્યો. લાખા જેવા એક મહાન પરાક્રમી અને પ્રતાપી વીરને અનાયાસે આવી ચડેલો જોઇને, સામંતસિંહ ચાવડાએ તેને પોતાની પાસે રોકી લીધો. લાખાકુમારે ત્યાં રહીને પોતાની અપૂર્વ કાર્યકુશળતાથી અણહીલપુર પાટણની વણસી ગયેલી વ્યવસ્થામાં અજબ જેવો પલટો આણી દીધો. તેણે પોતાની કુનેહ અને કાબેલિયતથી અણહીલપુરની અશાન્તિમાં શાન્તિનું વાતાવરણ જમાવી દીધું.

* શીણાય તળાવને લાખાસાગર પણ કહે છે. એ અંજારથી થોડે દૂર આવેલું છે.

સામંતસિંહ ચાવડો તેના પર અત્યંત પ્રસન્ન થયો. પ્રસન્નતાની નિશાનીમાં તેણે પોતાની પુત્રીનો હાથ લાખાકુમારના હાથમાં સોંપ્યો. લાખો પણ ત્યાં જ રહીને પોતાનો સમય સુખચેનમાં ગાળવા લાગ્યો.

લાખોકુમાર કચ્છ છોડી ગયા પછી કચ્છમાં ભારે પલટો આવી ગયો હતો. વરસાદ તો લાખાની વિદાયથી જાણે રીસાયો જ હોય, તેમ બિલકુલ બંધ જ થઇ ગયો હતો. પશુપાળકો પોતપોતાના પશુ-સમુદાયને લઇને કોઈ સિંધ તો કોઇ કાઠિવાડમાં એમ જુદા જુદા સ્થાને નીકળી ગયા હતા. જે પશુઓ બાકી રહ્યા હતાં તે ટપોટપ મરવા લાગ્યાં હતાં. ખેડુતોની દુર્દશાનું તો પૂછવું જ શું? આમ લાખાના જવા પછી આખા કચ્છમાં ભયંકર દુષ્કાળે ત્રાસ બોલાવી દીધો. જામફૂલની રાણી ધાણુ વાઘેલી પણ એ જ અરસામાં પેટમાં કટારી મારી મૃત્યુ પામી, અને અધૂરામાં પૂરૂં ફૂલજામ પોતે પણ સ્વર્ગવાસી થયો. લાખાસાગર પણ ધણીધોરી વગરનો થઇ પડતાં અત્યંત જીર્ણ હાલતમાં આવી ગયો. એક વખતનો ફૂલ્યો-ફાલ્યો કચ્છડો બેહાલ સ્થિતિમાં આવી પડ્યો. આખો દેશ ડામાડોળ બની ગયો.

હવે કચ્છની પ્રજાને લાખોકુમાર સાંભર્યો. "લાખોકુમાર પાછો ફરે તો જ કચ્છની હાલત સુધરે" એવી લોકવાણી ઠેર ઠેર સંભળાવા લાગી. જામફૂલના અન્ય કુમારોમાં તેજ ન હોવાથી, તેમનામાં પ્રજાને રાહત આપવાની શક્તિ હતી નહિ કચ્છી જનતા લાખાના નામનું અવિરત રટન કરવા લાગી હતી. પરંતુ તેને બોલાવવા જવાની કોઇની હિંમત ચાલતી નહિ.

કારણ કે કચ્છની બેહાલ હાલતના સમાચાર જે તેને આપવા જાય, તેને સૌથી પ્રથમ ઠાર કરવાની તેની પ્રતિજ્ઞા હતી. એટલે હાથેકરીને મૃત્યુમુખમાં હોમાવા તૈયાર કોણ થાય ?

કચ્છના આવા કપરા સમયમાં રામસરીની પુત્રી ડાહીકુમણીએ લાખાકુમારને બોલાવી લાવવાનું બીડું ઝડપ્યું. ડાહીકુમણી પર લાખાને ઘણું હેત હતું. એટલું જ નહિ, પરંતુ તે તેને એક બ્હેન જેટલા વહાલથી ચાહતો હતો. ડાહી કુમણી એક ચતુર બાલા હતી. અંગ પર વિભૂતી ચોળી, ભગવી કંથા ધારણ કરી, હાથમાં જંત્રી લઇને તે જોગણના વેશથી લાખાકુમારની શોધમાં નીકળી પડી. તેને બાલ્યાવસ્થાથી જ જંત્રી વગાડવાનો અત્યંત શોખ હતો. તે એ કળામાં એટલી પ્રવીણ બની ગઇ હતી, કે આકાશનાં પંખીઓ પણ એની જંત્રીના મનમોહક અવાજ પર થંભી જતાં. ડાહી કુમણી ફરતી ફરતી છેક અણહીલપુર પાટણ આવી પહોંચી.

મધ્યરાત્રિનો સમય હતો. નિશાદેવીના પ્રગાઢ અંધકારનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું હતું. વાતાવરણમાં કંઇ અજબ જેવી શાન્તિ જામી ગઈ હતી. તમરાંનો તીણો અવાજ તો ઠીક, પણ રાત્રિનો સમસમાટ પણ જ્યારે શમી ગયો હતો, એવી સુમસામ શાન્તિમાં અણહીલપુર પાટણની શેરીઓમાં એક યોગિની ભટકી રહી હતી. તેની યુવાની ભગવા રંગનાં ઝભ્ભા વડે ઢંકાઈ ગઇ હતી. તેના મસ્તક પરના લાંબા કાળા બાલ તેની પીઠ પર છુટા છવાયા પથરાયેલા હતા. તેની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી રહી હતી. હાથમાં જંત્રી લઇ જંત્રીના સ્વર સાથે પોતાનો કોમળ સૂર મિલાવીને આ પ્રેમઘેલી યોગિની

બરાબર મધ્યરાત્રિના સમયે અણુહીલપુર પાટણુની શેરીઓ ગજાવી રહી હતી. એના દર્દપૂર્ણ અંતરમાંથી નીકળતા કચ્છી ભાષાના હૃદયદ્રાવક દૂહા અને સોરઠાના આલાપ અણુહીલપુરની અંધકારઘેરી ભીંતો સાથે અથડાઈને આસપાસના વાતાવરણુને કચ્છી સંગીતથી ઝણુઝણાવી રહ્યા હતા.

શહેરની શેરીએ શેરી ખૂંદતી, આ ભગવાં વસ્ત્રધારી યોગિની આખરે કચ્છના કુમાર લાખા ફૂલાણીના શયનગૃહ નીચે આવી પહોંચી. લાખો આ વખતે અણુહીલપુરની રાજ્ય-વ્યવસ્થાની તમામ ચિંતાઓથી પરવારી શાન્ત નિદ્રામાં પોઢેલો હતો. વહાલા વતનની મધુરી વાણીના મનોહર રણુકારથી તેની નિદ્રામાં એકાએક ભંગ પડ્યો. તે ઝબકીને જાગી ઊઠ્યો. આજ કેટલાયે દિવસે કાનપર પડેલી તેની વહાલી કચ્છી ભાષાના સંગીતને મનોમુગ્ધ અવાજ તે કાન માંડીને સાંભળવા લાગ્યો. સંગીતનો હૃદયવેધક લલકાર એના અંતરને આરપાર વીંધવા લાગ્યો.

વર લાખા મૅરાણ, તોં વિણ કાછો કુવાયો,
સુરત ગિન સુજાણ, માડુએં પેઓ મામલો.

ભાવાર્થ—હે મીઠા મહેરામણ સમા લાખાકુમાર ! તું હવે પાછો ફર. તારા વગર આજ કચ્છડો ડામાડોળ થઈ રહ્યો છે. હે સુજાણ ! તું સંભાળ લે ! આજ માણુસો પર મામલો આવી પડયો છે.

સંગીતનો એકેક શબ્દ લાખાના અંતર પટ પર કારી જખમ કરવા લાગ્યો. તેનાં અંતર્ચક્ષુ આગળથી અનેકરંગી પડદાઓ ચિત્રપટની પેઠે એક પછી એક પસાર થવા લાગ્યા.

વિચારોની ઘટમાળમાં એનું મન ચઢ-ઊતર થવા લાગ્યું. અવાજ પણ તેને પરિચિત જણાયો. તેની શંકાઓ પળેપળે વધતી ચાલી. તરત જ તે ગોખમાં ઊભો રહીને બોલવા લાગ્યો:

મુંજા મંગણહાર, ભિનીં રાત ભુણકેઆ,
કાં કુખીડ઼ં કુવેઆ, કાં ઉભેં ડુકાર.

ભાવાર્થ—મારા માગણહાર આજ અંધારી રાત્રે દુઃખમય શબ્દોનો ઉચ્ચાર કરે છે. માટે કાં તો તેમનું દુઃખી હૃદય કોઈએ દુભવ્યુ છે અથવા તો દેશમાં દુષ્કાળ પડ્યો છે.

કચ્છધરાના પનોતા પુત્ર લાખા ફૂલાણીનો અવાજ ચતુર ડાહી ડુમણી ઓળખી ગઈ. તેણે કચ્છનો વૃત્તાંત યુક્તિપૂર્વક જણાવવા માંડ્યો.

ભઠ્ઠી મથે ધાણ, ફુલ પસાં ન વાડીએં,
ભઇ તાણા તાણ, સજણ સીણાય બંધ જી.

ભાવાર્થ—ધાણ એટલે ધાણી તો માત્ર ભઠ્ઠી ઉપર જ રહેવા પામી છે. અર્થાત્ ધાણુ વાઘેલી મરણ પામી છે. વળી ફૂલ તો માત્ર વાડીઓમાં જ દેખાય છે. અર્થાત્ ફૂલ જામનું પણ મૃત્યુ થયું છે. તેમ શીણાય તળાવના પણ તાણાવાણા જતા રહ્યા છે અર્થાત્ તે પણ તૂટી ગયેલું છે.

ભેદી શબ્દોમાં ભરેલા આ ભયંકર સમાચાર સાંભળીને લાખાના હૃદયને એક મહાન આંચકો લાગ્યો. તેણે તરત જ ડાહી ડુમણીને પોતાની પાસે બોલાવી લીધી. એકમેકની ઓળખાણ પડી, અને ઉભયના હર્ષનો અવધિ થયો. પોતાના પ્રિય

વતનના દુઃખદ વર્તમાન શ્રવણ કરીને લાખાનું હૃદય શોક-સાગરમાં ડૂબી ગયુ.

વતન કચ્છના સુખદુઃખની વાતોમાં જ રાત્રિનો શેષ સમય વ્યતીત થઇ ગયો. સવાર પડતાં પાટણપતિ સામંતસિંહ ચાવડાને પોતાના પ્રિય વતનની વિપત-કથાથી વાકેફ કરી, તેની રજા લઇને લાખો ફૂલાણી મોટી સવારી સાથે ઘણા જ દમામથી સ્વદેશ તરફ પાછો ફર્યો. એનાં પ્રતાપી પગલાં પડતાં જ કચ્છની નિર્જળ જમીનમાં બારે મેઘ તૂટી પડ્યા. સૂકાઇને વેરાન જેવી બની ગયેલી કચ્છની ભૂમિ ફરી એકવાર લીલીકુંજાર બની ગઈ.*

## ડાહી કુમણીનું ડહાપણ

એક દિવસ જામ લાખાનો ઉદાસ ચહેરો જોઇને તેની રાણીએ તેનુ કારણ પૂછી જોયુ. લાખો બોલ્યો—

> હુંધો જિની ન માણ્યો, લાખો ભણે ફટ;
> જાવું થોડે દાડલે, દિન દશ કાં અઠ.

ભાવાર્થ—લાખો કહે છે કે હોવા છતાં જેણે માણ્યું નથી તેને ધિક્કાર છે કારણ કે અહીંથી થોડા જ દિવસમાં એટલે આઠ દશ દિવસમાં જ ચાલ્યા જવાનુ છે."

---

* લાખો અણહીલપુર પાટણમા કાછા રાજપૂતના ગુપ્ત નામથી રહ્યો હતો. તેથી એના વંશવાળા આજ પણ પાટણ બાજુ કાછા રાજપૂતના નામથી ઓળખાય છે.

કચ્છમા લાખાની ગેરહાજરી દરમિયાન દુષ્કાળો પડવાથી લાખાને મેઘનો અવતાર માનવામાં આવે છે.

રાણી પ્રવીણ હતી. તે બોલી—

> ફૂલાણી ભૂલ્યો ફેરી, દિન આઠ દશ દૂર;
> સાંજે દીઠા મ્હાલતા, ગયા ઉગમતે સૂર.

લાખાની કુંવરી પણ ચતુર હતી. તે આ વાર્તાલાપ સાંભળતી હતી. કુંવરી બોલી એમાં તો તમારી બંનેની ભૂલ થાય છે.

> લાખો ભૂલ્યો લખપતિ, અમ્માં ભૂલી એમ;
> હિકડે અખ્ખ ફરકડે, કોં જાણાં જે કેમ ?

ભાવાર્થ—એમાં તો લખપતિ લાખો પણ ભૂલ્યો અને માતા ! તમે પણ ભૂલ્યાં. આંખના એક પલકારામાં તો કોણ જાણે શું યે થઇ જાય ?

ડાહી ડુમણી પણ આ વખતે અહીં હાજર હતી. તેમાં નામ પ્રમાણે જ ગુણ હતા. તેણે કહ્યું—

> લાખો અમ્માં ધીયડી, એ ભૂલ્યાં સભ કોય;
> શ્વાસ વણંધો પરૂણલો, આવણ હોય ન હોય.

ભાવાર્થ—હે લાખા જામ ! માતાજી તથા કુંવરીશ્રી ! એમાં તો તમે બધાં ભૂલ્યાં છો. આંખના પલકારામાં તો હજુ કંઇ કાર્ય થઇ શકે. શ્વાસ તો એવો પરોણો છે કે બહાર નીકળ્યા પછી પાછો આવે કે ન આવે !

ડાહી ડુમણીની ડહાપણ ભરેલી વાતથી જામ લાખો આનંદિત થયો અને એનો વિષાદ ઊતરી ગયો.

## વીર મૃત્યુ

લાખે મરણ સંભરેઓ, અઠ મહીના અગ;
વારે મૂંજા વગ, કજા કેરે કંધીએં.

ભાવાર્થ—જામ લાખાને આઠ મહિના અગાઉ તેના મરણનુ ભાન થયુ. તેણે પોતાના શરીરને કેરાકોટમાં અગ્નિદાહ આપવાની ઈચ્છા વ્યક્ત કરી.

લાખો ચેં મું બેલીયા, કેરે ડીજા ડાઘ;
માંન ઉથરકી ઉથીઆં, સુણી સિંધૂ રાગ.

ભાવાર્થ—જામ લાખો જણાવે છે, કે હે બેલીઓ, મને કેરામાં અગ્નિ-દાહ આપજો, કે જેથી સિંધૂડાનો અવાજ સાંભળીને હુ કોઈ વાર જાગી ઊઠું.

લાખો કહે મું બાળજો, લીસી છીપરિયાં;
હાથ હિલોળે, પગ ઘસે, ગહેકે ગોરલિયાં.

જામ લાખાને તેનુ મૃત્યુ પ્રથમથી જ સૂઝી આવ્યુ હતું. એટલુ જ નહિ, પરંતુ તેનુ અવસાન રણસંગ્રામમાં એક વીરનરને છાજે તેવું જ થવાનુ છે, તેનુ પણ તેને ભાન થઈ ગયુ હતું. રણમાંડવડે એક રણ-મૃત્યુને ભેટવાને કચ્છનો આ કોડીલો રાજવી હવે અધીરો બન્યો હતો. વીર-મૃત્યુ પામીને અપ્સરાઓને વરવાને જાણે તે અત્યંત ઉત્કંઠિત બન્યો હોય, તેમ તે દરરોજ રાજગાદી પર બેસવા વખતે "હલઈ હલઈ હલઈ!" એવી ત્રણ બૂમો મારતો. જામ લાખાની આવી આશ્ચર્યકારક વલણથી ઘણાને અત્યંત અચબો લાગતો. પરંતુ તેણે એના ભેદનુ સ્ફોટન કોઈ પાસે કર્યું ન હતું

આ વખતે જામ લાખાની અવસ્થા એકસો પચ્ચીસ વર્ષ ઉપર થવા આવી હતી. આમ છતાં તેના અંગની બાંધણી એક જુવાનના જેવી જ મજબૂત હતી. તેનું કસરતબાજ શરીર હજુ જેવું ને તેવું લટ્ઠ હતું. રણસંગ્રામનું નામ સાંભળતાં આજ પણ તેનાં રૂંવાડાં એકદમ ઊભાં થઇ જતાં.

સોરઠ-વામનસ્થળીનો ચૂડાસમા વંશનો રાજા ગ્રહરિપુ જામ-લાખાનો પરમ મિત્ર થતો હતો. જ્યારે ગ્રહરિપુ ઉપર મૂળરાજ સોલંકી મોટા લશ્કર સાથે ચઢી આવ્યો, ત્યારે તેણે પોતાના મિત્ર જામ લાખાને મદદ માટે આવવાનું આમંત્રણ આપ્યું. જેને માટે જામ લાખો રાત દિવસ ઝંખી રહ્યો હતો, તે યુદ્ધનું આમંત્રણ આવી પહોંચતાં તેની છાતી ગજગજ ઉછળવા લાગી તેણે તરત જ લશ્કરની તૈયારી કરી લીધી અને પોતાના મિત્ર ગ્રહરિપુની મદદે જવા તૈયાર થઇ ગયો.

જામ લાખાને ખાતરી હતી, કે તે આ લડાઇમાંથી પાછો ફરવાનો નથી. આ કારણથી તેણે પ્રથમથી જ સઘળી વ્યવસ્થા કરી લીધેલી હતી. માત્ર તે એક સુવર્ણ-પુરસાની વ્યવસ્થા કરી શક્યો ન હતો. એ અમૂલ્ય વસ્તુ કોને આપી જવી, તે તેને સૂઝતું ન હતું. તેનો ભત્રીજો પૂંઅરો તેની આજ્ઞા બહાર હોવાથી, એ પુરસો તેને આપી જતાં પણ જામ લાખાનું મન માનતું ન હતું. ઘણો વિચાર કરતાં છેવટે તેને એક ઇલાજ સૂઝી આવ્યો. તે પેલો સુવર્ણ-પુરસો લઇને ભુજથી દોઢેક ગાઉ પર આવેલા ગુડક અને ગુડકી નામના બે પાતાળી કુંડ પાસે આવી પહોંચ્યો. પોતાની એ અમોલી અમાનત જીવની પેઠે

જાળવવાનુ જણાવી તેણે તે સુવર્ણ-પુરસો એ પાતાળી કુંડની અંદર પધરાવી દીધો.*

સુવર્ણ-પુરસાની આવી વ્યવસ્થા કરીને જામ લાખો તરત જ ત્યાંથી પાછો ફર્યો. કેરાકોટ આવી એક મોટા સૈન્યની

* ભુજ પાસે આવેલ સુખપર ગામથી થોડે દૂર ઝુડક અને ઝુડકી નામના કુદરતી રીતે બનેના બે પાતાળી કુંડ આવેના છે. એમનુ પાણી અથાગ છે ઝુડક મોટો છે. ઝુડકી એના કરતા નાની છે. પણ એનું પણી વધારે મીઠું છે. જ્યારે દુષ્કાળ પડે અને કૂવાના નીર ખૂટી જાય ત્યારે લોકો આ ઝુડકીનું પાણી ભરે છે કહેવાય છે કે સિંધના મીર ગુલામશાહે આ ઝુડકમાથી સુવર્ણપુરસો કાઢી લેવાને હાથીના કોશ જોડેલા હતા જ્યારે ઝુડકો ખાલી થવા આવ્યો ત્યારે તેણે ઝુડકીને કહ્યુ, કે " હવે લાખાની અમાનત જાય છે " આ વખતે ઝુડકીનું પાણી એવુ છલકાયુ, કે ખાલી થએલો ઝુડકો આખો ભરાઇ ગયો અને ચોતરફ પાણી રેલમછેલ થઇ રહ્યુ. ગુલામશાહ આખરે નિરાશ થઇ પાછો ફર્યો.

એક દંતકથા એવી ચાલે છે કે એક વખત એક લંગો અહીંથી પસાર થતો હતો. તેણે ઝુડકાને કાંઠે બેસી સરણાઇ છેડવા માંડી. આ વખતે સુવર્ણપુરસાએ એક આંગળી ઊંચી કરી. લંગો એની આંગળી કાપી પોતાને ઘેર ગયો. ત્યાર પછી દરરોજ તે એજ પ્રમાણે કરવા લાગ્યો એક વખત એણે એ વાત એની સ્ત્રી પાસે કરી. એની સ્ત્રીએ આખો સુવર્ણપુરસો તાણી લાવવા સૂચના કરી. બીજે દિવસે લંગાએ ત્યા ખૂબ સરણાઈ વગાડી સુવર્ણપુરસાએ આખો હાથ બહાર કાઢ્યો. આખો પુરસો ખેંચી લેવા લંગો એને વળગી પડયો, અને સુવર્ણપુરસો લેવાને લોભે સુવર્ણપુરસા સાથે એ પણ ઝુડકને તળીએ ચાલ્યો ગયો.

સાથે તે તેના મિત્ર ગ્રહરિપુની મદદે ઊપડી ચૂક્યો. રણ ઓળંગી તે મજલ દર મજલ કરતો આગળ ચાલવા લાગ્યો. જાંબુમાલી નદી પાસે પોતે બંધાવેલા આટકોટના કિલ્લામાં પડાવ નાખી તે ગુર્જર નરેશ મૂળરાજનો માર્ગ રોકી બેઠો. અહીં ગ્રહરિપુ પણ પોતાના લશ્કર સાથે તેને આવી મળ્યો.

મૂળરાજના પક્ષમાં તેના ખંડીઆ રાજાઓ, મારવાડના રાજા તથા કાશી સુધીના રાજા લડવા આવેલા હતા. અને ગ્રહરિપુની મદદમાં કચ્છનો જામ લાખો ફૂલાણી તથા સિંધનો એક રાજા આવેલા હતા.

બીજે દિવસે મૂળરાજ સોલંકીએ પોતાની ફોજને વધારે બળવાન બનાવી લીધી. જે કાઠીઓને જામ લાખાએ કચ્છમાંથી નસાડીને કાઢી મૂક્યા હતા,× તેમને પણ તેણે પોતાની મદદમાં બોલાવી લીધા હતા. આથી સોલંકી લશ્કરનું બળ હવે સારી પેઠે વધી જવા પામ્યું હતું. દિવસ ઊગતાં જ લડાઈ જાહેર કરવામાં આવી. સિંધૂડાનો ગગનભેદી નાદ વાતાવરણને ગજાવવા લાગ્યો.

આ વખતે મૂળરાજ સોલંકી તથા તેનો ભાઇ લાખાઇત જામ લાખા પાસે તેમના પિતાનું વેર લેવા તેને રણસંગ્રામમાં શોધવા લાગ્યા. તલવારોની રમઝટ વચ્ચે જ્યાં કચ્છનો કેસરી જામ લાખો ઝઝૂમી રહ્યો હતો, ત્યાં તેઓ આવી પહોંચ્યા.

× જામ લાખાની વિરૂદ્ધમાં ડાહીકુમણીએ એક ગીત બનાવેલું હોવાથી તેણે તેને કાઢી મૂકી હતી. એ જ ગીત કાઠીઓએ ડાહીકુમણી પાસેથી ગવડાવેલું હોવાથી તથા જામ લાખાના સસરા ભુવડ ચાવડાને પણ કાઠીઓએ મારી નાખેલ હોવાથી જામ લાખાએ કાઠીઓ પર ચઢી જઇને તેમને મારી મારીને કચ્છમાંથી કાઢી મૂક્યા હતા.

રણખેલના ખેલનમાં મસ્ત બની રહેલા જામ લાખા પર તેના ભાણેજ લાખાઇતે "આ બાપનુ વેર" એ શબ્દોના ઉચ્ચાર સાથે પછવાડેથી બરછીનો ઘા કર્યો. આ ઓચીંતો ઘા થવાથી જામ લાખો ચમકી ગયો. એ નવી દિશાના હુમલાનો સામનો કરવા તે તૈયાર થાય ત્યાર પહેલાં તો મૂળરાજે તલવારના એક જ ઝાટકે જામ લાખા ફૂલાણીનું માથું ધડથી જુદું કર્યું. તે જ ક્ષણે કચ્છનો આ પ્રતાપી ભૂપાળ પોતાના ઘોડા પરથી ધબ ! દેતો જમીન પર તૂટી પડ્યો.

લાખો શૂરવીર હતો. મધ્યાહ્નકાળે તેનું મસ્તક કપાતાં તે 'કબંધ' થયો અને સાંજ સુધી તેણે હજારો સૈનિકોનો ઘાણ વાળ્યો.

> અચી ફુલાણી ફેરેએ, રારો મંડાણું,
> મૂળરાજજી સાંગસેં, લાખો મારાણું.

ભાવાર્થ—લાખો ફૂલાણી રણમેદાનમાં ઝૂઝવા લાગ્યો. અને ભયંકર યુદ્ધ મચી રહ્યું. મૂળરાજની સાંગ વડે જામ લાખાનો અંત આવ્યો.

> બાબરીયા ને ઓરીચા, કાઠી હુવા હજાર,
> ભગા જે સૉ વાર, તિની લાખો મારેઓ.

ભાવાર્થ—બાબરીયા, ઓરીચા ઈત્યાદિ અનેક કાઠીઓ જેઓ જામ લાખા પાસેથી નાસી છૂટ્યા હતા તેમની સાથે લડતાં જામ લાખાનો સ્વર્ગવાસ થયો.

આમ કચ્છના મહાન પ્રતાપી રાજવી જામ લાખા ફૂલાણીનો

આટકોટ પાસે જાંબુમાલી નદીના કિનારા પર એક વીરનરને છાજે તેવી રીતે સામી છાતીએ લડતાં દેહાંત થયો.

આજે પણ આટકોટ પાસે ભાદર, બુઠણપરી અને જાંબુમાલી નદીના ત્રિવેણી સંગમ પર કચ્છના કોહીનૂર જામ લાખા ફૂલાણીનો પાળિયો અંબાજીના દેવળ પાસે હજાર વર્ષની એની કીર્તિ-ગાથા ગાતો ઊભો છે. દર વરસે ત્યાં મોટો મેળો ભરાય છે. અશાડ સુદ ૨ ના દિવસે કાઠી દરબારો લાખા ફૂલાણીની ખાંભીને કસુંબો પાવા જાય છે.

ભરવાડણો અને રબારણો લાખાના પાળીઆને દૂધથી નવડાવે છે. લાખો સોનલ અપ્સરાને પેટે જન્મ્યો હતો અને સોનલ કુડધર રબારીને ત્યાં ઉછરી હતી. તે કારણથી રબારણો અને ભરવાડણો લાખાની પ્રતિમાને દૂધે નવડાવી તેનું પૂજન કરે છે.

કચ્છ-કાઠિયાવાડમાં કહેવત ચાલે છે કે—"લાખા લખ પણ ફૂલાણીએં ફેર."

૭

## સતી માતા

નીકળી અને જ્યાં તેના વીર બંધુની કતલ થઈ હતી ત્યાં કાઠિયાવાડના આટકોટ ગામે આવી પહોંચી.

અહીં જામ લાખાના વિરહે તેની બહેન ડાહી ડુમણીના શરીરને આવેશગ્રસ્ત બનાવી દીધું. તેને સત ચડ્યું. સતી માતાનાં પૂજન થયાં, ચિતા ખડકાઈ અને આટકોટના તમામ નાગરિકો વચ્ચે સતી માતાએ પોતાની જાતને અગ્નિદેવના અંકમાં ધરી દીધી.

આજે આટકોટથી ઊગમણી દિશાએ સતી ડાહી ડુમણીની ભવ્ય શ્વેત દહેરી એના અંતરના બંધુપ્રેમને પ્રકટ કરતી અને એના આત્મબલિદાનની યાદ આપતી ઊભી છે. ડાહી ડુમણીની દહેરી આજે ગામના ગૌરવરૂપ ગણાય છે. આટકોટના લોકો સતી માતાની માનતા માને છે અને એનાં પૂજન કરે છે.

# સતી રૂપાળીબા

રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થઈ ગયો હતો. ભદ્રેસરના હાલા દેશળજીની રાણી રૂપાળીબા દરબારગઢના પોતાના શયનખંડમાં માથું ઓળી રહ્યાં હતાં-મસ્તકના કેશ સમારી રહ્યાં હતાં. પગની પાની સુધી પહોંચે એવી કાળી નાગણ જેવી લટો એમનાં અંગની આસપાસ ફરી વળી હતી. દીવેલનું નાનું કોડિયું એમના મુખમંડળ સામે ટમટમતું હતું. એક મોટો અરીસો એમના ચહેરા સમક્ષ ગોઠવાયલો હતો અને રાણી રૂપાળીબા રાત્રિના શાન્ત સમયે પોતાના બાલ સમારવામાં એકતાન બની ગયાં હતાં.

રૂપાળીબામાં નામ પ્રમાણે જ ગુણ હતા. રૂપરૂપના અવતાર જેવાં રૂપાળીબાનું રૂપ જોઇને આકાશનો ચંદ્ર પણ ઘડીભર થંભી જાય-ઝાંખો પડી જાય.

ઠાકોર આજે ગામમાં ન હતા. બહારગામથી મોડા પધારવાના હોવાથી રાણી નિશ્ચિત મને પોતાનું કાર્ય કરી રહ્યાં હતાં. દીવડો જલતો હતો. અરીસો રાણીજીના રૂપાળા મુખમંડળના પ્રતિબિંબનું દર્શન કરાવી રહ્યો હતો. રાણી રૂપાળીબા પોતે જ પોતાના અનેરા સૌન્દર્યને જોઇને મંદમંદ મલકાતાં હતાં.

એટલામાં એકાએક કોઇના આવવાનો અવાજ થયો. રાણીએ મુખ ફેરવ્યું. ત્યાં તો ખુદ ઠાકોરને જ આવતા દીઠા. આમ અણચિંતવ્યા ઠાકોરને આવી પહોંચેલા જોઇને રાણી શરમાઈ ગયાં.

એ જમાનો લાજ–મર્યાદાથી ભરપૂર હતો. પતિની મર્યાદા પણ અમુક રીતે પત્નીને પાળવી પડતી. પતિ સામે ખુલ્લા મસ્તકે ઊભવું, એમાં પણ મર્યાદાનો ભંગ ગણાતો.

ઠાકોરને આવતા ભાળી ઠકરાણી ચમકી ગયાં એમણે કોડિયાની બળતી દીપશિખા પર એકદમ આંગળી મૂકીને તેને હોલવી નાખી. શયનગૃહ અંધકારથી ઘેરાઇ ગયું.

રાણીએ એકાએક દીવો કેમ ઠારી નાખ્યો? ઠાકોર વહેમાઇ ગયા. એમને વિચાર થયો આ શું? મારા આવતાં જ રાણીએ દીવો હોલવીને મહેલમાં અંધકાર કરી મૂક્યો, એનું કારણ શું? ઠાકોરે તે જ ક્ષણે મ્યાનમાંથી સડસડાટ કરતી તલવાર ખેંચી કાઢી અને ક્રોધથી ખોખરા બનેલા અવાજે બરાડી ઊઠ્યા, "કોણ છે મહેલમાં?"

ઠાકોરના મુખમાંથી બહાર પડેલા આ વિચિત્ર ઉદ્‌ગાર સાંભળીને રાણીની આનંદજનક લજ્જાળુતા દુઃખદાયક ભોંઠપમાં ફેરવાઇ ગઇ. એમનું પવિત્ર અંતઃકરણ પોકારી ઊઠ્યું. "અરરર! મારા પતિનો મારા પર આટલો અવિશ્વાસ!" અને એ જ વખતે ચમકતી ચાંદની જેવી એમની ઉજ્જ્વળ મુખકાન્તિ પર કાળાશની છાયા ફરી વળી.

લોકકથા તો ત્યાં સુધી કહે છે કે એ વખતે રાણીએ

પોતાની આંગળી ઠરી ગયેલી દીપશિખાને અડકાડીને દીવાને ફરી ઝળહળતો કરી દીધો.

દીવાના ઝાંખા પ્રકાશમાં રાણીના નિસ્તેજ વદનને જોઇને ઠાકોર પણ ભોંઠા પડી ગયા. એમણે પોતાના ઉતાવળા અવિચારી શબ્દો માટે દિલગીરી વ્યક્ત કરી.

પરંતુ કુવાક્યનો કાપ રૂઝવવા માટે દિલગીરી જ કામયાબ નીવડતી નથી. ઠાકોરના કડવા શબ્દોનો કારમો ઘા રાણીના હૃદય પર કારી જખમ કરી ગયો.

રાણીનું સ્વરૂપ પલટી ગયું હતું. મેઘગંભીર અવાજે એ બોલી ઊઠ્યાં. "ઠાકોર! તમારા અંતરમાં મારે માટે આવો કુવિચાર પેસી ગયો, તે જોતાં મને જણાય છે કે આપણો ગૃહસ્થાશ્રમ હવે છ માસથી વધુ ચાલવાનો નથી. તો પછી આપણે આજથી જ આપણા સંસારી જીવનને સંકેલી લઇએ એ જ સારૂં છે." અને એ જ દિવસથી ઠાકોરનો ઢોલિયો ડેલીમાં ઢળાતો થઇ ગયો.

આ સમયમાં કચ્છ પ્રદેશ પર મહારાઓ શ્રી પ્રાગમલજી પહેલાનો અમલ ચાલતો હતો. આ પ્રાગમલજી ભુજની ગાદીએ આવ્યા તેની પાછળ એક નાનકડો ઇતિહાસ છે. એમના પિતા રાયધણજીને ૧૧ કુંવરો હતા. પાટવી કુંવર નોંઘણજી તો રાયધણજી ની હયાતીમાં જ દેવલોક પામ્યા હતા. બીજા કુંવર રવાજી પણ ખડીરના સોઢા ભોજરાજજી ના હાથે મરાયા હતા. ત્રીજા કુંવર પ્રાગમલજી હતા.

મહારાઓ શ્રી રાયધણજીના અવસાન વખતે બધા કુંવરો

એમના અગ્નિ સંસ્કાર માટે છતરડીએ ગયા ત્યારે પ્રાગમલજી આંખો દુખવાનું બહાનું કાઢીને મહેલમાં જ બેસી રહ્યા. અને તરત જ થોડા સરદારોનો સાથ લઈને રાજતખ્ત પર તખ્તનશીન થઇ ગયા. દરબારગઢ પરથી રાજ્યાભિષેકની નોબત ગડગડવા લાગી.

સ્મશાનમાં રાજનોબતનો અવાજ સાંભળીને રાજકુટુંબના સભ્યો ચમકી ઊઠ્યા. આ વખતે પ્રાગમલજીના કુંવર ગોડજીએ નવો દાવ અજમાવ્યો. ગોડજી બોલી ઊઠ્યા– "આ તો મારા ભોળા પિતાનું કામ હશે. હું હમણાં જ જઇને તેમને સમજાવું છું." આમ કહી ગોડજી સ્મશાન ભૂમિમાંથી ચાલીને શહેરમાં આવ્યા અને પિતાના અધૂરા કાર્યને પૂરૂં કરવા ગઢના દરવાજા જે અત્યાર લગી ઉઘાડા પડ્યા હતા તે જડબેસલાક બંધ કરાવી દીધા અને કોઇને પણ ગઢની અંદર પેસવા ન દેવાનો સખત હુકમ કરી દીધો.

આમ આખી બાજી પલટાઈ જતાં સ્મશાને ગયેલા કુંવરો મુંઝાઇ પડ્યા અને ભુજથી વિદાય થઇને પોતપોતાને હસ્તેનાં થાણાં દબાવી દીધાં રાજ્યગાદીના વારસદાર સ્વર્ગવાસી રવાજીના કુંવર કાંયાજીએ વાગડમાં કટારિયાના પ્રદેશ પર પોતાની હકૂમત જમાવી. કાંયાજી એક પરાક્રમી પુરુષ હતા. થોડા જ વખતમાં તેણે મોટી લશ્કરી જમાવટ કરી લીધી અને કચ્છ રાજ્યનાં ગામોમાં લૂટફાટ ચલાવવા માંડી.

આ કાંયાજીને દાબી દેવા માટે મહારાઓશ્રી પ્રાગમલજીના પાટવી કુંવર ગોડજી કટારિયા પર એક મોટી ફોજ સાથે ચડી ગયા. ગુંદિયાળીથી હાલા ઓઠાજી અને હકાજી તથા ભદ્રેસરથી

હાલા દેશળજી અને રવાજી આ દરબારી સૈન્યમાં જોડાઇ ગયા. આ ચારે વીરો કાંયાજીના લશ્કર સાથે વીરતાપૂર્વક લડ્યા અને કામ આવી ગયા.

> ત્રૅ અજાણી તર રેઆ, ચંચલ હાલા ચાર,
> ભોજાસરજી પાર તા, ભગા કૈક ભૂપાર.

ત્રણ અજાણી વીરો અને ચાર હાલા રણ મેદાનમાં પડ્યા. કટારિયાના ભોજાસર તળાવની પાળે થયેલા યુદ્ધમાં કેટલા યે રાજવંશીઓને નાસી જવું પડયું.

કટારિયાના ધીંગાણામાં ભદ્રેસરના હાલા દેશળજીના કતલ થવાના સમાચાર આવી પહોંચ્યા. દેશળજીએ પોતાની પાઘડી અને બેરખો રાણી રૂપાળીબાને મોકલી આપેલાં. પતિએ મોકલાવેલી આ બે વસ્તુઓ પર દૃષ્ટિ પડતાં જ સતી રૂપાળીબાને સત ચડયું અને પતિની પાઘડી અને બેરખો ખોળામાં લઈને તેમણે અગ્નિસ્નાન કર્યું.

સતી રૂપાળીબાની મેડી સતીના સતીત્વને અંજલિ આપતી ઘણાં વરસો સુધી ભદ્રેસરમાં પૂજાતી હતી.

# સતી પુનસરી

### અથવા

# એક સસલાને કારણે

न त्वहं कामये राज्यम् न स्वर्गं न पुनर्भवम्
कामये दु:ख-तप्तानाम् प्राणिनाम् आर्ति-नाशनम्

નથી મને કામના રાજ્યની વા,
ન સ્વર્ગની, ના ભવ છૂટવાની;
છે કામના એક ખપી જવાની,
પીડિતનાં દુઃખ નિવારવામાં.

કચ્છ-મુન્દ્રા તાલુકાનું શેખડિયા ગામ ચારણોનું. ચારણ એટલે દેવીપુત્ર, ચારણ એટલે ચોથો વેદ, ચારણ એટલે વટનો કટકો અને એવી જ ચારણીમાતાઓ. સાક્ષાત્ જગદંબાના અવતાર! મોત તો એમની મૂઠીમાં! જીવનની દરકાર નહિ, મૃત્યુની પરવાહ નહિ!

જૂનાગઢના રાજવી રાહ મંડળિકના રાજસિંહાસનને ડોલાવી દેનાર આઇ નાગબાઈ, જામ રાવળનો મદ ઉતારનાર કાળી નાગણ જેવી કામઈમાતા, કચ્છના રા’ખેંગાર બીજાને લાખિયાર વિયરામાં જ સમાપ્ત કરનાર સતી જીવાંબાઇ વગેરે ચારણી દેવીઓ એમનાં સત અને સામર્થ્ય માટે પ્રખ્યાત છે.

શેખડિયાની પુનસરી માતા પણ સત અને ટેકની પ્રતિમા હતી. પુનસરી આઇ આજે સવારમાં જ શેખડિયાની સીમમાં પોતાના ખેતરમાંથી ઘાસ લેવા માટે ગઇ હતી. સીમ લીલીછમ એટલે થોડી જ વારમાં એક ભારા જેટલું ઘાસ વાઢી ભારો તૈયાર કરી, જરા વિશ્રાંતિ લેવા એક ખીજડાના ઝાડ નીચે બેઠી.

એ વખતે એક નવી જ ઘટના ઘટી. શેખડિયાથી થોડે દૂર આવેલ શાડાઉ ગામનો કાનો રાઠોડ શિકારની શોધમાં ફરતો ફરતો શેખડિયાની સીમમાં આવી ચડ્યો. અહીં એક રૂપાળું સસલું એની નજરે ચડયું. રાઠોડે બંદૂક તાકીને સસલા પર ગોળી છોડી. પરંતુ ગોળી નિશાન ચૂકી ગઇ અને સસલું બેબાકળું બનીને જીવ બચાવવા ભાગવા લાગ્યું. સસલા પાછળ શિકારીએ પણ દોટ મૂકી. આ સસલું દોડતું દોડતું જ્યાં ચારણી દેવી પુનસરી બેઠી હતી ત્યાં આવી લાગ્યું, અને બીકનું માર્યું પુનસરી માતાના ખોળામાં ભરાઇ ગયું.

એટલામાં કાનો રાઠોડ પણ આવી લાગ્યો. આવતાં વેંત એણે પડકાર કર્યો-"માતા! આપી દે મારો શિકાર!"

"વીરા! એ શિકાર તારો પણ નથી અને મારો પણ નથી. એ તો ભગવાનની સૃષ્ટિનું સર્જન છે. જીવવા માગે છે એટલે દોડતું દોડતું મારે આશરે આવ્યું છે. એ નિર્દોષ પ્રાણી હવે હું કોઇને પણ આપવાની નથી."

"કેમ નહિ આપે? એની પાછળ હું એટલો બધો હેરાન થયો અને હવે તું એની ધણિયાણી બની બેસે છે?"

"જરૂર! આ શેખડિયાની સીમ અમારી ચારણોની છે. એટલે આ સસલાની માલેકી હવે મારી જ છે!"

"એમ છે? તો હવે જોઈ લે!"

અને આમ કહેતાં જ એ પહાડી શિકારીના બળવાન બાહુએ માતાના હાથમાંથી સસલું ઝૂંટવી લીધું.

ગરીબ સસલું હાથમાંથી છીનવાઇ જતાં માતાનું સ્વરૂપ ફરી ગયું. નમણી નારી જેવી પુનસરી દેવી સાક્ષાત્ ચંડી જેવી બની ગઇ. એનાં અંગેઅંગ ધ્રૂજવા લાગ્યાં. સસલાને લઇને જતા શિકારી પાછળ તે પાગલ બનીને દોડવા લાગી.

પણ શિકારીનાં પગલાંની તીવ્ર ગતિને તે પહોંચી શકે તેમ ન હતું. સતી માતાની શરીરની શક્તિ તો હારી બેઠી, પણ મનની શક્તિ હારે તેમ ન હતું.

શિકારી તેના શિકાર સાથે છટકી ગયો, અને પુનસરી માતાને સત ચડ્યું. શેખડિયાની પાદરમાં ચિતા ખડકાઇ અને આ ચારણી દેવી એક સસલાની પાછળ સતી થઇ ગઇ. આ પુનસરી માતાનો પાળિયો આજે પણ શેખડિયા ગામની પાદરે સતી માતાનાં ગુણગાન ગાતો ઊભો છે.

અને પેલો શિકારી શાડાઉની સીમમાં આવી પહોંચ્યો અને જુએ છે તો એના હાથમાંનું કોમળ પ્રાણી પ્રભુના દરબારમા પહોંચી ગયુ હતું. આ સસલાનો ઓટલો પણ શિકારીની નિર્દયતાનો નિર્દેશ કરતો શાડાઉની સીમમાં ખડખડી ગયેલી સ્થિતિમાં ખડો છે.

# પીર કરા કાસમ

કચ્છને ઉત્તર કિનારે આવેલ આમારા ગામની નૈઋત્યે ચારેક માઇલ પર સાણંધ્રો નદીની દક્ષિણે રા'કનોજની રાજધાનીનાં જૂનાં ખંડેર બે માઇલના ઘેરાવામાં પથરાયલાં છે. આજે તો એ ધરતી જાણે ખાવા ધાતી હોય એવી ભયંકર દેખાય છે. મકાનો અને દેવળોના ભંગાર જેવું આ સ્થાન આજે ઉજ્જડ બની ગયું છે. વિક્રમની નવમી સદીમાં અહીં રા'કનોજનો અમલ ચાલતો હતો. એક વખતનું આ મનોહર પાટનગર આજે સૂનકારનું મેદાન બનીને પવનના ઝપાટા ઝીલી રહ્યું છે.

રા'કનોજને રૂપરૂપના અંબાર જેવી બે સુંદર કન્યાઓ હતી. એમની ખૂબસૂરતીનાં વખાણ છેક ગિઝનીના બાદશાહને કાને પહોંચ્યાં. બાદશાહે રા'કનોજ પાસે એની કુંવરીઓ માટે માગણી મોકલી. પરંતુ ધર્માભિમાની રા'કનોજ પોતાની પુત્રીઓ બાદશાહને પરણાવવા માગતો ન હતો. તેણે ગિઝનીના ધણીની માગણીને તરછોડી કાઢી. રા'કનોજની આ ગુસ્તાખીથી બાદશાહને ગુસ્સો ચડ્યો. તેણે કાસમ નામના એક લશ્કરી સરદારને મોટા લશ્કર સાથે રા'નું અભિમાન ઉતારવા માટે ચડી જવાની આજ્ઞા કરી.

રા'કનોજ એમ સહજમાં શાહી હુકમને તાબે થઈ જાય એવો ન હતો. પરિણામે અહીં ભયંકર લડાઇ થઈ. શાહી સૈન્ય સાગર જેવું વિશાળ હતું. આ વિશાળ સૈન્યની સામે બહાદુરીથી લડીને રા'કનોજના તમામ સૈનિકો રણમેદાનમાં કામ આવી ગયા. રા'કનોજ પોતે પણ રણભૂમિમાં જ પડ્યો.

સરદાર કાસમનો વિજય થયો. રાજમહેલમાં જઇને તેણે સૌથી પ્રથમ રા'ની બે સુંદર કુમારિકાઓને કબજે કરી. બંનેને મોટા ચોકીપહેરા વચ્ચે પૂરતી તકેદારી અને સંભાળથી બાદશાહની સેવામાં ગિઝની મોકલાવી અને સરદાર કાસમ રાજધાનીનો કબજો લઇને ત્યાં જ રોકાઈ રહ્યો

બંને કુંવરીઓ ગિઝની આવી પહોંચી. પિતાને કતલ કરનાર સરદાર કાસમ પાસેથી પિતાના ખૂનનો બદલો લેવા બંનેનું મન તલપી રહ્યું હતું. બંને કન્યાઓએ એક નવી યુક્તિ કરી.

ગિઝનીના શાહને કનોજની કુંવરીઓએ ફરિયાદ કરી કે “ બાદશાહ સલામત ! અમે હવે આપના જનાનખાનાને લાયક રહી નથી. કારણ કે તમારા કાસમ સરદારે અમારી પવિત્રતાને નષ્ટ કરી નાખી છે. ”

આ શબ્દો સાંભળીને બાદશાહના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે નિર્ણય કર્યો, કે આવા નીમકહરામ નોકરને જરૂર નસીહત દેવી જોઇએ. આ નાલાયક સરદારને કતલ કરી તેનું મસ્તક ગિઝની લાવવા માટે તેણે એક વફાદાર સેનાપતિ સાથે મોટું સૈન્ય ફરી કચ્છ પર મોકલ્યુ. ગિઝનીનુ લશ્કર ચડી આવેલું

જોઈને કાસમ સરદારને પ્રથમ તો ઘણી જ નવાઈ લાગી. તે મુંઝાઈ પડ્યો. પરંતુ બીજો કોઈ રસ્તો ન હોવાથી આખરે યુદ્ધનો માર્ગ જ લેવો પડ્યો.

અહીં એકવાર ફરીથી ઉભય ઇસ્લામી સૈન્યો વચ્ચે ખૂનખાર લડાઈ થઈ. શાહી લશ્કરની જીત થઈ. કાસમ સરદારને કતલ કરવામાં આવ્યો અને તેનું મસ્તક ચામડાના થેલામાં સીવીને ગિઝનીના બાદશાહને મોકલી આપવામાં આવ્યુ.

કાસમ પવિત્ર અને ધર્મપ્રેમી હતો. રોજ પાંચ વખત નમાજ પઢતો. એની પવિત્રતાને લક્ષમાં લઈને પીર તરીકે એના દેહની અહીં દફનવિધિ કરવામાં આવી. આજે હિંદુ-મુસલમાનો બને એને પૂજે છે. આ સ્થાન આમારા ગામની પશ્ચિમે એકાદ માઇલ પર આવેલ છે.

કાસમ સરદારની આ કબર ૩૫ ફૂટ લાંબી અને પાંચ ફૂટ પહોળી છે. આ જંગલ જેવા સ્થાનમાં જૂની પુરાણી કેટલીક આંબલીઓ જોવામાં આવે છે. અહીં બે ત્રણ માઈલના વિસ્તારમાં એક પુરાતન કબ્રસ્તાન જોવામાં આવે છે. યુદ્ધમાં કામ આવેલા સૈનિકો અને આજુબાજુના જત લોકોની આ કબરો કહેવાય છે.

અસલમાં અહીં મહાદેવનું એક પુરાતન સ્થાન હતું. મંદિરના પત્થર અને શિવલિંગ પણ અહીં જોવામાં આવતાં હતાં. પાછળથી આ મહાદેવને કાસમેશ્વરનું નામ પણ આપવામાં આવેલ.

અહીં એક અષ્ટકોણ કુંડ પગથિયાં સાથેનું પણ જોવામાં આવે છે. હવે તો આ બધું પડી ભાંગીને ખંડેરોના રૂપમાં

ફેરવાઈ ગયું છે. આ કુંડને કરા તરીકે ઓળખવામાં આવતો. આ કારણથી કાસમ સાથે કરા શબ્દ જોડીને એને કરા કાસમ પીર કહેવામાં આવે છે.

ઘણા લાંબા સમય સુધી આ સ્થાનનો કંઇ ખાસ મહિમા ન હતો. પણ કચ્છની ગાદીએ જ્યારે મહારાઓશ્રી રાયધણજી આવ્યા ત્યારે તેમની શ્રદ્ધા આર્યધર્મને છોડીને ઇસ્લામ તરફ વળવા લાગી હતી. એ અરસામાં રાઓશ્રી રાયધણજી અને જમાદાર ફતેહમહમ્મદ ભુજથી મોટી સવારી સાથે દર વરસે અહીં પીર કરા કાસમની જિયારત માટે આવતા હતા. અને ત્યારથી દિન પ્રતિદિન આ સ્થાનનો મહિમા વધવા લાગ્યો. આ સ્થાનનો કેટલોક જીર્ણોદ્ધાર પણ એમના જ વખતમાં રાજ્યને ખર્ચે કરવામાં આવ્યો હતો.

# વલી હારૂનશાહ

સિંધના ટંડા ગામમાં એક જૈફ ઉંમરની ડોશીમા એના ઓલિયા જેવા પુત્ર હારૂન સાથે રહેતી હતી. હારૂનનો પિતા એની બાલ્યાવસ્થામાં જ બેહેસ્તનશીન થઇ ગયો હતો. ત્યારથી એની માતાએ જ એને ઉછેરીને મોટો કર્યો હતો. આ એકના એક લાડલા પુત્ર પર એ હાથ ટેકીને બેઠી હતી. થોડી એવી જમીનના ટુકડા પર આ માતા-પુત્રનું ગુજરાન ચાલતું હતું. સિંધુ નદીનો અખંડ વહેતો અવિરત પ્રવાહ એમની નાનકડી ખેતી માટે અતિ ઉપયોગી હતો.

હારૂન હવે ઉંમરલાયક થયો હતો. તદ્દન સીધો અને સરલ જુવાન હતો. સોળ વર્ષનો થયો ત્યારે એના મનમાં દેશાટનના વિચારો આવવા લાગ્યા. ઉજ્જડ જેવા ટંડા ગામમાં એને કંટાળો આવવા લાગ્યો. પણ એની માતાનો એના પર એટલો પ્રેમ હતો, કે તે એને રાજીખુશીથી રજા આપે એમ ન હતું. આ કારણથી તે એક દિવસ છાનોમાનો ઘર બહાર નીકળી ગયો.

સિંધનો લીલોછમ પ્રદેશ જોતો જોતો રણને પાર કરી તે કચ્છમાં ઊતર્યો. ભુજ એ વખતે અસ્તિત્વમાં ન હતું. પાવર પટ પસાર કરીને ભુજ-મુન્દ્રાની સડક પર આવેલા હાલના દહીસરા ગામે તે આવી પહોંચ્યો.

એક હજાર વર્ષથી પણ વધુ સમયની આ વાત છે. કચ્છમાં એ વખતે કાઠીઓની સત્તા જામેલી હતી. કચ્છના ઘણા ભાગમાં કાઠીઓનું વર્ચસ્વ હતું. એમનો મુખ્ય વ્યવસાય ખેતીનો અને પશુપાલનનો હતો. કોઈવાર તક આવે તો નાનીમોટી ધાડ પાડતાં પણ તે અચકાતા નહિ. ઘોડાને કેળવવાની કાઠી લોકોની કુશળતા વખણાતી.

દહીસરામાં એ વખતે હસ્સૂર કાઠી નામે એક જમીનદાર હતો. સારી એવી જમીનનો તે માલીક હતો. ખેતીના કામ માટે એને એક સાથીની જરૂર હતી. એ જ વખતે દહીસરામાં આ નવયુવાન સિંધી આવી લાગ્યો હતો. હસ્સૂર કાઠીએ એને જોઈ લીધો. ખેતીના કામમાં ઉપયોગી થાય એવો આ સિંધી જુવાનનો મજબૂત બાંધો કાઠી જમીનદારને ગમી ગયો. તેણે ઘણો પ્રેમ બતાવીને હારૂનને પોતાની પાસે સાથી તરીકે રાખી લીધો.

હારૂન કામનો ચોર ન હતો. તે દિલ ભરીને કાઠીની ખેતીના કામમાં મંડી પડ્યો. ઘી અને દૂધની તો એ વખતે કચ્છમાં છોળો હતી. હારૂન ખાધેપીધે પણ સુખી થયો. દહીસરામાં એને ખૂબ ફાવી ગયું. કાઠીની પત્ની કાઠિયાણી એના તરફ માતા જેટલું હેત રાખતી હોવાથી તે પોતાની વૃદ્ધ માતાને પણ ભૂલી ગયો. આમ કેટલોક સમય પસાર થઈ ગયો. કચ્છ એનું વતન બની ગયું.

એક દિવસ હારૂન કાઠીની જમીનમાં હળ ખેડી રહ્યો હતો. એનું હૃદય એટલું દયાપૂર્ણ હતું, કે હળ ખેડતાં એ કદી બળદોનું પૂંછડું પણ મરડતો નહિ. બળદોને વહાલથી ડચકારતો

તે ખેતરમાં હળ હાંકી રહ્યો હતો. સાંજ પડી ગઇ હતી. ખેતર ખેડવાનું કામ લગભગ પૂરૂં થયું હતું. એક છેલ્લો આંટો મારવાનો બાકી હતો. એ વખતે એકાએક હળની કોશ જમીનની અંદર અટકી ગઇ. બળ હદ એવા બળદોએ હદ ઉપરાંતનું બળ કર્યું, છતાં હળ કેમે કરતાં આગળ ચાલે નહિ એવું જડબેસલાક થઇ ગયુ. હળને હાંકવાની હારૂનની બધી મહેનત વ્યર્થ ગઇ.

કંઇ ઉપાય ન લાગ્યો ત્યારે હારૂન દોડ્યો અને એના માલીક હરસૂર કાઠીને બોલાવી આવ્યો. કાઠીએ પણ ઘણી યુક્તિ અજમાવી, છતાં હળ તો જાણે જમીન સાથે ચોંટી જ ગયુ હતું. આખરે કાઠીએ અને એના સાથીએ મળીને કોદાળી વડે જમીન ખોદવા માંડી. ખોદકામ ઊંડું જતાં હળની નીચેથી જમીનમાંથી એક ધાતુનો ચરૂ નીકળી આવ્યો. ચરૂના કડામાં હળની કોશ એવી ભરાઇ ગઈ હતી, કે બીજી કોઇ રીતે તે નીકળી શકે તેમ ન હતું. જમીનમાં દાટેલો ચરૂ જોઇને કાઠીને નવાઇ લાગી. ચરૂમાં શું છે તે જાણવાની તેની કુતૂહળ વૃત્તિ જાગી ઊઠી. તરત જ તેણે ચરૂનું ઢાંકણું ખોલ્યુ તો આખો ચરૂ સોનામહોરની અઢળક સંપત્તિથી ભરેલો જણાયો. અનાયાસે આવી મળેલી આ મિલકત જોઇને કાઠી મુગ્ધ બની ગયો.

કાઠિયાણીએ જ્યારે આ વાત જાણી ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. રાતે સૂતી વખતે કાઠિયાણીએ કાઠીને સલાહ આપતાં કહ્યું, કે "આપણને આજે મળી આવેલી મિલકતની વાત આપણો સાથી જ માત્ર જાણે છે, અને એ માણસ તદ્દન ભોળો અને ભદ્રીક હોવાથી વાતની વાતમાં જો તે આ હકીકત ક્યાંક બકી દેશે તો આપણી ખેર નથી."

કાઠિયાણીની આ વાત કાઠીને પણ વાસ્તવિક લાગી. તેનો નિષ્કપટ નોકર આ વાત ક્યાંક બાકી મારે તો બધી બાજી ધૂળમાં મળી જાય એમાં શંકા ન હતી.

કાઠી બોલ્યો "આ તો એક મોટો પ્રશ્ન થઇ પડ્યો. હવે કરવું શું ?"

કાઠિયાણી કહે "પ્રશ્ન તો સાવ સીધો અને સરલ છે. તમારામાં હિંમત હોય તો હમણાં જ બધું થાળે પડી જાય તેમ છે."

"પણ તેનો કંઇ રસ્તો ?" કાઠીએ પ્રશ્ન કર્યો.

"રસ્તો સાફ છે. આ મૂર્ખ સિંધી ઊંઘી જાય એટલે એને કૂટી નાખો તો આખો પ્રશ્ન ઊકલી જાય."

ઘરવાળીની વાત કાઠીને ગમી ગઈ. અર્ધી રાત સુધી પતિ-પત્ની જાગતાં જ રહ્યાં. મોડી રાતે એ સિંધી સાથી જ્યારે ઘસઘસાટ ઊંઘી ગયો ત્યારે કાઠી એક મોટો છરો લઇ બહાર આવ્યો અને નિરાંતે નિદ્રા લેતા નિર્દોષ સિંધી યુવાનની છાતીમાં તે ભોંકી દીધો.

પતિ-પત્નીએ મળીને ઘોડીની ઘમાણમાં એક ખાડો કર્યો અને રાતોરાત સિંધી સાથીને તેમાં દાટી દીધો.

પેલી તરફ હારૂનની માતા એના દીકરાની વાટ જોઇ જોઇને થાકી ગઇ. એના વહાલા પુત્ર વિનાનું એનું ઘર હવે જાણે એને ખાવા ધાતું હોય એવું લાગવા માંડયું. આખરે એ વૃદ્ધ ડોશી પોતાનું ગામ છોડીને પુત્રની શોધમાં ચાલી નીકળી, અને ખબર કાઢતી કાઢતી તે દહીસરા ગામે આવી પહોંચી.

અહીં દંતકથા એવી ચાલે છે કે—આ ડોશીમાને એના પુત્રે સ્વપ્નમાં આવી કહ્યું કે, હરસૂર કાઠીએ મને મારીને ઘોડીની ઘમાણ નીચે ભોંયમાં ભંડારી દીધો છે માટે મને બહાર કાઢ !

ગમે તેમ હોય પણ પાપ છાપરે ચડીને પોકારે છે. એ ન્યાયે હરસૂર કાઠીનું આ કાળું કૃત્ય પ્રકટ થઇ ગયું. ઘોડીની ઘમાણ ખોદવામાં આવી અને તેમાંથી એ સિંધી જુવાનનું શબ નીકળી આવ્યું.

પુત્રના શબ પર દષ્ટિ પડતાં જ ડોશી પણ તે જ ક્ષણે ધરણી પર ઢળી પડી અને એના પ્રાણ ઊડી ગયા. માતા–પુત્ર બંનેના દેહને અહીં દફનાવવામાં આવ્યા. ઉભયની કબરો અહીં દહીસરા ગામની વાયવ્યે જોવામાં આવે છે. અહીંથી ઘોડે ચડીને આજ પણ કોઈ પસાર થતું નથી.

# સાલાર પીર

સાલાર પીર એક પવિત્ર મુસ્લીમ સંત હતા. એક વખત પીર સાલાર એમના મુરીદો અને અનુયાયીઓના મંડળ સાથે સિંધમાંથી કચ્છ આવતા હતા. ઉનાળાના દિવસ હતા, છતાં પવનના તોફાનથી રણમાં પાણી ભરાઈ ગયું હતું. પવનની લહેરો સાથે આગળ વધતો પાણીનો પ્રવાહ રણ પ્રદેશને સમુદ્રનું રૂપ આપી રહ્યો હતો. ઉછળતાં મોજાં જોઈને સાલાર પીરની મંડળી ઘડીભર તો થંભી ગઈ. ભરપૂર ભરાઈ ગયેલા રણમાં પડવાની કોઈની હિંમત ચાલતી ન હતી. પરંતુ સાલાર પીરે સૌને નવી હિંમત આપી અને પીરના ભક્તોની આ નાનકડી ફોજે પીરનું નામ લઈને રણના પાણીમાં ઝુકાવી દીધું. જેમ જેમ આ મંડળી આગળ વધવા લાગી તેમ તેમ પાણી પણ વધવા લાગ્યાં. પાણી ભેટથી ઉપર ચડી છાતી સમાં થઈ ગયાં, રણ પાર કરવાનું મુશ્કેલ બની ગયું. આમ છતાં સાલાર પીરને આશરે સૌ આગળ ધપવા લાગ્યાં. સૌથી પહેલા સાલાર પીર હતા. અને પીર પાછળ એમના પૂજકોની ફોજ હતી. આખી મંડળી "યા સાલાર! યા સાલાર!" એવા પીરના નામના પોકાર કરતી પાણીમાં પંથ કાપવા લાગી.

વખત કટોકટીનો હતો. આ વખતે સાલાર પીરના એક અનુયાયીના મનમાં વિચાર આવ્યો કે–સાલાર મોટો કે અલ્લા

મોટો ? અને એણે સાલારનું નામ પોકારવાને બદલે અલ્લાના નામનો આશરો લીધો, ' યા સાલાર !' ને બદલે તે ' યા અલ્લા ! યા અલ્લા !' એમ બોલતો બોલતો આગળ વધવા લાગ્યો.

હવે થયુ એવું કે જે માણસ અલ્લા પર ભરોસો રાખીને અલ્લાનું નામ પોકારતો પાણીના પ્રવાહને કાપતો જતો હતો તે પોતે જ પાણીમાં ડૂબવા લાગ્યો. સાથીદારોએ વિચાર્યું કે હવે એને જો નહિ બચાવીએ તો નાહક ડૂબી મરશે. અને રણના પાણીમાં ડૂબતા એ અલ્લાના ભક્તને સૌએ સાથે મળીને બચાવી લીધો.

આ વખતે એને બચાવી લેનાર એક શખ્સ બોલ્યો—

" બેલી ! તું સાલારને છોડીને અલ્લાને યાદ તો કરવા લાગ્યો, પણ અલ્લા તો બહુ દૂર છે. આપણી બાજુમાં જ જે ખડો છે એ સાલારને છોડીને દૂર દૂર રહેલા અલ્લાને ક્યાં યાદ કરવા લાગ્યો ?"

> અલ્લા અઘેરો આય ને, સ્હેલ આય સાલાર,
> ઈન કે તાં પોતો નૈંયેં, ને ઉન કે કરિયેં રાડ.

અલ્લા તો આઘો છે પણ આ સાલાર સ્હેલ છે. એની પાસે પણ તું પહોંચ્યો નથી, અલ્લાને ક્યાં રાડ કરવા લાગ્યો ? અને થોડા વખતમાં આખી મંડળી સહી સલામત કચ્છને કિનારે આવી પહોંચી.

સાલાર પીરની દરગાહ આ સંતનાં યશોગાન ગાતી ગોધરામાં ખડી છે.

# લાલ છતો

સિંધ-નગરઠઠ્ઠાથી સોળ વર્ષનો એક કિશોર સિંધના રણને કિનારે આવ્યો. એની સાથે એક માતેલી ભેંસ હતી. દરિયાલાલ ઉપર ભેંસનું બલિદાન ચડાવવાની આ કિશોરનાં માતાપિતાએ માનતા માની હતી. દરિયાલાલની જ દુઆથી એમને ત્યાં આ બાળકનો જન્મ થયો હતો એવી એમની શ્રદ્ધા હતી. પુત્ર સોળ વર્ષનો થઈ જવા છતા માનેલી માનતા ઊતારી શકાઇ ન હતી. સિંધુનાં છલકાતાં પાણીની વિપુલતા વડે ધાન્યથી છલકતાં ખેતરોના કામકાજમાંથી ન કોઇને ફુરસદ મળતી અને ન તો આ માન્યતા ઊતરતી.

કિશોરની માતાના મનમાં આ માનતા જેમ બને તેમ ઝટ ઊતારવાની મોટી ખટક હતી. પુત્ર પરના માતાના પ્રેમનો પાર ન હતો. દરિયાલાલની માનતા ન ઊતરે ત્યાં લગી પુત્રની જિંદગી પર જોખમ છે એવી એને બીક હતી, અને આખરે માનતા ઊતારવાનો નિર્ણય થઇ ગયો. કિશોર પોતે જ ભેંસને લઇને માનતા ઉતારી આવે એમ નક્કી થયુ.

ભેંસ સાથે જ આ ઊગતા યુવાને રણના પાણીમાં ઝંપલાવી દીધું. રણ તો દરિયાના પાણીથી ભરપૂર હતું. પવનના

જોરથી પાણીમાં પછડાતાં મોજાં વધુને વધુ પ્રબળ બનતાં ગયાં. કચ્છ અને સિંધ વચ્ચેનું આ રણ ઘણીવાર જોખમી બની જાય છે. એ વખતે દરિયાની મસ્તી સાથે ઊછળતા રણમાં ઝુકાવવું એ મોતને આમંત્રણ આપવા જેવું થઈ પડે છે. પરંતુ રણ પાર કરનારા સાહસિક વીરોને રણના પાણીની પરવા હોતી નથી. આ યુવાન પણ એવી જ ખુમારી ધરાવતો હતો. એટલે જ તેણે ઉછળતા રણમાં ઊતરવાનુ સાહસ કર્યું હતું. પાણીનું પ્રબળ વધતાં આ યુવકે એક નવી યુક્તિ કરી. કૂદકો લગાવી તે ભેંસની પીઠ પર ચડી બેઠો. ભેંસ એટલે રણના પાણીનું વહાણ. ભેંસની પીઠ એટલે પૂરી સલામતી. રણના પાણીમાં ભેંસ ચાલી પણ શકે અને તરી પણ શકે, એટલે હવે પાણી વધવાની પણ કશી ધાસ્તી ન હતી.

પાણીના વેગથી વધુ મસ્તીમાં આવી ગયેલી ભેંસ મક્કમ પગલે આગળ વધવા લાગી. પાણીનો પ્રવાહ વધુને વધુ જોરદાર બનતો ગયો.

કિશોર ભેંસની પીઠ પર સહીસલામત બેઠો હતો. ભેંસ દરિયા જેવા રણમાં એક પછી એક પગલાં ઉપાડતી વધતા જતા પાણીને ભરપટ ભેદતી જતી હતી. કિશોર અલ્લાહના નામનો ઉચ્ચાર કરતો ભેંસની પહોળી પીઠ પર પલાંઠી લગાવીને સ્થિર થઈ ગયો હતો.

એટલામાં એકાએક પાણીમાંથી કોઈ દરિયાઇ જાનવરે ઉછાળો મારતા ભેસ ભડકી ઊઠી. ભેંસ જેવું જડતા પ્રધાન પ્રાણી ભડકી ઊઠે પછી એ હાથમાં ક્યાથી રહે? પરિણામે આ નિર્દોષ કિશોર ભેંસ પરથી પાણીમાં ઊથલી પડ્યો અને રણના

વહેતા પ્રવાહમાં તણાવા લાગ્યો. રણના અથાક પાણીમાં આ ઊગતો કિશોર કેટલી વાર ટક્કર ઝીલી શકે?

પેલી તરફ નગરઠઠ્ઠામાં આ કિશોરના માતા-પિતા એના પાછા ફરવાની કાકડોળે રાહ જોઈ રહ્યાં હતાં. કેટલી યે તપાસ કરી પણ કિશોરનો પત્તો ક્યાંયે લાગ્યો નહિ.

લોકકથા કહે છે કે આ કિશોરની માતાને એ જ અરસામાં સ્વપ્નમાં આવીને કિશોરે કહ્યું, કે–"મારી લાશ તણાઈને છારને કિનારે આવી છે. અહીં પીર તરીકે મારી સ્થાપના કરજો અને હવેથી દરિયાપીરને ભેંસનું બલિદાન આપવાની પ્રથા બંધ કરજો."

કિશોરનાં માતા-પિતા તેની શોધમાં ફરતાં ફરતાં આખરે કિશોરે સ્વપ્નમાં બતાવેલી જગા પર આવી પહોંચ્યાં. અહીં ગામના પાગારાને પણ એવું જ સ્વપ્ન આવ્યું હતું. એટલે સૌએ મળીને કિશોરના શબને શોધી કાઢ્યું. આ વખતે કિશોરની માતા ઘણા ઉમળકાથી સિંધી ભાષામાં કહેવા લાગી, કે–"માંજો લાલ છતો થેઓ!" અર્થાત્ મારો લાલ પાધરો થયો. આ પરથી એનું નામ 'લાલ છતો' પીર રાખવામાં આવ્યુ. દર વરસે ચૈત્ર માસમાં અહીં મોટો મેળો ભરાય છે. આજુબાજુનાં ગામોના લોકો પોતાનાં બાળકોના બાલમોવાળા અહીં ઉતારે છે. મેળાને દિવસે આખી રાત ભજનો અને કાફીઓની રમઝટ જામે છે.

# જાડેજા પીર અલિયાજી

લખપતથી અગ્નિ ખૂણે માંડવી જવાના રસ્તા ઉપર ટેક રાળ જમીન પર ફેરા ગામ આવેલ છે. જૂના વખતમાં અહીં કાચા લોઢાની ખાણો હતી. સંવત ૧૮૭૬ લગભગ અહીં લોઢું ગાળવાની ભઠ્ઠીઓ હતી. એની નિશાનીઓ આજે પણ અહીં જોવામાં આવે છે.

અહીં એક ઊંચા ઓટલા ઉપર પીર અલિયાજીના નિશાનમાં એક ધ્વજ ફરકી રહેલ છે.

રાઓશ્રી ખેંગારજીના પાટવી કુંવર ભોજરાજજી રાયધર આમર સામેની ઝપાઝપીમાં ઝાલુ છેલા પાસે મૃત્યુ પામ્યા હતા. આ ભોજરાજજીના કુંવર અલિયોજી હતા. રાઓશ્રી ખેંગારજીના અવસાન વખતે અલિયાજીની ઉંમર નાની હોવાથી કચ્છની રાજ્ય લગામ એમના બીજા કુંવર ભારમલ્લજીના હાથમાં આવી. રાજ્ય–ગાદી પર આવતાં જ ભારમલ્લજીએ ખૂબ ઉદારતા વાપરવા માંડી તેથી કચ્છમાં કહેવત ચાલી કે–' ખટ્યો ખેંગાર ને ભોગવે ભારે.'

અલિયોજી ઉંમરમાં આવતાં તેણે રાજ્ય–ગાદી માટે દાવો કર્યો રાઓશ્રી ભારમલ્લજી સામે બળવો પોકાર્યો અને લૂંટફાટ ચલાવવા માંડી. પણ રાઓશ્રી આંખ આડા કાન કરતા અને

વળતાં પગલાં લેતા નહિ. આમ અલિયાજીએ વીંઝાણુ સુધી પોતાની હદ વધારી દીધી. સાભરાઈ પાસે એમણે અલિયાસર નામે એક તળાવ બંધાવ્યું.

એક વખત અલિયાજી સિંધના એક રાયશી પોત્રા ખુરાનશાહની ભેંસો વાળી લાવ્યા. આથી ખુરાનશાહે અલિયાજી પાસે આવીને પોતાની ભેંસો પાછી આપવા માગણી કરી. જવાબમાં અલિયાજીએ જણાવ્યું—"મિયાં ! મારી વાળેલી આથો કદી કોઇને પાછી મળતી નથી."

- ખુરાનશાહ બોલ્યો—"મારી ફકીરની ભેંસો રાખી લેવાથી તારૂં સારૂં નહિ થાય. તારી મેડીમાં ગધેડાં લોટશે અને તારૂં નિર્વંશ જશે."

આ સાંભળી અલિયોજી બોલ્યા—"ત્યારે કોરીનો કાંઠો તું પણ ઓળંગવા પામીશ નહિ."

આમ સામસામા કલામ નીકળી ગયા. ખુરાનશાહ કોરી નદીને કિનારે આવ્યો અને ત્યાં જ તેણે દમ મૂક્યો. તેને કોરી નદીથી દોઢ ગાઉ દૂર લઇ જઇને ત્યાં દફનાવવામાં આવ્યો. ત્યાં તે આજે ઓલિયા તરીકે પૂજાય છે. અલિયોજી કોરામાં પીર તરીકે પૂજાય છે. અલિયાજીના પાળીઆને લોકો કસુંબો ચડાવે છે.

કોરામાં પીર અલિયાજીના માનમાં કોઇ મકાનના છાપરા પર નળીઆં ચડાવવામાં આવતાં નથી. ઘાસથી છાપરાં છાવામાં આવે છે.

# ફુલ પીર

ફુલપીર જાતે રેલડિયા રાજપૂત હતા. એમનું સ્થાનક નીરોણાની ઉત્તરે નદી-કિનારે છે. બાજુમાં જ ઉત્તર તરફ ફુલપીરના મુરશીદ નૂરૂદ્દીન શાહની કબર છે.

નૂરૂદ્દીન શાહ પ્રથમ તો દિલ્હીના પાદશાહ મહમ્મદશાહના માનકારી અમીર હતા. વિ. સંવત ૧૭૯૫ માં નાદીરશાહ દિલ્હી પર ચડી આવ્યો અને મોટી કત્લેઆમ ચલાવી. આ બનાવ પછી દિલ્હીના પાદશાહ મહમ્મદશાહનો સ્વભાવ એવો શંકાશીલ બની ગયો હતો, કે પોતાના રાજદરબારના અમીરો પ્રત્યે પણ એ અવિશ્વાસુ બની ગયા હતા. ક્યારે કોની જિંદગી જોખમમાં આવી પડે તે કહી શકાય નહિ એવો સમય આવી લાગ્યો હતો. એક વખત કોઈ કારણસર કેટલાક અમીરો તરફ પાદશાહની ખફાદષ્ટિ ઊતરી પડી. જાનની સલામતી ભયમાં આવી પડતાં નારાજ થઇ ગયેલા એ અમીરો હજ કરવાને બહાને દિલ્હીથી નાસી છૂટ્યા અને ભારતમાં જુદા જુદા સ્થળે વેરાઇ ગયા. એ વખતે અમીર નૂરૂદ્દીનશાહ કચ્છના રણને કિનારે આવેલ નીરોણા ગામે આવ્યા અને નદી કિનારે તકિયો લગાવી ખુદાની બંદગીમાં પરોવાઇ ગયા. દિલ્હીનો અમીર ફકીરી વેશમાં દિવસ ગુજારવા લાગ્યો.

આ ફકીરનો પ્રભાવ લોકો માટે એક આકર્ષણ રૂપ બની ગયો. ફુલજી ઠક્કર પણ એના ભક્ત બની ગયા. દુનિયા પ્રત્યે

વૈરાગ્ય જાગૃત થતાં તે નૂરૂદ્દીનશાહના તકિયામાં જ પોતાનો ઘણો સમય ગાળવા લાગ્યા. આ રાજવંશી ફકીરની સેવા કરતાં કરતાં એમના મુરીદ બનવાની ફુલજીની ઇચ્છા થઈ.

ફુલજીનું વેવિશાળ થઇ ગયું હતું. એમનાં કુટુંબીજનોએ વિચાર્યું કે એમને ગૃહસ્થાશ્રમની જાળમાં બાંધી દઇએ તો કદાચ એમની વૈરાગ્ય ભાવના ઓસરી જાય. આ કારણથી ફુલજીનાં લગ્ન નક્કી કરવામાં આવ્યાં અને ઘેર લગ્નની તૈયારીઓ પણ ચાલવા લાગી. ફુલજીએ તો પોતાનાં લગ્નનો સાફ સાફ શબ્દોમાં વિરોધ કર્યો, પણ એમની વાત કોઈ સાંભળે તેમ ન હતું. એમને પરાણે કેસરીઆ વાઘા પહેરાવવામાં આવ્યા અને ધામધૂમથી વરણાગી કાઢવામાં આવી. વરરાજાનો ઘોડો તોરણે આવ્યો, પણ ચોરીમાં બેસવાની તૈયારી વખતે લાગ જોઇને ફુલજી સટકી ગયા અને નૂરૂદ્દીનશાહના તકિયામાં જઇને છુપાઇ ગયા.

ફુલજીનાં કુટુંબીજનોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. નૂરૂદ્દીન શાહને જ મારી નાખવાનો વિચાર કરી, સૌ એ ફકીરના તકીયા તરફ ધસવા લાગ્યા. પરંતુ તેઓ ત્યાં પહોંચે તે પહેલાં જ નૂરૂદ્દીનશાહ અને ફુલજીએ ઉભય ગુરુ–શિષ્યે સમાધિ ધારણ કરી લીધી. એમને પાછા વાળવા આવેલા માણસો નિરાશ થઇ પાછા ફર્યા. આજે પણ ફુલજી પીર 'કેસરીઆ ગોટ' ને નામે ઓળખાય છે. દર વરસે ચૈત્ર માસમાં અહીં મોટો મેળો ભરાય છે.

ફુલજી પીરનો એક મુજાવર સાજનશાહ નામે હતો. એ

સમયમાં કચ્છનાં ગામો ઇજારે આપવામાં આવતાં. નીરોણાનો ઈજારો ભુજના એક લોહાણા કારભારીને આપવામાં આવ્યો હતો.

એક વખત સાજનશાહની બકરીએ એક ખેતરમાં ભેલ કરેલી હોવાથી કારભારીએ સાજનશાહને ચાલીસ કોરી દંડ કર્યો. સાજનશાહે ઘણી આજીજી કરી, પણ કારભારી કોઈ રીતે માને એવો ન હતો. એક બકરીની ભેલ માટે કારભારીનો આ દંડ ઘણો ભારે હતો. પણ સત્તાના બળ આગળ સાજનશાહનું કંઇ ચાલી શકે તેમ ન હોવાથી તેણે દંડની રકમ શેઠને ભરી તો દીધી, પરંતુ આ અન્યાયને લીધે સાજનશાહના અંતર પર લાગેલી ચોટમાંથી એક એવી કચ્છી કવિતાનો જન્મ થયો કે જેથી શેઠના અન્યાયનો ચારે તરફ ડંકો વાગી ગયો. કારભારીના જુલમ માટે તેને શાપ આપવાને બદલે તેને માટે દુઆ માગતા એ ફકીરની કવિતા આમ હતી—

> ઙ્રૅા જો ઉથી પૂજા કરીં, શેઠ સવારો,
> મુરાદવંત મલૂક તેંજો, ધણી સેં ધારો.
> કેસરીઓ સુતો કિભર મેં, ઝલે નધીજો નારો,
> મુજાવર તેંજો મોટી આયો, કેં સુવાલ સવારો.
> પરવા રખેં ન પીરજી, સુરગો થયો આરો,
> ચારી કોરીઉં ચરી જ્યું, અસાંજો ગુનો ન કાં આરો.
> કૈ ખાન ખપી વ્યા, હી આય બનીજો બારો,
> 'સૈયદ' ચય સારો, સદા થીએ મર શેઠ જો.

કોઈએ ખરૂં જ કહ્યું છે કે—

> હેમાળાનાં હેમ, હૈયાં સાધુ સંતનાં,
> અગન લાગે એમ, ગળશે પણ બળશે નહિ.

## મસ્ત સંત ભાકરશાહ

ભાકરશાહ બાવા મૂળ કચ્છ અબડાસામાં આવેલ નાડાપા ગામના વતની હતા. આગળ જતાં તો સમસ્ત કચ્છ એમનુ વતન બની ગયુ હતું. એમનું જીવન એક મસ્ત ફકીર જેવું હતું. એટલે જ ભર્યા ભાદર્યા ભુજ નગરને છોડીને ખારી નદીની સ્મશાન ભૂમિને જ એમણે પોતાનુ આરામ-ધામ બનાવી લીધુ હતું. ત્યાં એક ભેખડમાં એમણે ગુફા કોતરી કાઢી હતી. અહીં આ ગુફાની અંદર એકાંતવાસ સેવવામાં જ એમને આનંદ આવતો. એવી જ એક ગુફા એમણે કરોલ પીરની દરગાહ પાસે તૈયાર કરી હતી. અહીં પણ એક મોટું કબ્રસ્તાન આવેલ છે. આ ગુફાઓ એમને મન મહેલ સમાન હતી.

ભાકરશાહ સાંઇ અવાર નવાર એક કચ્છી સૂત્રનુ રટન કરતા ભુજની બજારમાં નીકળી પડતા. એ સૂત્ર હતું-" કટર જેંજી અખમેં સે પિરિયન કીં પસન ?" અર્થાત્ જેની આંખમાં કણું પડેલું છે તેઓ પ્રિયતમને કેમ દેખી શકે ?

ક્યારેક રોહાના ડુંગર પર પણ એ પોતાનું આસન જમાવીને બેસી જતા. અહીં પણ કેટલાક ચમત્કારો એમને નામે ચડી ગયા છે. એમનું સ્થાનક આ ડુંગર પર આજે પણ જોવામાં આવે છે.

કચ્છનાં પ્રખ્યાત કવયિત્રી રતનબાઈ ભાકરશાહનાં શિષ્યા હતાં. રતનબાઇનું આશ્રમ તેરા ગામની ઉત્તર દિશાએ આવેલ છે. અહીં પણ ભાકરશાહનો ઓટલો જોવામાં આવે છે. ભાકરશાહનાં પાવડી વગેરે યોગ–સાધનો તેમજ એક ભાંગ્યું તૂટ્યું તંબૂર એટલી જ એમની નિશાનીઓ આજે અહીં બાકી છે. આજે આ સ્થાન એક જીર્ણશીર્ણ ખંડેર સમાન બની ગયેલ છે.

ભાકરશાહ પણ કવિ હતા. ઘણી કાફીઓ એમણે રચી હતી. આજે એમાંની ઘણીખરી લુપ્ત થઇ ગઈ છે. એક નમૂનો અત્રે રજુ કરવામાં આવે છે.

### કાફી

તો સેં ધ્યાન લગો ધિલ ધીવાના,
તું મન સમજ સમજ મસતાના.
હમ જો કિસી કે રંગમેં ન જંગમેં, દૂર દૂર કર જાના,
તું મન સમજ સમજ મસતાના.
હીરા ઝવેરાં ધી જોલી ભરલે, લાલ ઝવેરી ધા બાના,
તું મન સમજ સમજ મસતાના.
સતગુરુ કી સેવા કર લે, મિટ જાય માન–ગુમાના,
તું મન સમજ સમજ મસતાના.
બોલે 'ભાકરશા' હેત મેં, ભજી લે સાંઇ કેરા નામા,
તું મન સમજ સમજ મસતાના.

# વિદેશી સંત સ્મિથ સાહેબ

કહાં જાયા કહાં ઊપના, કહાં લડાયા લાડ,
સાજન ઇસ શરીર કા, કહાં ગિરેગા હાડ.

દૂર દૂરના દેશમાં જન્મ ધારણ કરી, કોઈ અન્ય પ્રદેશને જ સેવાનું ધામ બનાવીને એ સેવામાં જ જીવનનું સમર્પણ કરવું એ પણ સંત આત્માનું એક લક્ષણ છે.

શ્રીમાન સ્મિથ સાહેબ પણ એવા જ એક સંત પુરુષ હતા. આંગ્લભૂમિમાં અવતાર ધારણ કરીને કચ્છને પોતાનું વતન બનાવી દેનાર અને કચ્છમાં જ આખરી શ્વાસ લેનાર આ અંગ્રેજ ગૃહસ્થ એકધારી સેવાવૃત્તિથી પોતાના જીવનને ધન્ય બનાવી ગયા છે. એમનું નામ હતું, જોન હ્યુબર્ટ સ્મિથ.

કાળા આદમીના પડછાયાથી પણ અભડાઈ જનાર અંગ્રેજ લોકોની અસલી ખાસિયતથી અલગ રહીને, ધૂળથી ખરડાયલા અને વીંખાયલા વાળવાળા કોઇ મેલા ઘેલા બાળકને બાથમાં લેતા આ ફિરસ્તા જેવા સાહેબને જોઈને કોઇને પણ એમને માટે માન ઉત્પન્ન થયા વિના રહે નહિ. "આત્મવત્ સર્વ ભૂતેષુ" ના મહામંત્રનો પાઠ કરીને નહિ, પરંતુ એ મંત્રને અણીશુદ્ધ જીવનમાં ઉતારીને સ્મિથ સાહેબ કચ્છની જનતાને એક ઉમદા ઉદાહરણ આપી ગયા છે.

સ્મિથ સાહેબનું હૃદય અતિ સુકોમળ હતું. કોઇનું દુઃખ-દારિદ્ર તે જોઇ શકતા નહિ. કોઇની કંગાલિયત એમનાથી

સહન થઇ શકતી નહિ. ગરીબાઇને જોતાં એમનું દિલ દ્રવી ઊઠતું. આ ગરીબાઇને કોઈ વ્યક્તિઓમાંથી જ નહિ પણ આખા કચ્છમાંથી દૂર કરીને કચ્છી પ્રજાને ઊંચે લાવવાની એમની તમન્ના હતી. એટલા માટે જ એ લગભગ આખા કચ્છમાં પોતાની મોટર ફેરવતા રહીને જ્યાં જ્યાં દુઃખ–દારિદ્ય દેખાતાં ત્યાં ત્યાંથી તેમને હાંકી કાઢવાના પ્રયાસમાં મંડ્યા રહેતા.

ભુજમાં એમણે એક પી. પી. આર. એફ. અર્થાત્ 'પુઅર પીપલ રિલીફ ફંડ' નામની સંસ્થા સ્થાપી હતી. ગરીબોને. રોજી અને રોટી આપીને એમને ટેકારૂપ થવાની આ સંસ્થાની યોજના હતી. આ સંસ્થાને વિકસાવવાની અને એની શાખાઓ ચારે શહેરમાં ખોલવાની એમની અભિલાષા હતી. પરંતુ એ અભિલાષા પૂર્ણ થયા પહેલાં જ કુદરતે એમને ખેંચી લીધા.

મહારાઓશ્રી ખેંગારજી ત્રીજા જેમ પશુઓના પરીક્ષક હતા તેમ માનવ–પરીક્ષક પણ હતા. લંડનની એક મુલાકાત દરમિયાન શ્રી સ્મિથ સાહેબ એમની નજરમાં વસી ગયા અને પાટવી કુંવર માધુભા સાહેબને વિદ્યાભ્યાસ કરાવવા માટે શ્રી ખેંગારજી બાવા એમને કચ્છમાં ખેંચી લાવ્યા. અને ત્યારથી જ સ્મિથ સાહેબ એક 'કચ્છી માડુ' જેવા બની ગયા.

શ્રી માધુભા સાહેબના શિક્ષણનો અભ્યાસ ક્રમ પૂર્ણ થતાં કચ્છના રાજકુમારોના સંસ્કાર-શિક્ષક તરીકે એમણે વરસો સુધી કામ કર્યું.

સન ૧૯૪૨ માં મહારાઓશ્રી ખેંગારજીનું અવસાન થતાં પાટવી કુમાર માધુભા ઉર્ફે વિજયરાજજી બાવા કચ્છની રાજ્ય ગાદી પર આવ્યા. સ્મિથ સાહેબને માટે એમને ખૂબ જ સદ્-

ભાવ હતો. વિદ્યાગુરુ તરીકેનું એમનું સ્થાન મહારાઓશ્રીના હૃદયમાં જીવનભર કાયમ રહ્યું હતું. સ્મિથ સાહેબના શિક્ષણ પ્રેમને એ બરાબર પિછાણતા હોવાથી એમણે વિચાર્યું, કે જો સાહેબને કેળવણી ખાતાના અધિકારી તરીકે નિયુક્ત કરવામાં આવે તો કચ્છમાં કેળવણીનો સારો વિકાસ થઇ શકે. આ દૃષ્ટિએ એમણે "ડાયરેકટર ઓફ એજ્યુકેશન" તરીકે સ્મિથ સાહેબની નીમણુક કરી.

સ્મિથ સાહેબ વિદ્યાવિલાસી અને કેળવણી પ્રેમી હોવાથી કેળવણી ખાતાના વડા તરીકે કચ્છમાં કેળવણીનો વિકાસ સાધવા એમણે ખૂબ પ્રયત્નો કર્યા. એમના વખતમાં ઘણી નવી શાળાઓ ખોલવામાં આવી, અને ઘણી ખાનગી સંસ્થાઓને સરકાર માન્ય મનાવવામાં આવી. રાજ્યના કેળવણી ખાતામાં જોડાવા માટે ખાનગી સંસ્થાના સંચાલકોને જે ભય હતો તે સ્મિથ સાહેબે દૂર કર્યો. કેળવણી ખાતું પવિત્ર અને સેવાભાવી બની રહે એ જ એમનું ધ્યેય હતું. આ દિશામાં ખૂબ પ્રયત્નો કરીને એમણે કચ્છના કેળવણી ખાતાને ઊંચે આણ્યું હતું.

સ્મિથ સાહેબના દરમાયાનું પ્રમાણ હજારેક રૂપિયા જેટલું મોટું હતું. અને એ પોતે એકલા હોવાથી એમના જીવનની જરૂરિયાતો થોડી હતી. એમનો આખો પગાર એ ગરીબોને દાન આપવામાં થોડા દિવસોમાં જ ખરચી નાખતા. મહિનાના આખરી દિવસોમાં એમના હાથ લગભગ ખાલી જ રહેતા.

એમના સૌજન્યનો અને એમના સાધુ-સ્વભાવનો કેટલીક વાર ગેર ઉપયોગ પણ થતો પણ સાહેબને તેની દરકાર ન હતી. એ તો કબીર સાહેબનાં વચનોમાં જ માનતા કે-

જબ લગ તેરી દેહ હૈ, દેય દેય અરૂ દેય,
દેહ ખેહ હો જાયગી ફિર કૌન કહેગો દેય.

સ્મિથ સાહેબને ભૂસ્તર વિદ્યાનો ભારે શોખ હતો. કચ્છના ખનીજોની શોધમાં મોટર લઇને એ દૂરદૂરના સ્થળે નીકળી પડતા. એમના બંગલામાં એમણે કચ્છના જાતજાતના પથ્થર અને ખનીજ પદાર્થોનું એક સંગ્રહસ્થાન જ રચેલું હતું. કેળવણી ખાતાના વડા તરીકે એમના ડેપ્યુટીઓ શ્રી જુગલભાઈ તથા કારાણીને એમણે ખાસ સૂચના આપેલી કે કચ્છના પ્રવાસ વખતે જ્યાં જ્યાં જે કોઈ નવી જાતના પથ્થર કે ખનીજ પદાર્થો જોવામાં આવે ત્યાં ત્યાંથી તે એકત્ર કરીને લઇ આવવા ચૂકવું નહિ. કચ્છના ખનીજ તત્ત્વો વિષે એમણે અનેક જાતની અવનવી માહિતી એકત્ર કરી હતી.

કચ્છના ટાઢ-તડકાની કે પોતાની વૃદ્ધાવસ્થાની એમણે કદી દરકાર કરી ન હતી. સેવાના જ એક મહામંત્રનું એમનું રટન હતું. અને જીવનના અંત સુધી એમણે એ મંત્રને પોતાના જીવનના ધ્યેય તરીકે સિદ્ધ કરી બતાવ્યું હતું. સને ૧૯૪૬ ના જાન્યુઆરી માસની ૨૩ મી તારીખે થોડા દિવસની બીમારીથી આ સંત આત્માનું અવસાન થયુ. એમના અવસાનથી ભુજની ઘરડી ડોશીઓ અને ગરીબ જનતા પોકેપોક મૂકીને રડી ઊઠી હતી. એ દિવસે કચ્છની ગરીબ જનતાએ પોતાનો સાચો સ્વજન ગુમાવ્યો હતો.

એમની દફનક્રિયા ભુજમાં પ્રોટેસ્ટંટ ચર્ચમાં રાજકુટુંબના સભ્યો અને રાજ્યના વડા અધિકારીઓની હાજરી વચ્ચે કરવામાં આવી હતી. આ વખતે એમને અંતિમ મિલિટરી માન

આપવામાં આવ્યુ હતું. એમની અમૂલ્ય સેવાઓને કચ્છમાં ઠેર ઠેર અંજલિ આપવામાં આવી હતી.

આ સેવાભાવી વિદેશની સંતની કબર ઉપર નીચેના શબ્દો કોતરવામા આવ્યા છે.

જોહન હ્યુબર્ટ સ્મિથ

જન્મ : ૯-૪-૧૮૭૨, મૃત્યુ : ૨૩-૧-૪૬

કચ્છમાં ૧૯૦૧ થી ૪૬

Friend of Kutch

સ્મિથ સાહેબના સેવામય જીવનનો પરિચય આપતું એક કાવ્ય અત્રે આપવામાં આવે છે—

## જીવતો દીઠો

રોશો મા બંધુઓ, રોશો મા બેનડી,
મેં તો સાહેબને જીવતો દીઠો;
રોશો મા મેડિયુ, રોશો મા ઝૂંપડિયુ,
મેં તો સાહેબને જીવતો દીઠો.
ભુજ નગરીની શેરીએ શેરીએ,
દાણા વહેંચતો ફરતો દીઠો;
એકલડી રાંડીને આંગણુ આવીને,
વહાલ ભરી વાતડી કરતો દીઠો. મેં તો૦
નાના બાલુડાંને હેતે હૂલાવતો,
'મંકી' કહેતો મલકાતો દીઠો;
નાનકડે માથડે ટોપલો પહેરાવતો,
ટાપલાં મારતો જાતો દીઠો. મેં તો૦

ટાઢ-તાપ ઝીલતો, ગામગામ ઘૂમતો,
ભોળા ગામડીયાથી ભળતો દીઠો;
અંતરમાં કરુણા કોમળતા અનંત ભરી,
દુઃખીયાનાં દુઃખ દેખી રડતો દીઠો. મેં તો૦

ડોળ ને દમામ નહિ, નામે આરામ નહિ,
દેહ તણા દર્દ સાથ લડતો દીઠો;
આયુષના અંત લગી સંત સ્મિથ સાહેબને,
માનવ-સેવાના મંત્ર રટતો દીઠો. મેં તો૦

મોડેરી રાતમાં કાગળોની સાથમાં,
આંખો ઉજાગરે ભરતો દીઠો;
આંટીઘૂંટીના રાજકાજ તણા કામમાં,
ખોપરીને ખોખરી કરતો દીઠો. મેં તો૦

આથમતી ઉમ્મરે ઊગતા જુવાન જેમ,
કચ્છડાને કાજ કમર કસતો દીઠો;
માનતા ન હો તો ભલે હાલો બતાવું,
મહારાવશ્રીના હૈયામાં હસતો દીઠો. મેં તો૦

રોશો મા બંધુઓ, રોશો મા બેનડી,
મેં તો સાહેબને જીવતો દીઠો,
રોશો મા બાલુડા, રોશોમા બેટડા,
મેં તો સાહેબને જીવતો દીઠો.* મેં તો૦

—દુલેરાય કારાણી

* આ કાવ્યના શરુઆતના શબ્દો કવિશ્રી દુલાભાઇ કાગની એક કૃતિ પરથી થોડા ફેરફાર સાથે લેવામાં આવેલ છે.

# બ્રહ્મર્ષિ પ્રભાકર

બ્રહ્મર્ષિ પ્રભાકર પ્રધાન શર્મા કચ્છ મોથાળાના રહીશ હતા. પોતે સાહિત્ય પ્રેમી અને કવિ હોવાથી સાહિત્યના ક્ષેત્રમાં એમણે સારી નામના મેળવી હતી. એમની વાણી જેવી મીઠી હતી તેવી જ એમની કવિતાઓ પણ છે. આ બ્રહ્મર્ષિ મહાત્મા કોઇ એક ઠેકાણે બેસી રહેતા નહિ. 'બહતા પાની નિર્મલા' ના સૂત્ર અનુસાર તે ઠેકઠેકાણે લોકોને ઉપદેશ આપતા ફર્યા કરતા. એમની ઘણી કૃત્તિઓ પ્રસિદ્ધ છે. 'સ્વર્ગ સોપાન,' 'બ્રહ્મર્ષિ બારાક્ષરી,' 'બ્રહ્મર્ષિ ભજનામૃત,' 'બ્રહ્મર્ષિ કચ્છી પદાવલિ,' 'પતિવ્રતા સ્ત્રીઓ,' 'મોક્ષમંદિર' એમાં મુખ્ય છે. છેલ્લું મોક્ષમંદિર લખ્યા પછી પોતે પણ મોક્ષને પામ્યા. એમનું એક પદ અહીં આપવામાં આવે છે–

રાગ–આશા

દો દિન કે મિજબાન, પ્રભાકર દો દિન કે મિજબાન,
કાહે કરત ગુમાન, પ્રભાકર દો દિન કે મિજબાન.
માંધાતા નૃપ સહસ સિધારે, સાર્વભૌમ ગુનખાન,
રાવણ કુંભકર્ણ ઇત્યાદિ, બાણાસુર બલવાન,

ખડે રાવ-રાણે યહાં રમ ગયે, ખાનદાન સુલતાન,
બાત અલૌકિક દેખહું પ્યારે, ફના હોયગી જાન.
વ્યાસ વાલ્મિક વશિષ્ઠ આદિ, રહે નહીં વિદ્વાન,
કાલ કાહુકો કબહુ ન છાંડત, કહા રંક રાજાન.
ભવ સંભવ નાના વૈભવ કો, મૃગવારિ અનુમાન,
દશ્ય માત્ર સબ જાનહુ પ્યારે, સ્વપ્ન વિલાસ સમાન.
પંચભૂત કે પ્રણિત દેહ કો, અનિત્ય તું પહિચાન,
માત પિતા સુત ભ્રાતા ભગિનિ, સ્વાર્થ સમન્વિત જાન.
સમદૃષ્ટિ સૃષ્ટિ મેં સજહું, છાંડી માન અપમાન,
અહં બ્રહ્માસ્મિ અનુભવ કે, ધરહું બ્રહ્મ કો ધ્યાન.
નિગમાગમ કે તત્ત્વ નિચોરી, પાવહું પદ નિરવાન,
બ્રહ્મઋષિ મહારાજ 'પ્રભાકર,' ભજહું સદા ભગવાન.

## સ્વામી સુખાનંદજી

પાની તો બહતા ભલા, પડા ગંધીલા હોય;
સાધુ તો ચલતા ભલા, ડાઘ ન લાગે કોય.

—કબીર

માંડવી બંદરના સોના વાલા નાકા બહાર નવા વાસના રસ્તા ઉપર ભાનુશાલીના દ્વારા સામે આવેલ સુખનાથનું વિશાળ ધામ આજે પણ જેની યાદ તાજી કરી આપે છે, એ બ્રહ્મનિષ્ઠ સ્વામી સુખાનંદજી કોણ હતા, ક્યાંના હતા એ પ્રશ્નો અણઉકેલ્યા જ રહેલ છે.

ફરતા રામ જેવા સ્વામી સુખાનંદજી વહેતા પાણીની પેઠે જ અહીં આવી ચડેલા. સ્વામીજી મહાકાળીના મહાન ભક્ત હતા. એમનું આશ્રમ જોતાં જ એમનાં સેવાકાર્યો અને એમની શક્તિ-ભક્તિનું ભાન થાય છે. દેવી મહાકાળીના પૂજન-અર્ચનમાં જ એ રાત-દિન મસ્ત રહેતા. એમનો ઘણોખરો સમય મહાકાળીની ઉપાસનામાં જ વ્યતીત થઈ જતો. આવશ્યક કાર્યો સિવાય એ ભાગ્યે જ પોતાની ગુફામાંથી બહાર નીકળતા. એમના આ ભક્તિ ભાવથી માંડવીમાં એમના ભક્તોની સંખ્યા દિન પર દિન વધતી ચાલી હતી.

એમની પાછળ મહાકાળીની ઉપાસનાનું કાર્ય કોઇ કરી શકે તેમ ન હોવાથી ભોંયરામાંની મહાકાળી દેવીની મૂર્તિ સમક્ષ એક દીવાલ ચણાવી લેવામાં આવી છે. એમની સાધના અને ઉપાસનાનું સ્થાન ભોંયરામાં કાયમ રાખવામાં આવેલ છે. ભોંયરૂં અંધકારમય છે. દીવાબત્તી વગર તેમાં જઇ શકાય તેમ નથી.

ગુફા ઉપર ઊંચા પડથાળે એક રંગ મંડપ બાંધીને તેમાં મહામાયા ચંડીની સ્થાપના કરવામાં આવેલ છે. અહીંથી ગુફામાં જવા માટે એક બારી રાખેલ છે. સ્વામીજી ગુફામાંથી બહાર આવે ત્યારે બારીની બાજુમાં એમના બેસવા માટે એક ઓટલો પણ છે.

ચંડી–મંદિરના ચોકમાં એક શિખરબંધ શિવાલય પણ સ્વામીજીએ બંધાવેલ છે. એ ઉપરાંત ભોજનશાળા, ગૌશાળા, અતિથિગૃહ, સાધુ–સંતોને ઉતરવા માટેનાં મકાનો તેમજ નાહવા ધોવા માટે એક કૂવો વગેરે વ્યવસ્થિત રીતે સ્વામી-જીએ તૈયાર કરાવેલ છે.

આશ્રમના ચોકમાં લીમડા નીચે એક ઓટલો છે, ઓટલા પર શિવલિંગ છે. સામે જ નંદીની સ્થાપના કરવામાં આવેલ છે.

સ્વામીજી પાછળ એમના એક શિષ્ય પણ હતા. એમની હયાતી દરમિયાન આશ્રમનો વહીવટ એમણે સારી રીતે ચલાવ્યો હતો. ત્યાર બાદ આશ્રમ પડી ભાંગ્યા જેવું બની ગયું.

સ્વામીજી અને એમના શિષ્યનાં સમાધિ-મંદિરો શિવાલયની ઉત્તરે પડથાળ પર આવેલ છે.

ગુરુ-શિષ્યના અવસાન બાદ આશ્રમનો વહીવટ માંડવીના મહાધિપતિ શ્રી રિદ્ધગિરિજી મહારાજને સોંપવામાં આવેલ, આજે પણ એમની પેઢી એનો વહીવટ ચલાવે છે.

હાલમાં અહીં ભાનુશાળી સેવા સમાજનું છાત્રાલય ચાલી રહેલ છે.

# સંતોની વાણી

## મૂંડિયા સ્વામી

મૂંડિયા સ્વામીનું નામ કચ્છમાં મશહૂર છે. એમનું જીવન વૃત્તાંત કચ્છના 'સંતો અને કવિઓ' પ્રથમ ભાગમાં આપવામાં આવેલ છે. પિતાનું નામ કાશીરામ અને માતાનું નામ પાનબાઈ હતું. સંવત ૧૯૦૮ના ભાદરવા સુદિ ૧૫ સોમવાર એમનો જન્મ દિવસ. સંત હતા, કવિ પણ હતા. 'મન પ્રબોધ ભજનાવળી' નામે એમનાં ભજનોનું પુસ્તક એમના ભક્ત છગનલાલ જાદવજી ગાંધી તરફથી પ્રકટ થયેલ છે. એમની વાણીની થોડી પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

### વા વ ણિ યા

રાગ—ભોજા ભગતના ચાબખાનો

બેલીડા! ઊઠો ઉતાવળા થઈ,<br>
વાવણિયા જોડો ખેતરમાં જઈ.<br>
કરણીના કણ તમે લેજો મોંઘેરા, તન મન નાણાં દઈ;<br>
ધરમ-કરમના ધોરી જોડી, વાવો અનુભવ ઓરણી લઈ. બે૦<br>
અમર નામની ઓળું પાડો, કરો સુરતા સેઢા પર સઈ;<br>
વાંક અંતરનો કાઢો વિવેકથી, ખોટનું ખાતું નહીં. બે૦

અનલેના અંકુર ઊગ્યા ખેતરમાં, ધીરજને ઢૂંકડો વઇ;
કૂડ કપટનાં કાઢો પારેવડાં, મન રખવાળે રઇ. ખે૦
પ્રેમના પોંખીયા લણજો પ્રીતેથી, ખબર ધણીને દઇ;
'દાસ દયો' કે એમ કીધી કમાઇ, તેની ભવની ભાવટ ગઇ. ખે૦

રાગ એજ

ખેલીડા! આવી મોસમને જાણ,
વાવ્યા વિના આવે ખેતીમાં હાણ.

સ્નેહની વાદળી વરસે વિચારથી, વૈરાગની વીજને વખાણ;
અનગળ મેઘ તો ઊઠ્યા અંતરમાં, મનનું કરી મંડાણ. ખે૦

શીલ સરોવર સુરતા સરિતામાં, પ્રેમનું પૂર પરમાણ;
લોઢ લગનના ઊઠે અતીશે, વરસે એમ વરસાણ. ખે૦

ધરમ ધરામાં કરવા વાવણીયા, કણ કરણીના આણ;
પ્રેમ પડામાં પોંખો પ્રીતેથી, ઉમંગે થાય ઊગાણ. ખે૦

દયા દાતરડી ખંતનો ખરપો, રે'મનું રાખી રખાણ;
ભેદ ભ્રાંતિનાં કાઢો ભરંઠીયાં, નુરતે કરો નિંદાણ. ખે૦

એમ મોસમ લેજો લગનથી. ભાવથી કરો ભેલાણ;
'દાસ દયો' કે' પ્રભુ નામ નરભેની, ખાંતે ભરજો ખાણ. ખે૦

રાગ એજ

મૂરખ મન મેલ અંતર આંટી,
સંસારમાં ખેલ જાને ખાટી.

કરમ ભરમનાં કાઢીને કોકડાં, મોરે ચાલજે માટી;
શીલ સમશેર લઇ ચાલો સમરમાં, કાળ નાખો કાટી. મૂરખ

બુદ્ધિનાં બખતર ઢાલ ધીરજની, પ્રેમની લ્યો પાટી;
કામ-ક્રોધને મારી હટાવો તોડો, આવાગમન ઘાટી. મૂરખ૦
કાયર નરનું કામ નથી, રમે શૂરા તે શિર સાટી;
માથું મેલીને ચડે મેદાને, તોડે તૃષ્ણાની ત્રાટી. મૂરખ૦
નિરભે નામના ચડાવો વાવટા, વેરી નાખોને વાટી;
'દાસ દયો' કે' કોઇ આડું ન આવે, ફૂંકે જાય ફાટી. મૂરખ૦

રાગ એજ

મન તું હાલસ મોંઘેરો થઇ,
ઘર તારૂં ગયુ ને ઓસરી રઈ.
આતમ-સાધન આવડ્યું નહિ ને, વળગ્યો વિષયમાં જઈ;
સાધુ પુરુષનો સંગ ન કીધો, પછી સુળગી મૂડી ગઇ. મન૦
અસતમાં સુઓ જઈ અથડાણો, સતમાં સમજ્યો નહિ;
કહ્યા વચનમાં કાન ન માંડે, રીયો કુબુદ્ધિમાં કાન દઈ. મન૦
પરમારથમાં પાછો પડે ને, સ્વારથમાં તો સહી;
અવિદ્યામાં રીયો ફરે ચોરાશી, જેમ ગાડાનું પઈ. મન૦
વારે વારે તને શુ સમજાવું, માની લે અંતરમાં સઈ;
'દાસ દયો' કે' તમે રાખો રદામાં, આતમ અનુભવ લઈ. મન૦

રાગ એજ

દુનિયા દુઃખમાં ગઇ ડૂલી,
હરિનું નામ ગયો ભૂલી.
માયાના મદમાં ફરે મસ્તાનો, ને મનમાં રીયો છે ફૂલી;
આવ્યા અવસરને જાણ્યો નહિ, પછી રત ગઇ છે ઊલી. દુ૦

ગર્ભવાસમાં જઇ ગૂંથાણો, અધવચ રેતો ઝૂલી;
કોલ કરાર તો અળગા કીધા, પછી આખર ગયો ફૂલી. દુ૦
સુત વિત દારા સગાં સ્વારથનાં, અંતે ધુવર ધૂલી;
મનખા દેહનો મરમ ન જાણ્યો, તારી આંખડી ના ખૂલી. દુ૦
માન શિખામણ મૂરખ મનવા, અવસર લેને તૂલી;
'દાસ દયો' કે' મન ભજો ભૂધરને, અંતે ભક્તિ કબૂલી. દુ૦

રાગ પ્રભાત

ભોર સમે ભવતારણ ભોળો,
પૂજો પ્રેમ કરીને રે.
વાઘાંબર પીતાંબર છાજે, બેઠા ધ્યાન ધરીને રે;
દેખત એસો રૂપ મનોહર, કાળ રહે છે ડરીને રે. ભોર૦
ભાલ તિલક કેસરનું કીધું, અંગે ભભૂત ભરીને રે;
ભાવ સહિત સૌ ભજો ભોળાને, નાવે જનમ ફરીને રે. ભોર૦
સેવક સારૂ વૃષભ ચડીને, જઈ દળે છે અરિને રે;
'દાસ દયા' પર દયા કરો તો, પોચે ચરણ હરિને રે. ભોર૦

રાગ એજ

પ્રાત સમે ગુણ ગાઈએ ગુરુના,
આનંદ ઉરમાં આણી રે.
ગરુ વિના શુદ્ધ જ્ઞાન ન આવે, નિરલે ન થાય પ્રાણી રે;
સંશય શોક કલપના મન કી, ગુરુ વિના દુઃખ ખાણી રે. પ્રાત૦
ગુરુ મળે તો ત્રિવિધી ટાળે, સત અસત લે જાણી રે;
વિવેક વિચારનું રૂપ બતાવે, ટળે ચોરાશીની ઘાણી રે. પ્રાત૦
શીલ સંતોષને સેજમાં વરતી, દાણ ન માગે દાણી રે;
'દાસ દયાનંદ' બ્રહ્માનંદ ભરોસે, પદ બોલે નિરવાણી રે. પ્રાત૦

## વેરણ વાંસલડી

રાસ

સખી વાલમે ગ્રેહની વગાડી રે, વેરણ વાંસલડી;
મારા તનડા માં તાળી લગાડી રે, વેરણ વાંસલડી.
મને ઘરનાં તે કામ નવ ગમે રે, વેરણ વાંસલડી;
મારૂં મનડું મોહનમાં રમે રે, વેરણ વાંસલડી.
ભાન ભૂલી ફરૂં મદ માતી રે, વેરણ વાંસલડી;
મારા વહાલાથી રહું રંગ રાતી રે, વેરણ વાંસલડી.
મને ઘરનાં તે સૌ સમજાવે રે, વેરણ વાંસલડી;
મારા વા'લા વિના અનડા ન ભાવે રે, વેરણ વાંસલડી.
હું તો હરિના હેતમાં હેરાણી રે, વેરણ વાંસલડી;
મારી સેજમાં સુરતિ ઠેરાણી રે, વેરણ વાંસલડી.
મારૂં મન મોહનમાં લોભાણું રે, વેરણ વાંસલડી;
હવે જગના વહેવાર નવ જાણું રે, વેરણ વાંસલડી.
મને ગ્રેહમાં વિહ્વળ કીધી રે, વેરણ વાંસલડી;
મેં તો વાત વિઠ્ઠલની લીધી રે, વેરણ વાંસલડી.
એમ હેતે હરજીમાં મન ધાવે રે, વેરણ વાંસલડી;
તેના 'દાસ દયો' ગુણ ગાવે રે, વેરણ વાંસલડી.

## સત્સંગ

રાસ—તમે નામ નારાયણનું રે લેતાં ડરશો મા-એ રાગ

સત સંગમાં જાતાં રે, મોળું મન કરશો મા;
ગુણ ગોવિંદના ગાતાં રે, જગતથી ડરશો મા.
હરિજન તે હરિને રે, અંતરમાં વહાલાં છે;
દુરીજનીયાં ડરીને રે, કુબુધિયાં કાલાં છે.

પ્રભુ ભક્તોનો ભેરૂ રે, વહેલી વાર તે કરશે;
લાલ લગનમાં હેરૂ રે, નેણેથી નિરખી ઠરશે.
પ્રીત પૂરવની જામી રે, આનંદ સુખ આવે છે;
'દાસ દયા' નો સ્વામી રે, દેખી સુખ પાવે છે.

રાગ એજ

મારૂં મનડું હેરાણું રે, મોહનના મટકા માં;
ચિત્ત ચરણે ચોરાણું રે, લાલનના લટકા માં.
જોઇ શામ સુરતને રે, અંતરમાં ફૂલી છું;
પ્રભુ પ્રેમે નિહાળી રે, જગત ભાન ભૂલી છું.
હવે પીયર પનોતી રે, ચાલું હદ મેલીને;
નાથ નેણેથી જોતી રે, આનંદ ઉર ખેલીને.
હવે અળગા ન મેલું રે, સુરતમાં રાખું છું;
'દાસ દયા' ના નાથને રે, ભાવેથી ઉર ભાખું છું.

મન

ઢાળ—અખા ભગતનો

મનજી ભાઇનું મોટું જોર, તેનું ભમાડયું નાવે ઠોર,
જો તેને સમજાવા જાય, ઉલટી ભેળી થાય બલાય.
એક હોય ત્યાં બીજી કરે, જેમ ભૂતનો ભડકો ફરે,
દાસ દયો કોઇ શૂરો હોય, સતગુરુ વચને નાખે ખોય.
મન તો જાણો મોટું ભૂત, આવી વળગ્યો જમનો દૂત,
વળગ્યો તો અળગો નવ થાય, મહીંથી મૂળ સમૂળાં ખાય.
હાણુ-લાભમાં મોટો ભૂપ, લઇ ઉતારે ઊંડે કૂપ,
'દાસ દયો' કે' જો ડાકલિયો મળે, તો તે ભૂત અળગું ટળે.

મુંઝાય મન તો નાવે ઠોર, જેમ ફરે હારાયું ઢોર,
એક મેલે ને બીજી લીયે, નાવે હાથ તો લોહી જ પીયે.
આપ મરે બીજાને મારે, ઉલટી આગ અંતરમાં જારે,
'દાસ દયો' જો મળે સુજાણુ, તો મનજીની મંડાય કાણુ.

### લોભ

જબ આવે અંતરમાં લોભ, એ જ પમાડે મનને ક્ષોભ,
કરે કૂડ ને ખોજે ધન, તેમ ઠેકાણે નાવે મન.
સાહસ ચોરીનો ધંધો કરે, એમ કરીને પેટ જ ભરે,
'દાસ દયો' એ પાપનુ મૂળ, પ્રભુ ભજ્યા વિણ મોટું શૂળ.

### સાખી

સાચો મિલબો સ્નેહ કો, સ્નેહ બિના નહિ નેહ,
નેહ પ્રેમ બિન વર્જ્ય હૈ, પ્રેમ મિલે બિન દેહ.
મનવા દષ્ટિ ચકોર કી, અવર દૂસરી નાય,
ચંદ્ર બિના દેખે નહીં, ઉલટ સુલટ હો જાય.
મનવા દોરી બાંધીયે, જ્યુ નટવા કી દોર,
ઉંચો ચડે ચૂકે નહીં, સુરત સેન કી ઓર.
મનવા મસ્તી છોડ દે, કર લે અપનો કામ,
દિલભર દયાનંદ તું, અંતર કર આરામ.
મનવા દોરી ગગન મેં, બાંધે વિરલા શૂર,
ચડે અકાશે સ્હેજ મેં, જ્યાં હૈ અનહદ નૂર.
સ્હેજ મિલાવા સ્નેહ કા, દેખ ત્રિવેણી તીર,
અનહદ નાદે દેખિયા, ગેબી ગુણ ગંભીર.

ગેબી બોલે ગેબમાં, જ્યાં અધો ઉરધ કો ખેલ,
મકરી દોર લગાય કે, ચડે શૂર સૌ પ્હેલ.
શૂરા પૂરા સાધ હૈ, ચોધારા ગુણ જાણ,
ચડે અલંગી સૂરમા, જ્યાં હૈ પદ નિરવાણ.
દેખો બાજી અલખ કી ખલક ન જાણે કોય,
જાણે ગુરુ કા બાલકા, સ્હેજ મિલાવા હોય.
સોહં સમાણા સૂન મેં, જાને વિરલા સંત,
'દાસ દયો' દિલ દેખિયે, અટલ અભંગી તંત.

## કચ્છી બ્હેત

આશક સચ્ચા અલફ જા, ખપી થયા વેઆ ખાક,
મશુક જી મહોબત મેં, સૂરા થીંતા છાક,
જિગર જિનીજા પાક, ઊ આધેસી અગે હુવા.

અલિફ અર્થાત્ ૐકારના સાચા પ્રેમી એમાં જ ખપીને ખાક થઇ જાય છે. માશુકની મહોબ્બતમાં એ મસ્ત બને છે, પવિત્ર હૃદયના એ યોગી ભૂતકાળમાં થઇ ગયા.

ધુએ ધૂણી ધ્યાન જી, આસ અંગીઠી જાર,
ગુસ્સો કરીં હરામ ને, મન મોથાજી માર,
કામલ મન કરાર, ઇ આધેસી અગે હુવા.

જેની ધ્યાનની ધૂણી ધખતી રહે છે, આશાને તો જેણે અંગીઠીમાં બાળી નાખી છે, જે મહાપુરુષોનાં મન મજબૂત રહે, એવા યોગી ભૂતકાળમાં હતા.

મરી મિટ્ટી થઇ વેઆ, સચ્ચા સામંત સૂર,
કુફ્ર કે કટાર સેં, મારે કરીએં દૂર,
હક મેં રે હજૂર, ઇ આધેસી અગે હુવા.

સાચા શૂરવીર જે મરીને ખાક થઈ ગયા, અધર્મને મારીને જેણે દૂર કરેલ અને હકમાં જે હાજર રહે એવા યોગી તો ભૂતકાળમાં હતા.

સાધ સુહાગી સૂરમાં, ભજન જા ભંડાર,
આશક માશુક મોજ મેં, અઠે પૅાર ગુલજાર,
માલક જે મધાર, ઈ આધેસી અગે હુવા.

ભજનના ભંડાર એવા શૂરા સંતો પ્રેમીઓની મોજમાં આઠે પ્રહર તલ્લીન અને પરમાત્મા જ જેનો આધાર એવા યોગી ભૂતકાળમાં હતા.

## રવિ સાહેબ

રાગ—સખી સાંભળને કહું એક વાતડી

સખી આજ અમારે આંગણે, રમે ચૌદ ભુવનનો સ્વામી રે;
સખી જેણે ગોકુલમાં લીલા કરી, હું તો પૂરણ પદવી પામી રે.
સખી જોગી મુનિ જોતા ફરે, નાવે ઋષિ તપસીને ધ્યાને રે;
સખી ઘટઘટ પરગટ રમી રહ્યા, મહાવાયક નિશાની રે.
સખી ગોદાવરીમાં મંજન કિયા, હું તો ત્રિવેણીમાં નાહી રે;
સખી દાન ને પુન મેં અતિ કર્યા, નિરખવા ત્રિલોવન રાઈ રે.
સખી ગોકુલ જોયુ જોઇ દ્વારકા, જોયા જગન્નાથ ને કાશી રે;
સખી અણજાણે ઘણી આથડી, હવે પ્રીતમ વસે મારી પાસે રે.
સખી કંઠે હીરો ને હાલું ગોતતી, મને મનમાં મોરમ મલીયા રે;
સખી ભાણુ ચરણુ 'રવિ' બોલીયા, મારા ભવના ફેરા ટલીયા રે.

## સબ કું ખાવે

હમ સર્વંગી સબ કું ખાવે, સબ ખાવે ને બહાર ન આવે,
શાંડ બી ખાવે માંડ બી ખાવે, નિરખ પરખ કિયા નેહા;
અધર નિશાના ઉપર આસન, મન કું માર ખાઈ બેઠા.
રૂપ રંગ સકલ હી ચપેટા, ખાયા સબ સંસારા;
જ્ઞાન ધ્યાન ઔર જોગ અધ્યાતમ, પેટ પચાઈ રહ્યા ન્યારા.
ખટશાસ્ત્ર વ્યાકરણ ઔર વાણી, અષ્ટ સિદ્ધ નવનિધિ ખાઈ;
પંચ તત્ત્વ તીન ગુન ખાયા, રહું નિરાળા જગ માંહી.
જડ ઈશ્વરી શોધ નિજ ખાઈ, નખશિખ ગલ્યા 'રવિદાસા';
નામ રૂપ ખાઈ લે ટાલ્યા, રહ્યા અખંડ રૂપ પરકાશા.

## પ્યાલો

પ્યાલો મેં પીધો રે, લીધો લગન કરી;
પરિબ્રહ્મ ભાળ્યા રે, અદ્વૈત સુભર ભરી.

સદ્‌ગુરુ મુખે શ્રવણ રસ રેડ્યો, ચોંટ્યો રદિયા માંય,
સાંધે સાંધે એ રસ સંચરિયો, ઉન્મુન રહ્યો ઠેરાય;
સુરતા સ્હેજે સુન થઈ રે, ઉતરે નાંહી ફરી. પ્યાલો૦

કામ ક્રોધ મદ નહિ માયા, આવરણ પામ્યા અસ્ત,
નવ પંદર અભ્યાસ અંતરથી, મટી ગઈ પીડ સમસ્ત;
નજરે નાવે રે, દૂજો કોઈ વિના હરી. પ્યાલો૦

ગૂંગે સાકર ગળી ગળામાં, સમજ સમજ મુસકાય,
'રવિરામ' રસ કહે કોન સે, વસ્તુ વિણ જિહ્‌વાય;
ઘટોઘટ બોલે રે, સ્વાંગ અનેક ધરી, પ્યાલો૦

રાગ એ જ

ઓરા હરી આવો રે, આગળ નજર તણી;
નિશદિન નિરખું રે, શોભા સરસ બની.

મારા સમ મારા સમ વહાલા, અમથી અળગા મ જાવ,
તમ વિણુ રંગીલા રસીક વર, લીજે કુણુ સે લાવ;
વિઠ્ઠલ અમને રે, નેહની દાઝ ઘણી. ઓરા૦

અબળા ઉપર આનંદ આણી, ભેટ્યા ભૂધર રાય,
આ તક છે ઉર પર લીધાની, ક્ષણભંગુર છે કાય;
ધૂર્ત વિદ્યા મેલો રે, સુંદર વર શ્યામ ધણી. ઓરા૦

સામું જુઓ સન્મુખ થઈને, જાવા નહિ દઉં જરૂર,
'રવિદાસ' હરિ રીઝયા રસમાં, હરખી મલ્યા હજૂર;
પ્રીત પ્રગટ થઇ રે, સઘળે વાત સુણી. પ્યાલો૦

કરડા જ્ઞાન

સંતો કરડા જ્ઞાન હમારા,
કહે સુને કછુ કામ ન આવે, ગ્રહે સો ઉતરે પારા.
માલ તિલક લઇ કરમેં સુમરની, અંતર ધ્યાન ન લાયા,
હું હું કરત હડકાયા કુત્તા, કહે ભાઇ તેં ક્યા ત્યાગ્યા? સંતો૦
જગત કરે સો તુંહી કરત હે, એક કીની અધિકાઇ,
માલા તિલક છાપ સુમરની, જગ ખાયા ફુસલાઇ. સંતો૦
ખલ દિખલાઇ લજાયા બાના, કપટ કલેજા માંહી,
રોમ રોમ કી રામ જાનત હૈ, બાહર કરત બડાઇ. સંતો૦
પાખંડ ભક્તિ સે પ્રભુ નહી રીઝે, ગુરુ કાચા મત જાણો,
'રવિદાસ' રમતા રામ પિછાન્યા, સદ્‌ગુરુ મિલિયા ભાણો. સંતો૦

## રમતા રામ

સંતો રમતા રામ હમારા,
જહાં ઠેરાઉં તહાં હરિ નાંહી, ઐસા અપરંપારા.
કોઈ કહે હે નાભી નિરંજન, કોઈ કહે હૃદય પ્રકાશા,
કોઈ કહે નાસા કી અગ્રે, કોઈ કહે ભ્રકુટિ વાસા. સંતો૦
કોઈ કહે હે દશમે દ્વારે, દ્વાદશ મેં દરસાવે,
કોઈ કહે હે નૈન ઝરૂખે, અકલ કલ્યા ક્યું જાવે. સંતો૦
રોમ રોમ મેં અનંત બ્રહ્માંડા, રગ રગમેં રહી બોલે,
આપા ખોયા આપ પારસમણુ, ખબર વિના દૂર ખોળે. સંતો૦
નિરાધાર નિર્લેપ નિરંજન, લેખા વિના અલેખા,
'રવિદાસ' સાન ગ્રહી ગુરુ કી, જ્યું કા ત્યું હરિ પેખા. સંતો૦

## અસલ ફકીર

અસલ ફકીર મૈં આદ દરવેશા, જુગ જુગ હી અમર કાયા,
અધર તખત પર આસન મેરા, જ્યોની સંકટ નહિ આયા,
રમું નિરંતર રહું અકેલા, સત સાહેબ સેં લેહ લાયા.
લેને ને જાઉં વસ્તુ વખારે, દેને કું કછુ નહીં ધાયા,
લેના દેના સબહી મેટ કે, સત સબદ સ્હેજે સાયા.
સ્થૂલ રહિત સૂક્ષ્મ સે ન્યારા, અક્ષરાતીત અખંડ રાયા,
'રવિદાસ' કા નામ મિટ ગયા, સતગુરુ સે સતગુરુ પાયા.

## કયા સોવે ?

મત કર નિદ્રા જીવ અભાગી, થોડા જીવન હૈ કયા સોવે ?
મનખા જનમ હૈ રતન પદારથ, એહી જુગત ફિર નહિ હોવે,
હરિભજન બિન ધિક્ક જીવના, કયા મનખા વરથા ખોવે ?

સાહેબ સમરન સાબુ છાંડ કે, કાદવ કપડા કયું ધોવે?
હરિ સાગર સમરથ છોડ કે, કીચ નીર મેં કયુ ડોવે?
મુક્તાફલ કા ખેત છોડ કે, જવાસ તરણા કયું ટોવે?
અંબ સરીખા અમૃત પરહરી, થડ થોવર કા કયું બોવે?
અનભે સરખા આનંદ છોડ કે, કરમ ક્રિયામેં કયા રોવે?
આછા નીર ગંગાજળ કેરા, મૂતેં મુખડા કયા ધોવે?
એહી શિખામણ સમજુ જનકું, મૂરખ મન મેં નહિ ગોવે,
કહે 'રવિદાસ' ભાણ પ્રતાપે, કરમ કાળ ધોખા ધોવે.

## મોરાર સાહેબ

રાગ—ભોજા ભગતના ચાબખાનો.

જગત છે ઝાંઝવાનું પાણી, રહેશે નામ ન નીશાની.
બેલ થઈને બંધાણો પ્રાણી, ઘર ધંધાની ઘાણી,
જમડા આવી જીવ લેશે ને, પીવા નહિ દે પાણી. જગત૦
માતા પિતા સુત સૌ મતલબના, ઓળખો એંધાણી,
કાયા પડતાં કોઈ ન આવે, ઘરની ધણિયાણી. જગત૦
કામની જાળમાં વિશ્વ વિંટાયું, મત તો મૂંઝાણી,
કારજ કરતાં કારજ ભૂલ્યો, પછી અંતે મરે તાણી. જગત૦
કપટ તજી શ્રીકૃષ્ણ ભજ્યા, તેની વેદના વેચાણી,
'દાસ મોરાર' કહે અવિચળ રહેતી, સંતો તણી વાણી. જગત૦

રાગ—એજ

ભજન કેમ કરતો નથી પાજી, સીતારામ કેમ થાશે રાજી?
મમતા ઘાણીએ ફેરા ફરે ને, દિલડું રહ્યું દાઝી,
વિષય ભોગવતાં વંશ વધ્યો, કહે મને તૃષ્ણા માજી. ભજન૦

સોનું પહેરી શોભા દેખાડે, માળાથી મન રાજી,
ભક્તિ વિના ભુંડા હાલ તમારા, કહી ગયા કાજી. ભજન૦
સાચે મને જેણે સંત સેવ્યા, રામ તેના રાજી,
'દાસ મોરાર' કહે ભાવે જમે, વહાલો વિદૂર ઘર ભાજી. ભજન૦

## બાવા રામસંગજી

રાગ—પેરીઆં ભગમાં ભેખ.

ધારેઓ ધિલ મેં ચિતે,
કાના ! આંકે ધારેઓ ધિલ મેં ચિતે.
પરેઆ ની આંઉં પલ પણ ન થીયાં,
ચિત્તડો ચોટો જિતે. કાના૦
છેટે છિપૅા તોય છડીયાં ન છેડો,
મેડો થ્યો હેડો કિતે. કાના૦
'રામસંગ' ચવે સુણો મુંજા સિપરીં,
બ્યો એડો નાંય કો કિતે. કાના૦

**રાસ :** રાગ—આશા ત્રિતાલી.

રાસ રમાડી રસિયે વહાલે, ગિરિધર પ્યારા લાગે છે.
સુંદરી વ્રજની પ્રેમાતુર થઇ, મધ્યરાતની વનમાં તે ગઈ,
પ્રેમે કરી મુરછાઇને રહી, સમજી ઘરને ત્યાગે છે. રાસ૦
સોળે શણગાર અવળાં પહેર્યાં, સેંથામાં લઇ કાજળ સાર્યાં,
બાળકને લઇ પાછાં વાળ્યાં, બાવરી થઇને ભાગે છે. રાસ૦
નિરમલ શરદપુનમની રાત્રી, ગોપી થઇ છે કૃષ્ણ સંગાતી,
તદાકાર થઇ મદમાં માતી, બંસી વાલાની વાગે છે. રાસ૦

રાસ રમાડી રસિયે રંગે, સબ જગ મોહ્યા જોઈને સંગે,
ખગ મૃગ થિર થ્યા અતિ ઉમંગે, અંતરમાં અનુરાગે છે. રાસ૦
વ્રહ આતુર સૌ સખીઓ થઈ છે, એકરૂપ મોહનમાં રહી છે,
'રામસંગ' કહે વાત સહી છે, કરુણાદૃષ્ટિ માગે છે. રાસ૦

## રતનબાઈ

### ભગવાં પહેરીને...

ભગવાં પહેરીને કેમ ઉતર્યાં સોનલબાઈ!
આરે અવસર પાછો ન આ....વે જી.
સરવણની કાવડ બાઈ કાંધે ધરીને,
અધવચ કેમ મેલી દીધી. સોનલ૦
તન ને જોબન બેની, ચાર દી'નો ચટકો;
પતંગીઓ રંગ ઊડી જાશે. સોનલ૦
ગુરુને પ્રતાપે બોલ્યા 'રતનબાઈ',
સાચાં મોતીડા વેરાઈ જાશે. સોનલ૦

### લખ્યા લેખ...

લખ્યા લેખ નહિ મટે રે, રતનબાઈ!
લખ્યા લેખ નહિ મટે રે.
તનના તંબૂર બાઈ, મનના મંજીરા,
ઉેકલતારો લીધો હાથમાં ! રતન૦
અખંડ ચૂડલો માતા, તમને બિરાજે,
અમર પછેડો લીધો ઓઢી. રતન૦

સાધુની સંગત આતા, ઘડી નવ ગમતી;
દાગ લાગો રે કાચા નીરનો. રતન૦
પીરને પ્રતાપે વહાલા બોલ્યા 'સોનલબાઈ,'
લખ્યા વિધાતાએ એવા લેખ રે. રતન૦

## સું ભેરી

હલ ની સું ભેરી, સોનલબાઇ! હલ ની સું ભેરી;
હી તાં આય ફકીરેં જી ફેરી. "સોનલ૦
સુતી ની હુઇયસ નિંધર મેં, આંઉં ઉથઇયસ અવેરી-સોનલ૦
કેડીયુ રેઆણું રાજ સેં, અગિયા સાંકડી સેરી-સોનલ૦
સૂર સલાઇયાં કેંકે માડી, કરીઆં ગાલ કેડી-સોનલ૦
બોલે 'રતનબાઇ' વીનતી, સુંજી જંગલ મેં ડેરી-સોનલ૦

## હાણેં વસીલો થી

હાણેં વસીલો થી, પીરલ સુંજા! હાણેં વસીલો થી!
મોત હલીની આવેઓ હી, મુરશીદ સુંજા.
લોરીએં વિચમેં આઉં લુડાંતી, જિયણુ થીંધો હાણેં કીં-પીરલ૦
રોલે છડેઆં રણમેં સાંઇ, આંઇયાં મુસાફર જીં-પીરલ૦
મોટ સિગો તું સિપરીં સુંજા, ઘણા ની લગાયા ડીં-પીરલ૦
બોલે 'રતનબાઇ' મુરશીદ સુહી જા, વસંધા મહોબત મીં-પીરલ૦

## જાગો સુંજા જાની!

નિંધર આય તાં નિમાણી,
જાગો સુંજા જાની, અલા! રાત વિહાણી.
રંગની બોલે જો રાતડી રે, ઇ તાં પલ મેં કુમાણી. જાગો૦
નિંધર મ કયોં આંઇ નાખુઆ રે, બેડલી આય તાં પુરાણી. જાગો૦

ધંગી ધરીઆ વિચ મેં રે, કોરે-મોરે ભરેઆ પાણી. જાગો૦
ભોલે 'રતનબાઇ' વીનતી રે, આંજે બોલડે બધાણી. જાગો૦

## પીર ભાકરશાહ

સરગાપુરી ભગમેં વારા, ભાકર શાહ !
સરગાપુરી ભગમેં વારા.
ખારી નદી તેં હયાતી હજીરા,
પાસે ભૂતેં જા પાડા. ભા૦
નાડાપે મેં પીર અવતાર આંજો,
તેરે મેં આંજા ઓતારા. ભા૦
સરગાપુરી મેં આંઇ સિધાયા,
ત્રુટા નીયર જા તાડા. ભા૦
પીર પ્રતાપે બોલે 'રતનબાઇ',
આંઈ તાં અચોતા પગ-પારા. ભા૦

## લિખેઓ લોહ કલમમેં

હિંયડા હંજુ તાં મહાર, લિખેઓ લોહ કલમ મેં.
મચ મુંહીં જે મન મથે, બાંફ ન નિકરે બાર-લિખેઓ૦
સેણુ ની 'મુંજા' સિપરીં, કિસમત કેઓ ખણી ધાર-લિખેઓ૦
સા ની કઢીંચ્યો સાંવરો, કેડો કરીઆં સણગાર-લિખેઓ૦
બોલે 'રતનબાઇ' વીનતી, અચ મુંકે ઇની જો આધાર-લિખેઓ૦

## પખીડેં સેં પ્રીત બધાણી

નિંધર આય તાં નિમાણી, મુંજી પખીડેં સેં પ્રીત બધાણી.
ઓલી હુઇ તાં બાળાણી, મુંજી પખીડેં સેં પ્રીત બધાણી.

આંઉં સુતી ઊ હલેઆ, વાટું ન્યારિયાં ડિયાણી—મુંજી૦
અમર ઇલાહી આવેઓ, રૂંધે રાત વિહાણી—મુંજી૦
બોલે 'રતનબાઇ' વીનતી, પીર આંજે પગલે ઓરખાણી.—મુંજી૦

રાગ—ન છડિયાં તલવાર

વેલી કજા મુંજી વાર, હાણે તાં ખોટી મ કજા તલભાર,
સચા સતગુરૂ સાય થીયો, આંઇ વેલી કજા મુંજી વાર.
જગ્યા રખાઇજા જંગલ મેં ઉતે, સાંઇ કજા મુંજી સાર-સચા૦
તેડા હલાઇજા તકડા હાણે, મૂર મ લગાઇજા વાર-સચા૦
જગત મુંકે ઝેર લગે તો, ખારો થ્યો સંસાર-સચા૦
બોલે 'રતનબાઇ' મુરશદ મુંજા, તારે કજા મુંકે પાર-સચા૦

## વિછોડો

આંઈ વેંધા લગંધા ડીંય રે જાનભ,
મુહીં કે વિછોડો તો મારે, અલા!
આંઈ વેંધા લગંધા ડીં.

લિટું ની મૂંજ્યું લેનરૂં, અલા મિયાં,
ડાઢા તપંધા ડીં—મુહીં કે૦

કારા ડુંગર કચ્છજા, અલા મિયાં,
ધોરા ધણુ તા ચરન—મુહીં કે૦

કારા કંધીયસ કપડા, અલા મિયાં,
ભગવા કંધીયસ વેસ—મુહીં કે૦

બોલે 'રતનબાઇ' વીનતી, મિયાં અલા,
સાજન ફોડાવો ડઇ વ્યા—મુહીં કે૦

## તારી માયા લાગી !

રાગ–પરજ

તારી માયા લાગી મુને, તારી માયા લાગી,
મારા સામળા સોહાગી, કાનૂડા ! તારી માયા લાગી,
ઝીણી ઝીણી વેણુ વાગી, મને તારી માયા લાગી.
જોગણુ મુજને કીધી, વાલા ! મેલી કેમ દીધી ?
મેં સંસાર દીધો ત્યાગી, કાનૂડા ! તારી માયા લાગી.
ભગવાં કીધાં વેશ, વાલા ! લીધો મેં ઉપદેશ;
મેં તો ભીખ ઘર ઘર માગી, કાનૂડા ! તારી માયા લાગી.
અમુલખ તારી વાણી, તારે બોલડે બંધાણી;
એવા અગમ છો અનુરાગી, કાનૂડા ! તારી માયા લાગી.
'રતનબાઇ' કહે પ્યારા, દર્શન દેજો મોરલીવાળા;
મેં તો ભક્તિ ભવભવ માગી, કાનૂડા ! તારી માયા લાગી.

## કિતે રોનેં રાત ?

રે મન ! હેડે ટાણેં, અસૂરો હલીને મેરમ !
કિતે રોનેં રાત ?
કિતે રોનેં રાત, પાંજો બાલાપણુજો સાથ; રે મન૦
પિરિયન પંધ પોંધા, હલું હલું થ્યા હાણેં;
ઘગો ડીંધા ધુસમન મૂં સેં કેડી કંધા ઘાત ? રે મન૦
કાયા ને માયા તોજી, કમ ન અચીંધી;
જમ અચીંધા જીવ ગિને–લા ઉથી વેંધા સાથ. રે મન૦
સુણોંતા સંસાર મેં તા, વલેં જા વિછોડા;
છડે ઉ સંસારીએં કે, સાંઇ જો તાં સાથ. રે મન૦
બોલે 'રતનબાઇ', મુરશીદ મુંહીજા;
જે સેં પૂરા પીજે બાવા, તેં સેં કેડી બ્રાંત ? રે મન૦

# કચ્છના કવિઓ

વ્રજભાષા પાઠશાળાના પ્રથમાચાર્ય—

## કવિ કનકકુશળજી

કચ્છમાં ઘણા જૂના સમયથી જૈન યતિઓનું પ્રાબલ્ય હતું. આજથી પચાસેક વર્ષ પહેલાં પણ અહીં દોઢસો પછેડીધારી યતિઓ હતા. હવે તો ભારતના અન્ય પ્રદેશોની જેમ કચ્છમાં પણ યતિઓની સંખ્યા નહિવત્ રહેવા પામી છે.

રાઓશ્રી પહેલા ખેંગારજીને દૈવી સાંગ આપીને એમને સહાયભૂત થનાર યતિ માણેકમેરજીને રાઓશ્રી ચરાડવાથી કચ્છમાં લાવ્યા અને એમને ભુજની પોશાળમાં નિયુક્ત કર્યા, ત્યારથી રાજદરબારમાં પણ યતિઓ ઉચ્ચ સ્થાનના અધિકારી થયા. કચ્છ રાજ્યના પાટવી કુંવરનું વિદ્યાધ્યયન સૌથી પ્રથમ પોશાળના ગાદીપતિ યતિ મહારાજથી શરૂ થતું. આ યતિ રાજકુંવરના કાનમાં 'નમો અરિહંતાણમ્' નો મંત્ર ફૂંકતો અને એને પહેલો અક્ષર ઘુંટાવતો. આટલી ક્રિયા પછી જ રાજકુમારનો વિદ્યાભ્યાસ આગળ વધતો. આજે પણ આ પ્રણાલિકા ચાલુ છે.

સત્તરમી સદીની શરુઆતથી રાઓ ખેંગારના રાજ્ય અમલમાં યતિશ્રી માણેકમેરજી કચ્છમાં આવ્યા અને ત્યારથી પોશાળમાં એમની પરંપરાનો આરંભ થયો. અઢારમી સદીના મધ્યમાં મહારાઓશ્રી લખપતજીએ ભુજમાં વ્રજભાષા પાઠશાળાની સ્થાપના કરી. મ. લખપતજી મોજીલા અને વિલાસી હતા. લલિત કલાઓના એ પરમ ચાહક અને સહાયક હતા. સાહિત્ય, સંગીત અને કલાના પ્રેમી રાજવી તરીકે કચ્છમાં એ અજોડ હતા.

ઓખાના રામસંગ માલમને આશ્રય આપીને એમણે કચ્છની કલા–કારીગરીને ભારતભરમાં મશહૂર બનાવી. પરદેશથી હુન્નર–કલાનું વિવિધ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરીને રામસંગ માલમ, એ કલા–કૌશલ્યને કચ્છમાં ઢાલવતો રહ્યો હતો. એણે કચ્છમાં લોઢું ગાળવાની ભઠ્ઠીઓ ચાલુ કરી, તોપો બનાવવાનું કારખાનું ઊભું કર્યું, ઘડિયાળ અને કાચ બનાવવાના હુન્નરનો પણ આરંભ કર્યો. મીના–કામની કળા તો એણે કારીગરોની શાળા ચાલુ કરીને તેમને શીખવી. 'કચ્છવર્ક'ની કલા આજે વિદેશોમાં પણ વિખ્યાત છે.

મહારાઓશ્રી લખપતજી જેવા કલાપ્રેમી હતા તેવા જ સંગીત, નૃત્ય આદિ લલિત કળાઓના ઊંડા અભ્યાસી હતા. પાટવી કુંવરના પદ પર હતા ત્યારથી જ તેમણે એ કળાઓમાં ઊંડો રસ લેવા માંડ્યો હતો. એ સમયનો એક પ્રસંગ ખાસ નોંધવા લાયક છે.

એકવાર દિલ્હીના મોગલ બાદશાહે એના જન્મોત્સવ પ્રસંગે ભારતના તમામ રાજવીઓને એકત્ર કરવાનો એક સમા-

રંભ યોજ્યો હતો. એ વખતે મહારાઓ શ્રી દેશળજીને પણ આમંત્રણ હતું. લખપતજી એ સમયે રાજ્ય-ગાદી પર ન હતા, પરંતુ પાટવી કુંવરના પદ પર હતા. મહાઓશ્રીએ એમને મોટા રસાલા સાથે દિલ્હી મોકલાવેલા. દિલ્હી શહેર બહાર એક વિશાળ મેદાનમાં તમામ રાજવીઓના તંબુ ખડા કરવામાં આવ્યા હતા. કચ્છ રાજ્યના પણ શાનદાર તંબુઓ અહીં ઊભા કરવામાં આવ્યા હતા. એ વખતે દિલ્હીની સંગીતકલા કુશળ બે ગાયિકાઓને ખબર પડી, કે કચ્છના શામિયાનામાં કચ્છથી આવેલા રાજવી સંગીત વિદ્યાના મહાન નિષ્ણાત છે. આ કારણથી બંને ગાયિકાઓએ લખપતજી બાવાની મુલાકાતને સમય માગ્યો. બાવાએ એમની વિનંતિનો સ્વીકાર કર્યો. બીજે દિવસે મુલાકાત લેવાનું નક્કી થયું. સમય પણ મુકરર થઈ ગયો.

બળતે દિવસે નક્કી કરેલા સમયે બંને ગાયિકાઓ બાવાની સલામ માટે આવી પહોંચી. શામિયાનામાં દાખલ થઈ, ત્યાં જણાયુ કે અંદરના ખાસ તંબુમાં તો નાચગાનનો જલસો ચાલી રહ્યો છે. થોડીવાર તો બંને જણી આ મનોહર સંગીત શ્રવણ કરતી રહી. સંગીત શાસ્ત્રીય હતું, તાલબદ્ધ હતું અને સુરીલા કંઠે ચાલતું હતું. સારંગીનો મધુર સ્વર સંગીત સાથે એકાકાર બની રહ્યો હતો. ઢાલકનો ઠેકો તાલ પર તાલ મિલાવી રહ્યો હતો. ઘૂઘરાનો ઘમકાર પણ વાતાવરણમાં રંગીનતા ભરી રહ્યો હતો. નાચ-રંગની મેહફિલ પૂર બહારમાં જામી રહી હતી બંને ગાયિકાઓ આ દિલચસ્પ સંગીત શ્રવણ કરીને મુગ્ધ બની ગઇ. અંદર દાખલ થવાની આજ્ઞાની રાહ જોતી બંને બહાર બેસી રહી.

થોડી જ વારમાં બંનેને અંદર દાખલ થવાનો હુકમ થયો. બંને ગયિકાઓ બાઅદબ અંદરના તંબુના પ્રવેશદ્વારમાં દાખલ થઇ. પરંતુ અંદર પગ મૂકતાં જ બંને આશ્ચર્યચકિત થઇ ગઇ–સ્તબ્ધ બની ગઇ. અત્યાર લગી જ્યાં સંગીતની મેહફિલ જામી રહેલી જણાતી હતી ત્યાં યુવરાજ કુમાર લખપતજી એકલા–અટૂલા સંગીતનાં વાજિંત્રોની વચ્ચે બિરાજમાન હતા.

ગાયિકાઓએ અદબ પુરસર કુર્નિશ બજાવીને નમ્રતાથી પ્રશ્ન કર્યો, "નામદાર! હમણાં જ અહીં નાટારંભ ચાલી રહ્યો હતો તે ક્યાં ગેબ થઇ ગયો? તમે કચ્છના રાજા શું જાદુગર છો? જાદુ પણ જાણો છો?"

"હા, એ સંગીત કળાનો જાદુ હતો ખરો!" લખપતજી એ ઠંડે કલેજે જવાબ આપતાં જણાવ્યુ.

"ત્યારે તો એ જાદુ અમને પણ બતાવો!"

"પણ એની કિંમત મોંઘી પડી જશે તો?" લખપતજીએ વાતમાં મોણ નાખવા માંડયુ.

"તો મોંઘી કિંમત ચુકવવા પણ અમે તૈયાર છીએ. અમારે આ જાદુ તો જોવો જ છે"

અને કચ્છના રાજકુમારે સંગીતના આ જાદુનુ એમને સ્પષ્ટ દિગ્દર્શન કરાવ્યુ. એમણે એ જ વખતે પોતાના પગમાં રણઝણ કરતા ઘૂઘરા બાંધી લીધા, સારંગી હાથમાં લીધી, બે પગ વચ્ચે ઢોલકને દબાવી દીધી અને મીઠા અવાજે–ઝીણા સ્વરે સંગીત ચાલુ કર્યું.

સંગીત શરૂ થયું, સારંગી પણ સૂર પૂરવા લાગી, ઢોલક પર તાલ પ્રમાણે પગની થાપ પડવા લાગી અને પગે બાંધેલા ઘૂઘરા પણ સંગીતના તાલ પર ઝણઝણાટ કરવા લાગ્યા. એક વાર ફરીથી જાણે નાચગાનનો જલસો જામી ગયો.

આ અપૂર્વ દશ્ય જોઈને ગાયિકાઓ મંત્રમુગ્ધ બની ગઈ. કુમારશ્રીના કદમોમા નમી નમીને બંને સલામ કરવા લાગી.

આ પ્રસંગથી પ્રભાવિત થયેલી ગાયિકાઓ એની કિંમત ચૂકવી દેવા પણ તૈયાર થઈ ગઈ. બને ગાયિકાઓ રાજકુમાર લખપતજી સાથે જ કચ્છમાં આવી અને જીવનભર કચ્છમાં જ રહી.

આ રંગીલા રાજવીએ જ્યારે કચ્છનો કારભાર હાથમાં લીધો ત્યારે દુનિયાથી અલગ પડેલા એવા કચ્છ પ્રદેશને કવિતા–કળા અને હુન્નર-કળા વડે ભારતભરમાં પ્રખ્યાત બનાવી દેવાના એમના અંતરમાં કોડ હતા અને તે ઘણે અંશે સફળ થયા એમ આજે સ્પષ્ટ જોવામાં આવે છે. કવિ નાનાલાલ જેવા ગુજરાતના કવિ સમ્રાટ્ કહી ગયા છે કે—"ભુજિયો એ કચ્છના મહારાઓનુ સિંહાસન છે અને વ્રજભાષા પાઠશાળા એનો કીર્તિ મુગટ છે."

મહારાઓશ્રી લખપતજીએ એક તરફ જેમ હુન્નર-કળાનો વિકાસ કર્યો તેમ બીજી બાજુ કાવ્ય-કલાનુ એક નવું જ ક્ષેત્ર તૈયાર કર્યું. મહારાઓશ્રી કલાપ્રેમી હતા તેવા જ કાવ્યપ્રેમી હતા. પોતે પણ કવિ હતા–મહાકવિ હતા. કચ્છને કલાનુ ધામ બનાવવા સાથે એમણે કાવ્ય-કળાનુ અધ્યાપન મંદિર પણ બનાવી દીધું "કવિ જન્મે છે, એને ઘડી શકાતો નથી." એ

કહેવતને ફેરવીને એમણે કવિઓ ઘડવાની પાઠશાળા કચ્છમાં શરૂ કરી. એમનામાં દેશના રત્નો ચૂંટી કાઢવાની ખાસ શક્તિ હતી. હુન્નર-કળા માટે એમણે રામસિંહ માલમ જેવા રત્નને શોધી કાઢ્યો તે જ રીતે કાવ્ય-કળા માટે એમણે મારવાડ–જોધપુર તરફના તપાગચ્છના યતિ કનકકુશળજી જેવા કાવ્ય કોહીનૂરને શોધીને કચ્છમાં ખેંચી લીધા, અને વ્રજભાષાના પ્રથમાચાર્ય તરીકે તેમને ઘણા જ માનપાનથી ભટ્ટાર્કની પદવી સાથે સ્થાપિત કર્યાં. આ પાઠશાળાએ આગળ જતાં કેટલો વિકાસ સાધ્યો તેની સાબિતી ગુજરાતના મહાકવિ નાનાલાલના નીચેના શબ્દો આપી જાય છે.

"કાવ્ય-કલા શીખવાની કચ્છ-ભુજમાં પોશાળ હતી. આજે પણ છે. કવિઓ સૃજવાની એ કાવ્યશાળા કદાચ દુનિયાભરમાં અદ્વિતીય હશે. ઘણા કાવ્યરસિકો ત્યાં ભણી રાજદરબારમાં કવિરાજ થયા છે. એ કાવ્યશાળામાં કાવ્યશાસ્ત્રો શિખવાય છે, ને રસોપાસકોને નવરસની વાડીઓમાં ઘુમાવી, ઋતુઓની તડકી–છાંયડી પ્રીછાવી, અભિસિંચન, ઉછેર, ફાલ-વીણણુ, ગૂંથણુ, બગીચા-શાસ્ત્રનો શાસ્ત્રી ઉછરતા બાગવાનને ભણાવે એમ ત્યાં ભણાવાય છે કચ્છના મહારાવનું ભુજિયો સિંહાસન છે, પણ ભુજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે."

કવિ નાનાલાલના પિતા ગુજરાતી ભાષાના લોકપ્રિય કવિ દલપતરામ ડાહ્યાભાઈ પણ આ પાઠશાળાનો ઉલ્લેખ કરતાં 'બુદ્ધિપ્રકાશ'ના સન ૧૮૫૮ના જુલાઈ માસના અંકમાં જણાવે છે કે—

"ભુજની પાછલી કેટલી યે પેઢીઓથી કવિતા શીખવવાની પાઠશાળા ચલાવવામાં આવે છે. એમાં શિક્ષણ આપનાર ગોરજી છે. તેને રાજ્ય તરફથી વર્ષાસન મળે છે. આજે કવિતા શીખનારને ખાનપાનની સગવડ રાજ્ય તરફથી આપવામાં આવે છે ભણનાર વિદ્યાર્થી જેવી પરીક્ષા આપે છે તેવું તેને ઈનામ મળે છે. આ પ્રકારની કવિતાની પાઠશાળા સમસ્ત ગુજરાતમાં ન તો કોઇ જોવામાં આવી છે ન સાંભળવામાં."

ગુજરાતી સાહિત્યના સ્તંભ સમા આ બે ધુરંધર કવિઓના અભિપ્રાયથી આ પાઠશાળાની મહત્તા સહેજે સમજી શકાશે.

વ્રજભાષાથી અજ્ઞાત એવા કચ્છ જેવા ક્ષેત્રમાં કાવ્યકળાના રસને રેલાવનાર આવી એક અમૂલ્ય સંસ્થાની સ્થાપના કરનાર યશસિંધુ મહારાઓશ્રી લખપતજીને જેટલા ધન્યવાદ આપીએ એટલા ઓછા જ છે.

કવિવર કનકકુશળજીએ અહીં કાવ્યકળાના ગણેશનું કોઇ એવા શુભ ચોઘડીએ મંડાણ કર્યું કે તેની કીર્તિ દિનપ્રતિદિન વધતી જ ચાલી.

કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત તેમજ મારવાડ અને રાજસ્થાનમાંથી કવિ થવાના કોડ સેવનાર સરસ્વતી-પુત્રો અહીં આવતા અને સરસ્વતીની આરાધના કરી, કવિની છાપ લઇને અહીંથી વિદાય થતા. એવા કેટલા યે કવિઓએ જુદાં જુદાં રાજ્યોના રાજકવિ બનીને આ સંસ્થાના નામને ઉજ્જવળ કર્યું છે.

કવિ કનકકુશળજીએ "લખપત મંજરી નામમાળા" નામે એક ઉત્તમ ગ્રંથ સંવત ૧૭૯૪ માં રચેલ છે. એમાં ૨૦૨ પદો

છે. આરંભના ૧૦૨ પદોમાં જાડેજા વંશનો ઇતિહાસ છે અને ત્યાર પછી નામમાળાનો આરંભ થાય છે. ૨૦૨ પદમાં તે સમાપ્ત થાય છે. છેલ્લા બે પદ નીચે મુજબ છે.

લખપતિ જસ સુમનસ લલિત, ઇક બરની અભિરામ,
સુકવિ કનક કીન્હી સરસ, નામ દામ ગુણ ધામ.
સુનત જાસુ હૈ સરસ ફ્લ, કલ્મસ રહે ન કોય,
મન જપિ લખપતિ મંજરી, હરિ દરસન જ્યોં હોય.

દિલ્હીના મોગલ પાદશાહ શાહજહાંના દરબારના સુપ્રસિદ્ધ કવિ સુંદરના 'સુંદર શૃંગાર' પુસ્તકની ભાષાટીકા પણ કવિ કનકકુશળજીએ મહારાવ શ્રી લખપતજીના નામ પર લખી છે. આ પુસ્તકનો આરંભ નીચેની પંક્તિથી થાય છે.

યહ સુંદર શૃંગાર કી, રસ દીપિકા સુરંગ,
રચી દેશપતિ રાઉ સુત, લખપતિ લહિ રસ અંગ.

કવિશ્રી કનકકુશળજીની મહત્તા એમના શિષ્યે રચેલી નીચેની બે કૃતિઓથી જાણી શકાશે.

### કવિત

પંડિત પ્રબીન પરમારથ કે બાત પાઉ,
ગુરુતા ગંભીર, ગુરુ જ્ઞાન હુ કે જ્ઞાતા હૈ;
પાંચોં વ્રત પાલે, રાગ દ્વેષ દોઉ દૂર ટાલે,
આવે નર પાસ વાકું, જ્ઞાન દાન દાતા હૈ;
પંચ સુમતિ તીન, ગુપતિ કે સંગી સાધુ,
પીહર છ કાય કે, સુહાય જીવ ત્રાતા હૈ;
સુગુરુ પ્રતાપ કે, પ્રતાપપદ ભટ્ટારક,
કનકકુશલ સૂરિ, વિશ્વમેં વિખ્યાતા હૈ;

### સવૈયા

આનન સોહત બાની સદા,
પુનિ બુદ્ધિ ઘની તિહું લોકનિ જાની;
પિંગલ ભાષા પુરાતનિ સંસ્કૃત,
તો રસના પે ઈતિ ઠહરાની;
સાહિબ શ્રી કનકેશ ભટારક,
તો વપુ રાજે સદા રજધાની,
જોં લૌં હૈં સૂરજ ચન્દ્ર રુ અંબર,
તૌં લૌં હૈ તેરે સહાય ભવાની.

## કવિ કુંવરકુશલજી

યતિ કનકકુશલજી પછી તેમના શિષ્ય કુંવરકુશલજી વ્રજ-ભાષા પાઠશાળાના આચાર્ય પદ પર નિયુક્ત થયા. એમણે વ્રજભાષામાં ઘણા ગ્રંથોની રચના કરી છે. મહારાવ શ્રી લખપતજી તથા યુવરાજ કુમાર ગોડજી બંનેનો એમના પર ઘણો પ્રેમ હતો. એમણે 'લખપતિ પિંગળ,' 'ગૌડ પિંગલ,' 'લખપતિ જશ સિંધુ' આદિ ગ્રંથો લખ્યા છે. લખપતજીએ આવા મહાન વિદ્વાનોને ઉત્તેજન આપીને વ્રજભાષા પાઠશાળાનું નામ સુપ્રસિદ્ધ કર્યું છે.

વડોદરાના મ. સ. વિશ્વવિદ્યાલયના હિંદી વિભાગના આચાર્ય તથા અધ્યક્ષ શ્રીમાન્ કુંઅર ચન્દ્રપ્રકાશસિંહજીએ હાલ તાજે-તરમાં ઘણા પરિશ્રમથી "ભુજ (કચ્છ) કી વ્રજભાષા પાઠશાલા"

નામે એક મનનીય પુસ્તક પ્રકટ કરેલ છે. તેમાં મહાશઓશ્રી લખપતજીના સંબંધમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલ છે.

"રામસિંહને કચ્છ કી કલા પર અમિટ છાપ છોડી હૈ. ઉસ કી વસ્તુકલા મેં તત્કાલીન ભારતીય એવં પાશ્ચાત્ય કલા પ્રવૃત્તિયોં કા સુંદર સમન્વય મિલતા હૈ. ઉસકી ભવન-નિર્માણ કલા (કા સર્વશ્રેષ્ટ નિદર્શન ભુજ-કચ્છ) કે પુરાને રાજપ્રાસાદ કા આઇના મહલ ઔર મહારાજ લખપતસિંહ કી છત્રી હૈ. મહારાવ લખપતસિંહ ઇસી આઇના મહલ મેં બૈઠ કર કાવ્ય-રચના કિયા કરતે થે તથા અપને કવિયોં ઔર ચારણોં કી કવિતા સુનતે થે. આજ ભી યહ આઇના મહલ ઉસ સમય કી અપને ઢંગ કી અનુપમ વાસ્તુકૃતિ હૈ. ઇસ મેં મહારાવ લખપતસિંહ કી પરિષ્કૃત કલાપ્રિયતા ઔર રામસિંહ માલમ કી કલામર્મજ્ઞતા કા સુંદર સમન્વય હુઆ હૈ બાહર સે નિતાંત અવિશિષ્ઠ પ્રતીત હોનેવાલા યહ 'આયના મહલ' અપને અંતમ્ મેં અનેકાનેક કલાત્મક વિશેષતાયેં સંજોયે હુએ હૈં. ઇસમેં મહારાવ લખપતસિંહ કે સમૃદ્ધ કલારસિક વ્યક્તિત્વ કા જ્યોતિ-ર્મય પ્રતિબિંબ દેખા જા સકતા હૈ. ઇસ સમય યહ આંઇના મહલ હી ઉનકા એક માત્ર સ્મૃતિ-મંદિર હૈ. દેશ કે સુંદર પ્રદેશોં સે સમાગત સંગીતજ્ઞ ઔર નૃત્ય-વિશારદ ભી યહીં ઉનકે સમક્ષ અપની કલા કા પ્રદર્શન કરતે થે. મહારાવ ઇન વિષયોં મેં ભી નિષ્ણાત થે. "નૃત્ય સુધારસ મંજરી" નામક ગ્રથ કે લેખક ફકીરચંદને મહારાવ લખપતસિંહ કી સહૃદયતા, રસજ્ઞતા, કલામર્મજ્ઞતા ઔર કવિ-કલાકાર વત્સલતા કા બડા વિદગ્ધ વર્ણન કિયા હૈ-૧

હુવે ન કો યા વખત મેં, લખપતિ સૌં રિઝવાર,
સબ વિદ્યા મેં નિપુન અતિ, દુઃખ ભંજન દાતાર.
જાદવ કુલ સિર મુકુટ મનિ, લખપતિ લખ દાતાર,
માનૌં આયો જગત મેં, દૂજો ઇંદ્ર અવતાર.
ખટ ભાષા કે જાન કવિ, કઈ ગાયન કે વૃંદ,
તા રસ ભીનો નિતિ રહે, લખપતિ રાઉ નરિંદ.
બુદ્ધિ બિલંદ ગનેસ સૌં, દાની કરન સમાન,
પર દુઃખ ભંજન વીર સૌં, લખપતિ રાઉ સુજાન.
જૌં લૌં વસુગત ગંગ મેં, ખૌવન બરન રસાલ,
તૌં લૌં જીવો જગત મેં, લખપતિ રાઉ કૃપાલ.

રામસિંહ માલમ કો મહારાવ લખપતસિંહને કિસ પ્રકાર પ્રોત્સાહન દે કર પ્રશિક્ષિત કિયા થા ઔર ઉસકે દ્વારા કચ્છ કો અનેક કલા કૌશલ ઔર ઉદ્યોગોં મેં સમૃદ્ધ બનાને કા આયોજન કિયા થા, ઉસકા પ્રામાણિક વિવરણ આચાર્ય કુંવરકુશલ વિરચિત 'લખપતસિંહ જશસિંધુ' કી દૂસરી તરંગ મેં 'ભુજ શહરવર્ણન' પ્રકરણ કે અંતર્ગત મિલતા હૈ. ઉન્હોં ને લિખા હૈ–

દોહા

ચક્રવર્તિ લખપતિ ચતુર, અતુલ જાસુ ઊપગાર,
માલિમ કૌં કીનો હુકમ, ભલપન ગુન ભંડાર.
અગરેજન કી અવનિ મેં, માલિમ ઇહિં મૃદુ વેસ,
રહિ કે દ્વાદશ બરસ લૌં, સીખહુ હુનર અશેષ.
પ્રભુ લખપતિ કરિ કેં કૃપા, પઠ્યો પહુંચ્યો જાઇ,
વિદ્યા પ્રાપતિ પતિ હુકુમ, સુખકર ભયે સુભાઇ,

જોઇસ વૈદિક જિનસ કી, વિવિધ વાસના બોધ,
લખિ રસ કરિબો લોહ કૌ, તોપનિ કી તિમિ સોધ.

બુનિબો સરસ બનાત કૌ, બહુરિ બનાતી રંગ,
કાંચ કરન રેસમ કઢન, ગનિત ચિકિત્સા અંગ.
અરક અતર અતિ ચીજ કૌં, તથા કરન વિધિ તેલ,
બાનિક રમ્ય બિલોર કૌં, દૂરબીન દગ ખેલ.

ધારન ધરની કી હવા, બંદિર બહુત પહાર,
જંજીરનિ કી જુગતિ સૌં, બેટ વિલાયત યાર.
તૈસેઇ તોલન વસતુ, ભરન જમી બહુ ભેદ,
નગ પરખન પરખન મનુજ, ઓષધ સિદ્ધ અખેદ.

મંજુ શિરોમનિ કૌ મરમ, જંત્રરાજ કી યુક્તિ,
ગનિ ખગૌલ ભૂગોલ ઔ, યોં ઘરયાલ કી ઉક્તિ.
માલિમ કે ઇનિ હુનર મેં, આએ માલિમ રામ,
સિંધ સણદ તા તેં યહી, કિયો સિંધ કો કામ.

પાઈ કૃપા કચ્છ પતિ કી, રહેં હમેસ હજૂરિ,
સાધે સબ હુનર સદા, ભલે ભાગ ગુન ભૂરિ.

આચાર્ય કુંવરકુશલને અપને ગ્રંથ 'લખપતિ જશસિંધુ' મેં ઇસિ બાત કા સંકેત કિયા હૈ કિ મહારાવ લખપતસિંહ અપની કુમારાવસ્થા મેં હી બડે જનપ્રિય બન ગયે થે–

ગૌડ રાજ કે પાર ગતિ, રજધાની રછિપાલ,
છમાવંત ખડગાત છબિ, દેશલ રાઉ દયાલ.
કચ્છપતિ દેશલ રાઉ કે, તખત તેજ બરબીર,
મહારાવ લખપતિ મરદ, કુંઅર કોટિ કોટીર.

ઉપર્યુકત સંક્ષિપ્ત વિવરણ સે યહ અનુમાન ભી કિયા જા સકતા હૈ કિ સંભવતઃ કચ્છ ઉસ સમય ભારતવર્ષ કા સબસે પ્રગતિશીલ પ્રદેશ થા.”

વિશેષમાં કવિ કુંવરકુશળ સંબંધમાં એ જ પુસ્તકમાં શ્રીમાન કુંઅર ચન્દ્રપ્રકાશજીએ નીચે મુજબ ઉલ્લેખ કરેલ છે.

“ગોવિંદ ગિલ્લાભાઇ કે હાથ કા ગુજરાતી મેં લિખા હુઆ એક જીર્ણ પત્ર મિલા હૈ, ઉસ મેં કુંવરકુશલ કે વિષય મેં નિમ્નલિખિત જાનકારી દી ગઈ હૈ—

કુંવરકુશલ મૂળ મારવાડ એટલે જોધપુર તરફના તપાગચ્છ જૈન સાધુ કનકકુશલના શિષ્ય હતા. તપાગચ્છના શ્રી પૂજને પાટે બેસવામાં પરસ્પર તકરાર થવાથી જૂનાગઢના નવાબ શ્રી શેરખાનજીએ કનકકુશલને શ્રી પૂજની પદવી આપી પાટ બેસાડ્યા. તેથી તેમનો પક્ષ વધ્યો અને કચ્છ-કાઠિયાવાડમાં વિશેષ પ્રખ્યાત થયા. તેમની સાથે ઘણા શિષ્યો હતા. તેમાં કુંવરકુશલ સંસ્કૃત શીખી સાહિત્યશાસ્ત્રમા એટલે કાવ્યનાં લક્ષણ ગ્રંથોમા પ્રવિણ થઇ હિંદીભાષામાં કવિતા કરતા હતા. તે સમયમાં કચ્છના રાવ લખપતસિંહજી તેમના પિતાશ્રી દેશળજીને કેદ કરીને કચ્છના મહારાજ થઇ ગાદીએ બેઠા હતા. તેવા સમયમાં કનકકુશલ પોતાના શિષ્યો સહિત કચ્છમાં એટલે ભુજનગરમાં ગયા અને રાવ લખપતિને મલીને કવિતાથી પ્રસન્ન કર્યા. કેમકે રાઓ પોતાને કવિતાનો અને સંગીતશાસ્ત્રનો ઘણો સારો ચાવ હતો. તેથી તેમણે કનકકુશલને ભટ્ટાર્કની પદવી આપી. કવિતા શિખવાની પોશાલ સ્થાપી અને તેમના ખર્ચ માટે ભુજથી પાંચ ગાઉને છેટે રેહા નામનું એક ગામ વંશ

પરંપરાને માટે બક્ષીસ આપ્યું, તે અદ્યાપિ પર્યંત તેમના શિષ્યોના તાબામાં છે. તે તેની ઊપજના બદલામાં પોશાળનો ખર્ચ ચલાવે છે. પ્રથમ તો પોતે જાતે ભણાવતા હતા. પણ શિષ્યોમાં કાવ્ય-કુશલતા ન હોવાથી પોશાળમાં નટ ફેરવી ખબર આપી તેમની મારફતે પોશાળ ચલાવે છે અને આવનાર વિદ્યાર્થીઓ જે ચારે તરફથી આવશે તેને ખાવા ખર્ચ દરબાર તરફથી મલશે. કચ્છ, કાઠિયાવાડ તથા ગુજરાત અને રાજપૂતાનામાં નટ ફેરવી ખબર આપી કે જેને કવિતા શીખવી હોય તેણે ભુજની પોશાળમાં ભણવા જવું. ને તેમને ખાવા ખર્ચ દરબારથી મલશે. તેથી ઘણા ભાટ ચારણો આવી શીખવા લાગ્યા. તે અદ્યાપિ પર્યંત શીખે છે, અને ખાવા ખર્ચ દરબારથી મલે છે.

હિંદીમેં કુંવરકુશલ કી વિશેષ ચર્ચા કેવલ નાહટાજીને કી હૈ. ઉન્હોંને ઉન કે લિખે હુએ કેવલ આઠ ગ્રંથ બતાયે હૈ. મુજે અપની ખોજોં મેં 'રાગમાલા' નામક ગ્રંથ ભી મિલા હૈ, જિસ સે ઉન કે રચે હુએ ગ્રંથોં કી સંખ્યા નૌ હો જાતી હૈ. ઈસ ગ્રંથ સે યહ સિદ્ધ હો જાતા હૈ કિ વે સંગીતશાસ્ત્ર કે ભી આચાર્ય થે. ઇસ ગ્રંથમેં ઉન્હોંને રાગ-રાગણિઓં કે સ્વરૂપ ઔર લક્ષણ લિખે હૈં ઔર ઉનકી ગદ્ય મેં ટીકા ભી કી હૈં. 'બરારી' રાગિની કા એક ઉદાહરણ દિયા જાતા હૈ—

### કવિત

કાનનિ મેં ફૂલ હૈ, બિરાજૈ ચૌંર કરની કૌ,
ફેર કે સુ કંકન, બજત મન ભાવને;

અલકૈં હૈ સીસ પરિ, ફલકૈ લલબાની કી,
ચીર હૈં વિચિત્ર ઔર વીર છવિ છાવને;
અલિ મન ભાઇ સદા, કંત સુખદાઇ સહી,
ઓપિત અધિક સુર, અનંગ જગાવને;
કહૈં કુંવરેસ લખસિંઘ યા સૌં રીઝત હૈં,
વિદિત ખરારી યાકે બોલ હૈં સુહાવને.

યાકો અર્થ—કાનનિ મેં નીકે ફૂલ હૈં. હાથમેં ચાંવર હૈં. કર કે કંકન બલપાનિ કી ધુનિ અપને પ્રીતમ કૌં સુનાય મન રાજી કરતિ હૈ. સીસ પર અલકૈં નીચી ફલકતી હૈં. વિચિત્ર ચીર પહિરે હૈં. ઔર ચીર કી છવિ છીનક રિઝારી હૈ. કંત કો બહુત નીકી લાગત હૈ. જા કી દુતિ કામ કૌં જગાવતિ હૈ. કુંઅરેસ કવિ કહત હૈ લખસિંઘ ભૂપ યા સૌં રીઝત હૈં. પ્રગટ હી ખરારી કે સુહાવને બોલ હૈં."

## લાલ કવિ

મહારાઓશ્રી લખપતજીના અવસાન પછી એમના પાટવી કુમાર ગોડજી કચ્છની ગાદી પર આવ્યા. ગોડજીના સમયમાં કવિ લાલ થઇ ગયા. લાલ કવિ ગુર્જર ભૂમિના વટપુર એટલે સંભવતઃ વડોદરાના રહેવાસી હતા. એમણે 'ગોડ રત્નાકર' નામે ગ્રંથ સંસ્કૃત અને હિંદી ભાષામાં લખેલ છે. મહારાઓશ્રી ગોડજીની પ્રશસ્તિમાં એમનુ એક કવિત અહીં રજુ કરવામાં આવે છે.

### કવિત

આસન કૂં સિંહાસન, ચમર પતાકા પુનિ;
વાહન ગજેન્દ્ર ધન તુરંગ અપાર હૈં.
ભોન કા વિચિત્ર જાય, હેમ રસ સૌં સુભાય;
ખાસ આમ રંગ ધામ કેતે નિરધાર હૈં.
પદ્મની ચીત્રની યહ, આંખતી ઝરોખા જાલ,
વિપિન વિલાસ બાલ પુત્ર સુખસાર હૈં.
સામત સલામ કાજ, ખડે હૈં હેતુ સૌં આજ;
એક ગૌડ રાજ, ઇન્દ્ર કો સો સુખસાર હૈં.

## ભગન ભાટ

એક વખત રાજસ્થાનનો એક ભાટ મુલક–મુલકના રાજવીઓની દાનવીરતાની કસોટી કરતો આખા દેશમાં ઠેક-ઠેકાણે ફરી રહ્યો હતો. આમ ફરતો ફરતો તે કચ્છમાં આવી ચઢ્યો. દાતારોની દાનવીરતાની પરીક્ષા કરવા માટે તેણે એક વિચિત્ર રીત અખ્ત્યાર કરી હતી. તેણે લોઢાનો એક જબરો સુતારો (ગદા) તૈયાર કરાવ્યો હતો. તે જુદા જુદા રાજવીઓના રાજમાં જઇને એવી જાહેરાત કરતો, કે જે કોઇ પોતાના માથામાં લોઢાનો આ સુતારો મારવા આપશે તેની પાસેથી જ તે દાન લેશે. આ ભાટ આજ લગી અનેક રાજવીઓની મુલાકાત લઈ આવ્યા હતો, પરંતુ એકે રાજવી તેની આ વિલક્ષણ કસોટીમાંથી પાર ઊતર્યો ન હતો.

કચ્છમાં આ વખતે રાઓશ્રી ભારમલ્લજીનો અમલ ચાલતો હતો. કચ્છમાં સ્વસ્થતાની સ્થાપના કરનાર પહેલા રાવશ્રી ખેંગારજીના એ ફટાયા કુંવર હતા. પાટવી કુંવર ભોજરાજજી રાયધર આમર સાથેની લડાઈમાં ઝાલુ છેલામાં કામ આવતાં કચ્છની રાજ્ય-લગામ નાના કુમાર ભારમલ્લજીના હાથમાં આવી. ભારમલ્લજી ઉદાર હૃદયના રાજવી હોવાથી તેમનું નામ કચ્છના એક મહાન દાતાર તરીકે પ્રસિદ્ધ થયું છે. આ કારણથી જ "ખટ્યો ખેંગાર અને ભોગવ્યો ભારે" એવી કહેવત કચ્છમાં પ્રચલિત થઈ છે.

પેલો રાજસ્થાની ભાટ પણ ભારમલ્લજીની દાનવીરતાની પ્રશંસા સાંભળીને ભુજ નગરીમાં આવી પહોંચ્યો હતો. રાઓશ્રીએ તેનો સારો સત્કાર કર્યો અને જે જોઈએ તે માગી લેવા જણાવ્યું. ભાટે પોતાના નિયમની જાહેરાત કરતાં લોઢાની પેલી પ્રચંડ ગદા બતાવીને કહ્યું, "નામદાર! જે કોઈ આ લોઢાનો મુતારો મને મસ્તકમાં મારવા આપે તેનું જ દાન લેવાનું મારૂં બિરદ હોવાથી હું બીજા કોઈનું દાન લઈ શકતો નથી."

ભાટની આ વિચિત્ર વલણ જોઈને રાઓશ્રી વિસ્મિત થયા. પેલી લોઢાની ગદા પણ એક જ પ્રહારમાં પ્રાણ હરી લે એવી ભયંકર હતી. આમ છતાં આ દાનવીર રાજા ભીષણ હથિયારથી ભય પામીને પોતાની ટેક તજી દે એવા ન હતા. તેમણે તરત જ પોતાના મસ્તક પર રહેલી કચ્છી પાઘડી પોતાના હાથે ઉતારીને ખુલ્લું માથું પેલા ભાટની આગળ ધર્યું, અને ભાટને તેનું બિરદ પૂર્ણ કરવાની આજ્ઞા કરી.

ભાટ રાજાએ પણ તરત જ આંખ લાલ કરીને પેલી ગદા ઊંચી કરી અને પોતાના સઘળા બળથી રાઓશ્રીના મસ્તક પર તેનો પ્રહાર કરવા તૈયાર થયો. રાઓશ્રી તો કંઇ જ ધાસ્તી વગર સંપૂર્ણ શાન્તિથી અડગ અને અડોલ સ્થિર આસને જેમના તેમ બેઠા હતા. ભાટ રાજાએ પોતે ઉગામેલી ગદા ઊંચે જ રહેવા દઇને ફરી એકવાર રાઓશ્રીને વિચાર કરી લેવાનું કહેતાં જણાવ્યું, કે "આ ગદાનો એક જ ઘા કોઇ પણ માણસનું મસ્તક તોડી પાડીને તેની ખોપરીના કુરચા ઉડાવી દેવાને બસ છે. માટે પૂરેપૂરો વિચાર કર્યા પછી જ મારી માગણીનો સ્વીકાર કરજો !"

રાઓશ્રીએ તેને વાતોમાં વખત ન ગુમાવતાં તરત જ તેનું કાર્ય પૂર્ણ કરવાની શાન્ત ચિત્તે સૂચના કરી અને તરત જ ભાટે ફરીથી પેલી ભયાનક ગદા વીંઝી. પરંતુ તે ગદા રાઓશ્રીના મસ્તક પાસે આવતાં જ તેણે તેને એકદમ અટકાવી દીધી. ગદાને જમીન પર પટકી, પોતાનું બિરુદ પૂર્ણ કરવા માટે રાઓશ્રી પર તે ધન્યવાદોના વરસાદ વરસાવવા લાગ્યો. રાઓશ્રીએ પણ તેને ખૂબ દાનમાનથી નિવાજીને સંતુષ્ટ કર્યો. અને હવે પછી કોઈ પણ દાતારની આવી આકરી કસોટી ન કરવાનું તેની પાસેથી વચન લીધું. ભાટ રાજા રાઓશ્રીની દાનવીરતાનાં વખાણ કરતાં બોલી ઊઠ્યોઃ—

### છપ્પય

જહાં નાંહિ જલ બિમલ, કમલ ફૂલે ન સરોવર;
અક્ક થુવર અપાર, એક પંખી નહિ બઢ ભર.

કઠિન ભોમ ડુંગર અગાધ, સિંહ તિણુ ઠૌર હી હૂંકે;
પંથી ચલે ન પંથ. ચોર ડીંગાલુ લૂટે.
ભૂખર ભુરટ લગે ઘના, નર તુરંગ થક્કે ગવન;
તૂ ન હોત ભારા નૃપત, કચ્છ દેશ આવત કવન ?

ઉપરના કાવ્યમાં ભાટ રાજાએ રાઓશ્રી ભારમલ્લજીની તો ભારોભાર પ્રશંસા કરી. પરંતુ તેની સાથે કચ્છની તો જાણે-અજાણે તેટલી જ અવગણના કરી નાખી.

આખી કચેરી સ્તબ્ધ થઈ ગઈ. કોઇ કંઈ બોલી શકયું નહિ. મુલકને ઊતારી પાડીને મહિપતિની પ્રશંસા કરનારી આ કવિતાની કેવી કદર કરવી તેના વિચારમાં રાઓશ્રી મુંઝાઇ પડ્યા.

આ વખતે રાજકચેરીમાં ભગન ભાટ નામે એક શીઘ્ર કવિ બેઠો હતો. રાઓશ્રીની મૂંઝવણ તે કળી ગયો. તેને લાગ્યુ કે રાજસ્થાની ભાટે રાઓશ્રીનાં ગુણગાન કરવામાં કચ્છનું તો વાટી નાખ્યુ. ભગન ભાટ સાચો કવિ હતો. આખી વાતને ઉલટાવી તે પોકારી ઊઠ્યો—

છપ્પય

જહાં ગોલ ફલ ફલેં, તહાં કદલી બન હોઇ,
સિર ટંકારે ફૂલ, ચંપ બંધે સબ કોઇ;
જહાં પીલુ તહાં દ્રાખ, જહાં ખીજડ તહાં બટવડ,
જહાં અક્ક તહાં અંબ, જહાં ચોર તહાં મુનિવર;
ભને ભગન જહાં જલ ખારહૂ, ખીર-નીર સબ એક હુઅ,
બિપરીત રીત યહ કચ્છ મેં, કીઅ ભારા ખેંગાર તુઅ.

ભગન ભાટની આ અદ્‌ભુત કવિતા સાંભળી આખી કચેરીનાં હૈયાં આનંદથી નાચી ઊઠ્યાં. કચ્છની લાજ રાખી લે એવી આ કૃતિથી રાઓશ્રી પણ ખૂબ રાજી થયા, અને બંને કવિઓને સારો સરપાવ આપી ખુશ કર્યા.

## મીર જબ્બર

વિક્રમ સંવત ૧૭૨૨ માં કચ્છની રાજ્યગાદી પર રાઓશ્રી રાયધણજી પહેલા આવ્યા. રાઓશ્રી રાયધણજી એક ઉદાર રાજવી હતા. એક વખત તેમણે અતિ મોટી રકમ ખરચીને એક ઉત્તમ પ્રકારનો કાબુલી ઘોડો ખરીદ કર્યો. ભાગ્યે જ કયાં જોવામાં આવે એવો એ ઉમદા ઘોડો હતો. આ ઘોડાની ખ્યાતિ દેશ-વિદેશમાં પહોંચી ગઈ હતી. એક ચારણ આ પાણીપંથા અશ્વની પ્રશંસા સાંભળીને રાઓશ્રી રાયધણજી પાસે આવ્યો. રાઓશ્રી પાસે એણે આ ઘોડાની માગણી કરી. રાઓશ્રીને આ ઘોડો પોતાના જીવ કરતા પણ વહાલો હતો. આમ છતાં ચારણની માગણી પૂર્ણ કરવા આ ઉદાર રાજવીએ એ જ વખતે " તથાસ્તુ " ના ઉચ્ચાર સાથે પોતાનો પ્યારો ઘોડો પેલા ચારણને સમર્પણ કરી દીધો. ચારણના આનંદનો પાર રહ્યો નહિ. ઘોડાને લઇને ફરતો ફરતો તે દિલ્હીના પાદશાહ પાસે જઇ ચઢ્યો. સર્વાંગ સુંદર આ ઉમદા પ્રાણીને જોઇને પાદશાહનું મન એના પ્રત્યે આકર્ષાયું. તેણે પેલા ચારણ પાસે ઘોડાની માગણી કરી. ચારણ મુંઝાયો. હવે શું કરવું ? તેણે વિચાર કર્યો, કે પાદશાહ પાસે આ ઘોડા બદલ એટલી મોટી રકમની

માગણી કરવી, કે તે આપવાને પાદશાહ તૈયાર જ થાય નહિ. આમ વિચારી તેણે એ ઘોડાના બદલામાં જો આઠ હાથી મળે તો જ તે ઘોડો આપવાનો પોતાનો મક્કમ ઇરાદો તેણે જાહેર કરી દીધો.

પાદશાહ તો આ ઘોડા પર એટલો મુગ્ધ બની ગયો હતો, કે તેણે તે જ વખતે એ ઘોડાના બદલામાં ચારણને આઠ હાથી આપી દેવાનો હુકમ કરી દીધો. આમ થતાં ચારણની મૂંઝવણ તો ઉલટી વધી પડી. આઠ આઠ હાથીઓને ખવડાવવું શું ? એમને બાંધવા ક્યાં ? ચારણ તો ગભરાઇ ગયો. તેણે પોતાના અંતરની વાત પાદશાહ પાસે નિખાલસપણે વ્યક્ત કરી દીધી. એટલે પાદશાહે આઠ હાથીને બદલે ચારણને આઠ ગામ આપી, તેનું મન મનાવીને આખરે એ ઘોડો ખરીદી લીધો. આ પ્રસંગના વર્ણનનું એક કાવ્ય અત્રે આપવામાં આવે છે.

## ચારણી ગીત

શહેર દિલ્લી તણો શેર-દિલ શહેનશાહ,
 સાંભળો દાનરી વાત સાચી,
રાયધણ જામ રા એક ઘોડા સટે,
 દિલ્લી શાહે દિયા આઠ હાથી.
દેશ-દેશાવરૂં કેક ચારણ ફરી,
 આવિયો જખે કચ્છ ભુજ ગ્રામે,
મેઘહર+ રીઝિયો પવંગ÷ દે માંગણાં,
 પવંગરા પંચત્રણ× ગયંદ* પામે.

+ મેઘજીનો કુમાર. ÷ ઘોડો. × આઠ. * હાથી.

રાઓશ્રી રાયધણજીની દાનવીરતાની આવી વાતો સાંભળીને મીર અલી નામનો એક દિલ્હીના પાદશાહનો માગણ કચ્છમાં આવ્યો. મીર અલી એક કવિ હતો. કચ્છના કવિઓ જોવાની ઇચ્છાથી જ તે કચ્છમાં આવ્યો હતો. આ વખતે ભુજમાં મીર જાફર નામનો એક ઉત્તમ કોટિનો કવિ હતો. પરંતુ તે તદ્દન મનમોજી હતો. ભાંગના નશામાં મસ્ત બનીને તે હમેશાં પંજેર પીરની જગ્યામાં પડ્યો-પાથર્યો રહેતો.

રાઓશ્રીએ આ કવિને બોલાવવા માટે એક વેલ મોકલાવી. કવિ મીર જાફર રાઓશ્રીના હુકમને માન આપી, વેલમાં બેસીને કચેરીમાં આવ્યો. એનો પહેરવેશ અને એના રંગઢંગ પણ કંઇ અજબ જેવા હતા. હાથમાં એક કુતરો, કમરે સિંધી પોત બાંધેલી, માથું ઉઘાડું, માથા પર ફરફર થતા નાના નાના બાબરિયા, આવા વેશે આ કવિ રાઓશ્રીની કચેરીમાં હાજર થયો. રાઓશ્રી આ મનતોરી કવિને બરાબર જાણતા હતા. આથી તેનું આવું વિલક્ષણ વર્તન તે નિભાવી લેતા. કચ્છી કવિ મીર જાફરના આવા દીદાર જોઇને દિલ્હીના કવિ મીર અલીને નવાઇ લાગી. તેને આ મસ્ત કવિની પરીક્ષા કરવાનો વિચાર થયો આથી તેણે કવિ જાફરને કહ્યું, "કવિરાજ! આ કચેરીમાં જેટલાં હથિયાર દેખાય છે તેનું વર્ણન કરી બતાવો!" કચ્છનો કવિ-બાદશાહ મીર જાફર પાદશાહી કવિના પડકારને ઝીલી લેતાં તરત જ બોલી ઊઠ્યો-

## નિશાની તીરની

બાણ-કબાણા હાથ કર, ખેલે બલવંતે,
પૂર કસીસા ભર કર, ખેંચે મદમંતે,

લગા તુરી-તોખાર બાર આયે જબ આંતે,
જાણુ ક ગોરી કઢેઆ હથ મહેંદી—રત્તે.

## નિશાની તલવારની

મિસરી કાઢ મિયાનાં, હથ કીતી નંગી,
જાણુ ક બિજલી ચમકી, ઐસી ઝગમંગી;
રાઓ ચખાઈ રોસ ભર, વૈરી સિર બંકી,
ટાટ ફ્રણુંદા સો ગયા, લગી લોહ-બંકી.

## નિશાની બરછીની

આગર ધારી ફેર ઉલારી બુક્કી,
આગોં-પીછોં ઊજરી, નાગન જ્યોં લહકી,
જબ કે રણમેદાન મેં, ઝગમગ જા ઝબકી,
કાયર છાંડે ખેત કો, સૂર ગલે લપટી.

## નિશાની છુરીની

અણિયાળી અરુ વંકડી કાની મદમાતી,
શૂરવીરાં કે સંગ વો અંગ લિપટ જાતી;
લોહ-અણી ટપકી દીવે જાણુ અંધારી રાતી,
કહેવે 'મીર જફર' જિઓરા યહી બતાઇ કાતી.

કચ્છી કવિની આ શીઘ્ર છતાં ઉત્તમ પ્રકારની કાવ્યકૃતિ જોઇને પાદશાહી મીરના આનંદનો પાર રહ્યો, નહિ. તે મીર જફરની કવિતા પર ખુશ થઇને બોલી ઊઠ્યો "મેં તો આ જફરને એક ફકીર માની લીધો હતો, પણ જફર તો જબ્બર છે!"

અને તે દિવસથી રાઓશ્રીએ મીર જાફરનું નામ કવિ 'જબ્બર' ઠરાવ્યું. એની કવિતાથી ખુશી થઈને રાઓશ્રીએ તેને જે જોઇએ તે માગી લેવાનો હુકમ કર્યો.

કવિ જબ્બર તો ખરેખર એક મનમોજી કવિ-બાદશાહ હતો. રાઓશ્રીની આજ્ઞા માન્ય રાખી તેણે માગણી તો કરી. પણ માગ્યું શું ? માગી માત્ર થોડી શી ભાંગ !

કવિની આટલી નિસ્પૃહતા જોઇને રાઓશ્રી કવિ પર વધારે ખુશ થઈ ગયા. તેમણે આ કવિને ભાંગ માટે ઝીકડી ગામમાં આઠ પ્રાજાની ધરતી આપી, અને કહ્યું કે "એ તો તારી ભાંગ પૂરતું જ છે. એ ઉપરાંત પણ માગવું હોય તે માગી લે !"

પરંતુ આ મસ્તરામ કવિ તો લાતમા હતો. એનો તો એક જ સિદ્ધાંત હતો કેઃ–

> આગે કિસીકે કયા કરે, દસ્તે-તમા દરાજ,
> યહ હાથ સો રહા હૈ, સિરહાને ધરે ધરે.

એ જ અરસામાં કેટલાક મિયાણાઓએ ભુજમાં મોટી ચોરી કરેલી. આ કારણથી એમને પરહેજ કરવામાં આવ્યા હતા. આ મિયાણાઓએ પોતાને છોડાવવા માટે કવિ જફર પાસે ઘણી કાકલૂદી કરી હતી. એટલું જ નહિ પરંતુ ભવિષ્યમાં કદી પણ ચોરી ન કરવાની કબુલાત પણ આપી હતી. કવિને આ વાતની યાદ આવતાં તેણે આ મિયાણાઓને મુક્ત કરવાની માગણી રાઓશ્રી પાસે રજુ કરી અને રાઓશ્રીએ કવિની માગણીનો સ્વીકાર કરીને મિયાણાઓને બંધનમુક્ત કરી દીધા.

આ મિયાણાઓએ કવિના ઉપકારનો બદલો વાળવા માટે તેને વંશ પરંપરાનો લાગો બાંધી આપ્યો.

રાઓશ્રીને આશીર્વાદ આપતાં મીર જફર બોલ્યાઃ—

ધરતી ધાંઇ કરે, ઉગે તારા અભ,
તેસીં કાતી કચ્છ જી, પાંઉં ભરે ન પગ.

જ્યાં લગી ધરતી ધાન્ય પેદા કરે છે અને આકાશમાં તારા ઊગે છે ત્યાં લગી કચ્છની તલવાર પાછો પગ ભરવાની નથી.

## ઠક્કુર વિસનજી ચતુર્ભુજ

એક વખતના પ્રખ્યાત "ગુજરાતી" પત્ર દ્વારા દર વરસે બહાર પડતાં ઐતિહાસિક ભેટ પુસ્તકોના તથા અન્ય સેંકડો પુસ્તકોના લેખક શ્રી નારાયણ વિસનજી ઠક્કુરના પિતાશ્રી વિસનજી ચતુર્ભુજ પણ એક સારા કવિ હતા. શ્રી અમરલાલ ચરિત્ર નામે એક પુસ્તક એમણે ઇ. સ. ૧૮૭૭ માં પ્રસિદ્ધ કરેલ. એમણે ઘણો સમય સિંધમાં ગાળેલો. સિંધમાં તે ઠક્કુર વિષ્ણુદાસ અથવા વિસનદાસના નામથી વિશેષ જાણીતા હતા. એ સાધુચરિત પુરુષ હતા. સિંધના કેટલાક સંતો–મહંતો પણ એમના શિષ્ય હતા. અમરલાલ ચરિત્રમાંની એમની એક કૃતિ અત્રે રજુ કરવામાં આવે છે.

દોહરા

લાલ ઉદેરા તોંહિજા, પ્રેમે ધરિયાં પેર,
તો ધારાં સે કેર બ્યો, કરે અસાં તેં મેર.
ભીડ અસાંકે પઇ જડેં, તડેં કઇ તો સાર;
મે કીં અસીં વિઞોં ભુલી, ધિલમ્યાં હે ધિલધાર.
તો ધારાં બ્યો નાંય કો, માંજે કુલજો નાથ,
શિવ બ્રહ્મા વિષ્ણુ સભહીં, આહિન તુંહિજે સાથ.
દેવન જો પણ દેવ તું, પીરન જો પણ પીર;
શાહન જો તું શાહ ને, મીરન જો પણ મીર.
કરિયાં તોજી બંદગી, હમેશ ડીં ને રાત;
તોજે આધારેં સજી; આય અસાંજી જાત.

પુસ્તકના અંતમાં પોતાનો પરિચય આપતાં કવિ કહે છેઃ–

કુંડળિયા

વિસનજી રૂ વિષ્ણુ બહુરિ, વિસનદાસ ભી નામ,
કો પુનિ કહત વિસન કદી, વપુ કું હી અભિરામ;
વપુ કું હી અભિરામ, નાંહિ ચેતન કે માંહી.
મૈં હું શુદ્ધ સ્વરૂપ, નામ અરૂ રૂપ વિનાહી,
મો મેં સબ [1]અધ્યસ્ત, યહે કારજ કારનજી;
[2]વાચ્ય હી કરિ સો નમત, ઉદેરા ચરન વિસનજી.

---

૧ માની લીધેલું ૨ કહેવા ધારેલું

"પ્રવીણ-સાગર"માં કચ્છી કવિ

## પુરુષોત્તમ કોટવાલ

'પ્રવીણ-સાગર' એ પ્રેમ અને વિરહના મહાસાગર સમો એક અદ્દભુત ગ્રંથ છે. રાજકોટના ઠાકોર જાડેજા મહેરામણજીએ અનેક ગુજરાતી કવિઓના સહકારથી આ દળદાર ગ્રંથ તયાર કરાવીને હિંદી સાહિત્યની અનેરી સેવા બજાવી છે. ગુજરાતી કવિઓએ હિંદી સાહિત્યની જે અપૂર્વ સેવા કરી છે તેનું પ્રમાણપત્ર આ ગ્રંથ આપી જાય છે. પ્રવીણકુમારી અને સાગરરાજના પ્રેમનું એમાં વર્ણન છે.

આ ગ્રંથમાં એક એવો પ્રસંગ આવે છે, જ્યારે રાજકુમારી પ્રવીણબા પોતાના પ્રેમી સાગરના વિરહમાં તદ્દન કૃશકાય બની જાય છે. પ્રવીણબાને દિવસે દિવસે સુકાતી જતી જોઈને એની સાત સાહેલીઓ એનું કારણ પૂછવા લાગે છે. આ સાતે સાહેલીઓ જુદા જુદા પ્રદેશની હોવાથી જુદી જુદી ભાષા બોલતી હોય છે. સૌથી પ્રથમ ગુજરાતી સખિ કહે છે—

ક...વિ...ત

કહે ગુજરાતી, તારી પીડા તો કળાતી નથી,
મનમાં મૂંઝાતી ડીલે દુબળી દેખાતી છે;
ન્હાતી નથી ખાતી નથી, ગીત મુખે ગાતી નથી,
બોલતાં લજાતી, બાલા જેવી તું જણાતી છે;
રાતી રાણ જેવી હતી, દીસે છે સૂકાતી જાતી,
આંખો રાતી રાતી તારી, છાતી તાતી તાની છે;
પ્રવીણ પંકાતી ગુણીજનમાં ગણાતી,-આજે
ભાસે એવી ભાતી, જાણે ભ્રમમાં ભમાતી છે.

હવે મરાઠી સખિ કહે છેઃ—

પ્રવીણે મી તુજા તોંડ, પાહૂન સાંગતી આતાં,
કુઠે ગેલી ફાર બરી, કાન્તિ તુજી કાયાચી;
ચાંગલી મૂલીલા આતાં, કાય અસા રોગ ઝાલા,
આહે ગતિ હી વિચિત્ર, ઇશ્વરાચી માયા ચી;
એઉનધા વૈદ્યાલા, વ પાહુનઘા નાડી તુઝી,
તો તુલા દેઈલ, ફાર બરી ગોળી ખાયા ચી;
ત્યા પાસૂન તુઝા રોગ જાઉન હોઇલ સુખ,
સાંગીતલી તુલા ગોષ્ઠ હી મી બરી ન્યાયા ચી.

ભાવાર્થ—ઓ પ્રવીણકુમારી! તારો ચહેરો જોઇને હું હવે કહું છું, કે તારા શરીરની બધી કાન્તિ ક્યાં ચાલી ગઈ? તારા જેવી સરસ બાળાને એવો શો રોગ થયો છે? ખરેખર ઈશ્વરી કળાની ગતિ વિચિત્ર છે. હવે વૈદ્યરાજને આવવા દે અને તારી નાડી-પરીક્ષા કરવા દે! વૈદ્ય તને ઊંચા પ્રકારની દવાની ગોળી ખાવા માટે આપશે. ત્યાર પછી તારો બધો રોગ જતો રહેશે અને શાન્તિ થશે. હું તને આ ન્યાયપૂર્વકની વાત કહું છું.

મરૂ દેશની મારવાડી સખિ કહે છેઃ—

માંકો થેં કેણો ન માને, થાંકો હૈયો થીરૂ વે ના,
બોલ જકો કાંઈ થાને, હુવો એડો દુઃખડો;
હાથાં જોડી કાંછાં થાને, કાંઈ થેં ચિંતા કરાં છાં,
જકો માડુ જેડો આજ, વે ના થારો સુખડો;
પ્રવીણ રાયારી બેટી, મતી કરો એડી બાતાં,
ઇસો કિયે થાંને અઠે, ઉપજે ન સુખડો.

મોકળો વે ધન થારે, લોબડી લાખાં રી થારી,
"સોના જિસો રંગ થારો, બડો વે ઝરૂખડો.

ભાવાર્થ—તું મારૂં કહેવું માનતી નથી અને તારૂં હૈયું ઠરી ઠામ બેસતું નથી. તને આટલું બધું શાનું દુ:ખ છે તે તું કહે તો ખરી! તને હું હાથ જોડીને કહું છું કે તું ચિંતા કર નહિ. તારો ચહેરો પણ આજે માણુસ જેવો દેખાતો નથી. રાજકુમારી પ્રવીણબા! તમે આવી વાતો કરો નહિ! એમ કરવાથી તમને સુખ મળવાનું નથી. તારી પાસે પુષ્કળ પૈસો છે. લાખોની તો તારી ઓઢણી છે. સોના જેવો તો તારા શરીરનો રંગ છે અને તારા મહેલનો મોટો ઝરૂખો છે.

માથુરી સખિ કહે છે:—

જાહ કો યા જગત મેં, જાહિર હૈ જયપુર,
ભાગ્ય કો ઉદયપુર, ભલો જાકો આજ હૈ;
જાહિ કી સેના મેં, શસ્ત્રધારી જન જોધ પૂર,
ભંડારા ભરતપુર, શૂર કો સમાજ હૈ;
જાકી ખગ્ગ ધારાપુરી, ઉજ્જયિની ઓપત હૈ,
લખનૂર પૂર ડરે શત્રુ કો સમાજ હૈ;
આગરે કી સોં હૈ, કહો કાહે તું બેઠીસી રાંખે,
ઐસો તેરો પિતા નીતિપાલ મહારાજ હૈ.

આ કવિતામાં બાહ્ય દૃષ્ટિએ કેટલાંક શહેરોનાં નામ દેખાય છે. પરંતુ એમાંથી જુદો જ અર્થ નીકળે છે. એમાં પ્રવીણકુમારીના પિતાના વૈભવ અને સામર્થ્યનું વર્ણન છે, અને તે નીચે મુજબ:—

આ જગતમાં જેનો વિજય જાહેર છે, આજે જેના ભાગ્યનો પૂર્ણ ઉદય છે, જેના સૈન્યમાં શસ્ત્રધારી યોદ્ધા છે, શૂરાનો સમાજ જેના ભંડાર ભરી રહેલ છે, જેની તલવારની ધાર ઉજ્જ્વલ ઓપી રહી છે, લાખ નૂરવાળા જેના તેજથી શત્રુઓ ભયભીત બને છે, એવો નીતિવાન તારો પિતા છે. માટે તું ખેદીલી રાખ નહિ! તને આ ગળાના સોગન છે.

ઉર્દુ ભાષામાં બોલનારી સખિ કહે છે:—

નૂરે અફતાબ, નૂરે માહતાબ, ચહેરા તેરા,
　　સિતારા સી ચશ્મ, બુલબુલ સી જબાન હે;
હુવા તેરા જિગર, દરદ મેં ગિરફતાર,
　　સબબ સુનાઓ રાસ્ત, જાનું મેરી જાન હે;
ખાવિંદે ખલક રખે, તૈસે રહો ખુશ હાલ,
　　જાહિ કી ઓલાદ, જાનમંદ યે જહાન હે;
ફના કર ફિકર, જિકર કયા પ્રબીન બહેન,
　　ખલક મેં બાબા તેરા, ખુદ ખાનદાન હે.

ભાવાર્થ—તારો ચહેરો સૂર્ય અને ચંદ્રના પ્રકાશ જેવો તેજસ્વી છે. આકાશના સિતારા જેવી તારી આંખો છે અને બુલબુલ જેવી તારી જબાન છે તારૂં મન કોઇ દરદમાં ગિરફતાર બન્યુ છે. તું મને ખરૂં કારણ કહે તો જ હું જાણું, કે તું મારી જિગર–જાન સાહેલી છે. આ ખલકનો ખાવિંદ રાખે તેવી રીતે આનંદમાં રહે. આખી દુનિયા એની જ ઓલાદ છે. તું તારી ફિકરને નષ્ટ કર! એમાં વધુ કહેવાનુ શુ હોય? દુનિયામાં તારો પિતા તો ખુદ ખાનદાન છે.

હવે કચ્છી સખિ કહે છેઃ—

સભર કરેને સુણુ ગાલ, ભલી ભેણુ મુંજી,
મન મ મુંજાય, મુંજો ચોણુ નાંયખિલજો;
ડુખ તોજો ડિસી, જીવ જેડલે જો ડુખ ડિસે,
મુલાજો મ કર, ધર્ય ચઈ વિજ ધિલ જો;
ખેણુ પીણુ છડે કરે, રાત-ડીં રૂએંતી વિડી,
નતો તીં જણાય, મતલબ તોજે મિલ જો;
ચે' ત આડી-અવરી, પુછાંસ ભુવે કે કોઠાય,
અરતરા થીંધી હુવે, ત ખણાં પંખો ફુલ જો

ભાવાર્થ—મારી ભલી બહેન, તું ધીરજ રાખીને આ વાત સાંભળ! તારા મનને મૂંઝવતી નહિ; મારૂં કહેલું મશ્કરીનું નથી. તારૂં દુઃખ જોઈને બધી સાહેલીઓના દિલમાં દુઃખ થાય છે. કશો સંકોચ રાખ્યા વગર તારા દિલનું દર્દ કહી નાખ! ખાન–પાન છોડી કરીને તું રાત–દિવસ રડ્યા કરે છે. પરંતુ તું ઢોંગ કરતી હોય તેવું પણ કંઈ કારણ દેખાતું નથી. તને કંઈ ઝોડ-ઝાપટ લાગી હોય તો ભુવાને પુછી જોઈએ. અને જો અંગોમાં બળતરા થતી હોય તો ફૂલનો પંખો ઉપાડું.

છેટલે સંસ્કૃત ભાષા બોલનારી સાખ કહે છેઃ—

વચનં વદામિ તે હિતાય ત્વત્સુખાય ચાહં,
ભૂત્વા સાવધાના તત્તુ શ્રૃણુ ભાગ્યશાલિ કે;
કેયં કૃતા ભીતા ભુત્વા ત્વયં ત્યંતાચાક્રદંતા,
માં વદસ્વ કારણું તન્મૃદુલ મૃણાલિકે;

ત્વમસિ વિદ્યાવતી પ્રભાવતી ક્ષમાવતી ચ,
કિં વદામિ ત્વામહં સદ્‌ગુણ મણિમાલિકે;
ધૈર્યં ધૃત્વા ભૂત્વા સ્થિરા કષ્ટં તુ વિનષ્ટં કુરૂ,
બુદ્ધિમતી ભવસ્વ પ્રવીણે રાજબાલિકે.

ભાવાર્થ—હું તારા હિતને માટે અને તારા સુખને માટે જ આ શબ્દો બોલું છું. હે ભાગ્યશાલિની! તું સ્વસ્થ થઈને તે સાંભળ! તું આવી ભયભીત કેમ બની છે? અને આવું આક્રંદ કેમ કરી રહી છે? ઓ મૃદુલ તનવાળી મૃણાલિકા! તું મને તેનું કારણ કહે! તું તો વિદ્યાવતી, પ્રભાવતી અને ક્ષમાવતી છે. તું તો સદ્‌ગુણ રૂપી મણિની માલિકા સમાન છે. તને હું શું કહું? હવે તું ધૈર્યને ધારણ કરીને સ્વસ્થ થઇ જા! ઓ રાજકુમારી પ્રવીણબા! તું હવે બુદ્ધિમતી બની જા!

પ્રવીણકુમારીની ઉપર્યુક્ત સાત સાહેલીઓની સાત ભાષાની કવિતામાં કચ્છી કવિતા રચનાર કચ્છ–માંડવીના સારસ્વત કવિશ્રી પુરૂષોતમ કોટવાલ છે. કચ્છી કૃતિની એમની કલાનું નિરીક્ષણ કરતાં તે ઉચ્ચ કોટિની જણાય છે. આ કવિની અન્ય રચનાઓ પણ હોવી જોઇએ. પરંતુ કમનસીબે તે આજે હાથ ચડતી નથી.

## પંડિત દયારામ ખટાઉ શર્મા, મહામહોપાધ્યાય.

વિદ્વદ્વર્ય પંડિતશ્રી દયારામ ખટાઉ ગંગાધર શર્માની વિદ્વતાથી કચ્છ, મહાગુજરાત, મહારાષ્ટ્ર, મુંબઇનગરી અને વારાણસીના વિદ્વત્સમાજ પરિચિત છે.

સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિમાં, સાત્વિક અને બ્રહ્મનિષ્ઠ શ્રી

ખટાઉ ગંગાધર શર્માને ત્યાં કચ્છ દેશલપુર (ગુંતરી) માં, પંડિતજીનો તા. ૭-૧૦-૧૮૮૧ માં જન્મ થયો. કુટુંબના પરંપરાગત સંસ્કાર યોગે બાળપણથી જ સંસ્કૃત વિદ્યાના અભ્યાસ પ્રતિ પંડિતજીને અનુરાગ થયો. નાની વયથી તેઓએ મુંબઇ તથા ભુજમાં સંસ્કૃત વ્યાકરણ, ન્યાય, કાવ્યાદિનો અભ્યાસ શરૂ કર્યો. ત્યારબાદ પુનઃ મુંબઇમાં અને પછી બનારસ (કાશી માં ધર્મશાસ્ત્ર, કર્મકાંડ, વેદ, વેદાંત, સાહિત્ય, જ્યોતિષ વગેરે દર્શનશાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને સર્વ શાસ્ત્ર પારંગત બન્યા.

એમની વિદ્વતાથી આકર્ષિત થઇને અનેક વિદ્વત્સમાજો અને ધર્માચાર્યોએ તેઓને વિવિધ પદવીઓ સમર્પિત કરી છે. જેમાં મહોપાધ્યાય, વેદાંતવાચસ્પતિ, સનાતનધર્મ ભૂષણ, વિદ્યાલંકાર, વિદ્યાવારિધિ, વિદ્યાસાગર, ધર્મશાસ્ત્ર વિભૂષણ, તેમજ મહા-મહોપાધ્યાય ઇત્યાદિ પદવીઓ મુખ્ય છે.

તેઓશ્રીએ શાસ્ત્રીય વિષય, વેદાંત, ઇતિહાસ, જ્યોતિષ, કર્મકાંડ વગેરેના મળીને પચાસથી યે વધુ પુસ્તકો પ્રગટ કર્યાં છે. બાળ ગંગાધર લો. મા. તિલક તથા મહાત્મા ગાંધીજીએ શ્રીમદ્ ભગવત્ગીતા પર જણાવેલા વિચારો સંબંધે એ બન્ને મહાપુરુષો સંગાથે પંડિતજીએ પત્રો દ્વારા અને રૂબરૂ મળીને ચર્ચા-વિચારણા કરેલ. પં. મદનમોહન માલવીયાજી પણ પંડિતજીની વિદ્વતાના ચાહક હતા. મુંબઈથી તે સમયે પ્રગટ થતા "ગુજરાતી" સાપ્તાહિક પત્રમાં વર્ષો પર્યંત "ગીતાર્થ પરામર્શ" ના શીર્ષક હેઠળ તેઓશ્રીએ ગીતાજીના ચર્ચાસ્પદ અને ગૂઢ રહસ્યો અને આશયોની શાસ્ત્રીય છણાવટ કરી હતી. એ લેખમાળા પણ ગીતાપ્રેમી જનતામાં અત્યંત આદર પામી હતી.

સંસ્કૃત સાહિત્યના સમર્થ વિદ્વાન હોવા ઉપરાંત એમનામાં ઉત્તમ કવિત્વ શક્તિ પણ છે સંસ્કૃત, હિંદી અને ગુજરાતી વગેરે ભાષાઓમાં ઉત્તમ કાવ્યોનું સૃજન કરતા રહ્યા છે.

પંડિતજી સ્વયં શાસ્ત્રોના આદેશ અનુસાર શુદ્ધ અને સાત્વિક જીવન વ્યતીત કરે છે કેટલાં યે વર્ષોથી તેઓ સમૂહ ભોજન કે મૃત્યુ નિમિત્તનું ભોજન કરતા નથી. પ્રાયશ્ચિતિ દાન કે કર્મમાં ભાગ લેતા નથી. વર્ષોથી તેઓ સ્વાધ્યાય અને પ્રવચન (જ્ઞાનચર્ચા) સિવાય પ્રાયઃ કોઈ પણ કાર્યોમાં ભાગ લેતા નથી. એમની સ્વલ્પ કાવ્ય-પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

## અભ્યર્થના

મારા જીવનના અધિરાજ! કૃપા તુજ કાલ થશે કે આજ?
કરુણા ક્યારે થાશે તારી? સમય વિકટ છે આ અતિ ભારી,
કર દયા ગરીબ નિવાજ, કૃપા તુજ કાલ થશે કે આજ?
દુઃખમાં રહું શી ધીરજ ધારી, કષ્ટ અનેક થાય ભયકારી,
પલપલમાં નિત મહારાજ! કૃપા તુજ કાલ થશે કે આજ?
જપ તપ વ્રત કે ધ્યાન તમારાં, થયાં નહિં, કમભાગ્ય અમારાં,
પણ માફ કરો યદુરાજ! કૃપા તુજ કાલ થશે કે આજ?
'દયાળ' વ્રત સંભાળી તુજનું, જીવન સફળ કરો નિજ જનનું,
સુણી અંતર પ્રેમ અવાજ, કૃપા તુજ કાલ થશે કે આજ?

## વિનતિ

મારી વિનતિ સુંદર શ્યામ! સુણો પ્રભુ અંતરના અભિરામ!
તમથી ઇતર નથી જગત્રાતા, અખિલ વિશ્વના આપ વિધાતા,
છો પાલક પાવન નામ, સુણો પ્રભુ અંતરના અભિરામ!

ભક્ત જનોને આશ તમારી, આપ કૃપા સાગર સુખકારી,
તન મનમાં પ્રગટો રામ, સુણો પ્રભુ અંતરના અભિરામ!
અમ અંતરની ભ્રાંતિ નિવારી, દૂર કરો અઘ અવગુણ ભારી,
તવ નામ મુક્તિનું ધામ, સુણો પ્રભુ અંતરના અભિરામ!
દીન જનોના નાથ તમે છો, સ્નેહ શાંતિના ધામ તમે છો,
છો 'દયાળ' ના આરામ, સુણો પ્રભુ અંતરના અભિરામ!

## વિનંતિ

રાગ—દેશ.

મ્હારા અંતરના આધાર! કદા ઉગારશો રે?
મ્હારા અંતરના અભિલાષ! કદા સંભાળશો રે? મ્હારા૦
આપ વિયોગે વૃત્તિ મ્હારી, વિકલ થઈ ભટકે મદનારિ!
અંતર જ્ઞાન ઉજાળી, કદા પ્રકાશશો રે. મ્હારા૦
આપ વિના સંસાર સકલ આ, કરે હૃદયને પરમ વિકલ આ,
વિકસિત કરી કમલ આ, કદા વિકાસશો રે? મ્હારા૦
તન મન ધન અર્પ્યું પ્રભુ તમને, હૃદય ચહે મયૂરો જેમ ઘનને,
ચેન પડે નહિ મનને, કદા સ્વીકારશો રે? મ્હારા૦
વસ્તુ માત્રમાં આપ વિરાજો સેવક ઉપર તમે નિવાજો
'દયાળ' દયા અવાજો, કદા ઉચ્ચારશો રે.... મ્હારા૦

## પ્રાર્થના

રાગ—દેશ.

મ્હારા અંતરયામી નાથ! હવે ઉગારજો રે,
હું છુ દીન અતિશય રંક, તાપ નિવારજો રે....
આપ દયા સાગર સુખકારી, નિજજનના સંતાપ નિવારી,
સ્વીકારી ગિરિધારી! દુઃખ નિવારજો રે? મ્હારા૦

આ ભવસાગર દુસ્તર ભારી, આશા અંતરમા છે તારી,
નિજ જનને સંભારી, સાગર તારજો રે.... મ્હારા૦

ભૂલ હતી ને છે પણ મ્હારી, ટેવ અનેક હજીય નઠારી,
અંતર કૃપણ વિકારી, દોષ સુધારજો રે.... મ્હારા૦

મન વાણી તન પાપ નિવારી, અવિચળ પદ આપો ત્રિપુરારી,
'દયારામ' સુખકારી, ટેક વિચારજો રે.... મ્હારા૦

## જ્ઞાન–ચર્ચા

### કવાલી

અલૌકિક મિષ્ટ સાગર કે, કિનારે પર ખડા રોતા,
ઉસી નિઃસીમ સાગરકી, દિવાલેં હૈ રચી અપને,
લગા અબ આપમેં તપને, મોહબસ વહત જ્યું સોતા.

તૃષા શાન્તિ કહાઁ તનમેં, ભરા દુર્ગંધ જલ મનમેં,
પ્રીત નહિ ઔર સાધનમેં, વિકલ ભવ પાર નહિ હોતા.

અચલ શ્રદ્ધા નહીં ભક્તિ, કહાં સે પાયે વો મુક્તિ,
નહિં હૈ કર્મ મેં યુક્તિ, જ્ઞાન બિન જપત જ્યું તોતા.

છોર મન બુદ્ધિ લે આગે, વહાઁ ચલ જ્ઞાન ઘન જાગે,
'દયાનિધિ' સોમરસ આગે, ભરા સાગર લગા ગોતા.

## આ શ્ર ય

### ભજન

નરહરિ આપ કૃપાકે સાગર, તુમ બિન કૌન હમારો ?
રામા તુમ બિન કૌન હમારો ?
ભવ ભય સંકટ જનમ મરનકો, કૌન નિવારન હારો....રામા૦

હે ભવસાગર દુસ્તર ભારી, તુમ બિન કૌન સહારો,
મહા મોહ બશ ચંચલ મનસે, ભવકી આશ નિવારો....રામા૦
આપ દયાનિધિ ગિરિધર નાગર, મૈં હુ દાસ તુમારો,
અબ દર્શન પ્રભુ અંતર મેં મુઝ, દે કે હાથ પસારો.... રામા૦
અવિનાશી કરૂણા કે સાગર, ભવજલ પાર ઉતારો,
'દયાલ' દયાલુ અબ કરુણાકર, શ્રીપતિ ! આપ પધારો !....રામા૦

ૐ

## શ્રી નાનાલાલ વોરા

સર્વાંગ શ્વેત વસ્ત્રધારી ફિરસ્તા જેવો દેખાતો કોઇ પાઘડીબંધ પીઢ પુરુષ કચ્છ–માંડવીના શ્યામજી કૃષ્ણવર્મા રોડ પર આવેલ રામકૃષ્ણ મહાશાળામાં પ્રવેશ કરતો માલમ પડે તો વગર સમજ્યે સમજી લેવું કે એ પોતે જ શ્રી નાનાલાલ વોરા. એમના 'લઘુલાલ' તખલ્લુસથી એમની નમ્રતા અને એમનું નિરભિમાન સ્વયં સિદ્ધ થઇ જાય છે. એમની ટૂંકામાં ટૂંકી ઓળખાણ આપીએ તો એક જ શબ્દ બસ થાય–'કર્મયોગી.'

વિક્રમ સંવત ૧૯૪૪ ના આશ્વિન સુદિ પંચમીના દિવસે અંજારના નાગર ગૃહસ્થ વૈકુંઠરાય વોરાને ત્યાં એમનો જન્મ. શ્રી વૈકુંઠરાય એક સેવાભાવી ધારાશાસ્ત્રી હતા અને અંજારમાં જ વકીલાત કરતા હતા.

માત્ર આઠ માસની બાલ્યાવસ્થામાં જ શ્રી નાનાલાલભાઈનાં માતુશ્રીનું અવસાન થયું અને માતૃપ્રેમની શીતળ છાયાથી એ વંચિત બન્યા. માતાનો વાત્સલ્ય–પ્રેમ એમનાં નાનીમામાં ઊતર્યો અને નાનીમાએ એમને અતિ વહાલથી ઉછેરીને મોટા

કર્યા. ખરેખર, માતાની વત્સલતાથી કુદરત જેને વિમુખ કરે છે તેને પોતાની જ ગોદમાં લઇ લે છે.

બાલ્યકાળથી જ ક્રાન્તિકારી વિચારો એમના મસ્તકમાં ઘૂમવા લાગ્યા હતા. પાઠ્યપુસ્તકોના પાઠો એમને છેક કિશોરાવસ્થામાં પણ 'પઢો પોપટજી સીતારામ' જેવા લાગતા. યંત્રવત્ શિક્ષણ પ્રત્યે તેમને પ્રથમથી જ અણગમો ઉત્પન્ન થયો હતો. સંસ્કૃત ભાષાની ભવ્યતા તરફ એમનુ આકર્ષણ વધતું ચાલ્યુ અને સંસ્કૃત ભાષાને એમણે અપનાવી લીધી. સંસ્કૃત ભાષામાં એમણે પદ્ય સાહિત્યનુ વિપુલ પ્રમાણમાં સર્જન કર્યું છે. પરંતુ પ્રકાશનને અભાવે આ સાહિત્ય અત્ર-તત્ર વેરાયલું પડયું છે.

શ્રી નાનાલાલભાઇ એટલે આદર્શ, તપ અને એકનિષ્ઠા. એમનો માર્ગ જ્ઞાન માર્ગ છે, એમનો આદર્શ કર્મયોગ છે એમને જોતાં જ કોઈ ઋષિ-મુનિની યાદ આવી જાય છે. અનેક ઝંઝાવાતો વચ્ચે પણ પોતાના જીવનનાવના સુકાનને અવિચળ રાખીને પોતાના નિર્ધારિત માર્ગે આગળ ધપતા રહ્યા છે. હાલે કચ્છ-માંડવીના ભાવિ નાગરિકોના જીવન-ઘડતરના કાર્યનું સફળ સંચાલન કરી રહ્યા છે.

શ્રી નાનાલાલભાઈ લલિત કળાઓના પ્રેમી છે. સાહિત્ય, સંગીત અને ચિત્રકલા એમના પ્રિય વિષય છે. પોતાના સંતાનોમાં પણ એમણે એ કલાઓનું સિંચન કર્યું છે. એમનું નિવાસ-ગૃહ એટલે કલાનું ધામ.

આયુર્વેદ ઉપર પણ એમનો એટલો જ પ્રેમ છે. આયુર્વેદનું એમનું ઊંડું જ્ઞાન આમજનતા માટે આશીર્વાદરૂપ બની રહે છે.

ગીતાજીને તો શ્રી નાનાલાલભાઇ પચાવી શક્યા છે. માત્ર પોપટિયું જ્ઞાન નહિ, પણ ગીતાનો કર્મયોગ એમણે જીવનમાં ઉતારેલ છે. શેઠ ગોકુળદાસ તેજપાળ માંડવી-હાઇસ્કૂલમાં તેઓ સેવાભાવે ગીતા વર્ગ ચલાવતા. ગીતા પરનાં એમનાં પ્રવચનો વિદ્યાર્થીઓ પણ રસપૂર્વક શ્રવણ કરતા. એ ઉપરાંત માંડવીમાં ભાટિયા ધર્મબોધિની પાઠશાળાના આચાર્યપદે પણ તેમણે ગીતા-પ્રવચનોનો લાભ ઘણા સમય સુધી આપેલ.

ગુજરાતના સમર્થ સાહિત્યકાર, સુપ્રસિદ્ધ કવિ અને કથાકાર શ્રી કરસનદાસ માણેકનું એક પુસ્તક 'ભર્તૃહરિ નિર્વેદ' શ્રી નાનાલાલભાઇને અર્પણ કરવામાં આવેલ છે. એની અર્પણ પત્રિકામાં આપવામાં આવેલા થોડા શબ્દો શ્રી નાનાલાલ ભાઈની જીવનકક્ષા વિષે ઘણામા ઘણું કહી જાય છે. આ રહ્યા એ શબ્દો:—

"મારા પ્રથમ સંસ્કૃત-ગુરુ
મુ. વિદ્વદ્‌વર્ય નાનાલાલ વૈકુંઠરાય વોરાને
ગુરો પ્રથમ !
નિત્ય અધ્યયન-શીલ પારાર્થિક,
સમુલ્લસત-ભારતી-રતિ-પ્રફુલ્લ-પ્રેમાંકિત
છલછલંત વાત્સલ્યથી
કર ગ્રહી કિશોરનો મમ,
મહાર્હમણિ-ધામ-સંસ્કૃતિ-મહાલયે મા'લતી
*સરસ્વતી તણા શિવંકરપદે પુગાડી ગયા !*

૩૧-૧૦-૫૮ ક. ન માણેક

શ્રી નાનાલાલભાઈનુ આધ્યાત્મિક જીવન એમના વ્યાવહારિક જીવન કરતા પણ વધુ મહાન છે એ જીવનના પરિપાકરૂપે તેમને અનેક કલાઓ વરેલી છે તેમા સગીતકલા ચિત્રકલા, કાવ્યકલા મુખ્ય છે એમનુ આ કલાત્મક જીવન એમની શ્રીરામકૃષ્ણ મહાશાળાના વિદ્યાર્થીઓમા ઉત્તમ સંસ્કારોનુ સિંચન કરી રહેલ છે એમના જીવન ઘડી રહેલ છે એમની કચ્છી કાવ્ય-કલાનો થોડો અંગ અત્રે રજુ કરવામા આવે છે

## કચ્છી કાફી

આધા! મુડસે કે મુડસ મિલન,
મચે જિત મોજ ઉની જે મન-ટેક
તન મન ધન માલક કે સોપે, નિરભય થઇ વિચરન,
નફે ખોટ જો ખ્યાલ છડે, નેકી તે નજર રખન આધા૦
રામ-રટન મે રચ્યા રાત-ડીં, ખ્યો તા કીં ન ખુઝન,
આશક માલક જી મરજી જા, સુરા સખક કુછન આધા૦
રામનામ તે મરી ફિટણ જી, ઉર મે આસ રખન,
રામ નામ તે મરી ફિટા મે, પોય ન કોય મરન આધા૦
ઢમક! ઢમક! ઢોલક તે તણુર, 'તુંહી તુ તુંહી' પડન,
તાર લગા અતર જા ઉન મે, અણુ અણુ અણુકન આધા૦
રામકૃષ્ણ આશક માલક જો, 'લઘુલાલ' જો ધન,
પડે 'તુંહી તુ' તન-તણુર તે, 'તુંહી તુ' કથે મરન આધા૦

## કચ્છી કાફી

વેણલા વલા લગે કરસન!
વેણુ તોજા મિઠા લગે કરશન!
જે સે પાર પુગો અરજન વેણલા૦

ધિલ ધરતી તેં ઝરમર ઝરમર અમૃત મીંય વસન;
વેણુલા વલા લગેં કરસન!

બાલક–લીલા સુધાપાન પણ, નંદ–જશોદા કન;
સાર ગ્રહ્યો જગજીવન જે, જીવન જો ગોકુલ જન. વેણુલા૦
ક્રા પણ ધિરજે જેંજે દરશન, સમરથ પ્રભુ કશન;
મિઠી માડી જે કોપ થકી પણ, ફિરજે લાલ લોચન. વેણુલા૦
ચાકર થઇ ગૌમાતા ચારે, પ્રેમે જગજીવન;
મિઠડ્યું માવડ્યું ગોંયું જગજ્યું, મિઠો કૃષ્ન જે મન. વેણુલા૦

ધન ધન ગાવડિયું પણ વ્રજજ્યું, બંસીનાદ સુણન;
ગેણુ છડીં હરિ–મુખ હેરીંધે, અખડ્યું નીર વસન. વેણુલા૦
વિણ વિદ્યા વિણ જપ તપ યોગેં, ગોપ–સુતા જે મન;
વિના મુલેં જેં વિકર્યો પિઠ કે, પ્રેમ મથે પ્રસન્ન. વેણુલા૦

અર્જુન જો ધિલ ધોસ્ત થઇ, ભેરો ભટકર્યો વનવન;
રથ જો હકલીંધલ શ્રી કરસન, ભન્યો ભક્ત કારન. વેણુલા૦
યોગીજન કે યોગ વતાયોં, જ્ઞાની જ્ઞાન ભગવન;
પ્રેમીજન કે પ્રેમ વતાયોં, ધન્ન પ્રાણજીવન. વેણુલા૦

'લઘુલાલ' તેં કૃપા કજા, સતગુરુ રામ–કરસન;
ઘટ ઘર જો અભિમાન છડે ને, કરિયાં કૃષ્ન–ભજન. વેણુલા૦

## શ્રી ગુલાબચન્દ્રજી મહારાજ

બાહ્ય ચક્ષુ બંધ થતાં દેવી સરસ્વતીએ જેનાં આંતર્ ચક્ષુ ઉઘાડી દીધાં છે એવા શ્રી ગુલાબચન્દ્રજી મહારાજનું જન્મ-સ્થાન વાગડનું ગામ જાટાવાડા.

છપ્પનીયો કાળ કચ્છ પર તૂટી પડ્યો ત્યારે વાગડના ઘણા લોકોની વણજાર દુષ્કાળના દિવસો વિતાવવા કચ્છના કાંઠી વિભાગમાં આવી ચડેલી. એ અરસામાં એમના પિતા પણ એમને લઇને જાટાવાડાથી કચ્છ આવેલા. એ વખતે એમની ઉંમર નવેક વર્ષની ભાગ્યે જ હશે. એમના એક નાના ભાઇ પણ હતા. આ બંને ભાઇઓને લઇને એમના પિતા કચ્છ-માંડવીમાં મુનિશ્રી રત્નચન્દ્રજી મહારાજનાં દર્શન માટે ગયા. ગુલાબચન્દ્રજીને જોઇ મુનિએ એમની શક્તિ પિછાણી લીધી, અને આ તેજસ્વી કિશોર પોતાને સોંપવા માગણી કરી. એ જ વખતે પિતાએ પ્રસન્ન મુખે પોતાના બાલપુત્રને મુનિ મહારાજને ચરણે ધરી દીધો. અને એ રીતે શ્રી કલ્યાણચન્દ્રજી મહારાજને નાના ગુરુભાઇની પ્રાપ્તિ થઇ.

ગુલાબચન્દ્રજી મ. નાનપણથી જ વિદ્યાવ્યાસંગી હોવાથી પોતાના અભ્યાસને આગળ વધારવા મંડી પડ્યા અને થોડા સમયમાં ઘણું જ્ઞાન સંપાદન કરી લીધું.

સંગીતકલા, ચિત્રકલા અને કાવ્યકલા તો એમના જીવન સ્તંભ. અને અક્ષર જુઓ તો મોતીના દાણા !

સંવત ૧૯૮૭ ની સાલે શ્રી કલ્યાણચન્દ્રજી મહારાજ સાથે સોનગઢ-મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમમાં એમણે પ્રવેશ કર્યો અને આંખોની શક્તિ કાયમ રહી ત્યાં સુધી એમણે આશ્રમની સેવા કરી. આજે પણ વિદ્યાર્થીઓને સંસ્કૃત ભાષાના અભ્યાસની તાલીમ આપતા જ રહે છે.

શ્રી ગુલાબચન્દ્રજી મહારાજ સંસ્કૃત સાહિત્યના પંડિત

છે-કવિ છે. સંસ્કૃતની કાવ્ય-કલા તો એમને સહજસાધ્ય છે. કોઇપણ કૃતિ એમને ગમી જાય તો તરત જ એ કૃતિને અનુરૂપ સંસ્કૃત ભાષાનો શ્લોક એમની પાસે તૈયાર જ હોય.

કવિ રાઘવનો મનની શક્તિ વિષેનો કચ્છી ભાષાનો એક દોહરો છે–

> રાઘવ મન અટકે ન, તેસીં કઇ પર ભાટકે,
> અટકે પોય છટકે ન, જાન વિએ મર ઝાટકે.

જ્યાં સુધી મન એક વસ્તુમાં ચોંટે નહિ, ત્યાં સુધી તે ક્યાંનું ક્યાં ભટકતું રહે છે. પણ તે કોઈ વસ્તુને ચોંટી પડે છે તો પછી તેને છોડતું જ નથી. ઝાટકાથી જીવ જતો રહે તોપણ શું થયુ ?

આ હકીકતને સંસ્કૃતમાં ગુલાબ મહારાજ કેવી કળાથી ગોઠવે છે !

> विरमेन्न मनोयावत्त तावन् याति चतुर्दिशम् ।
> लक्ष्ये स्थितं न निर्याति विध्यमानोऽपि वेधमा ॥

સિંધના શાયર શાહ લતીફનો એક બ્હેત છે.

> મોં કર મિંજારા, બારાં ડૂંઠ મ ઢાર જીં,
> જ આખરેં આરા, ત કંધી લજણ હાખડો.

તારા અંતરના ઊંડાણમાં મોઢું માંડ અને ત્યાં જ જોતો રહે ! ઢોરની જેમ બહાર શોધ કરતો ફરતો નહિ. જો આરા પરથી આખડ્યો તો કિનારો મળવો મુશ્કેલ થઈ પડશે.

શ્રી ગુલાબસ્વામી આ બ્હેતને સંસ્કૃત ભાષામાં આમ ફેરવે છે—

> वहिर्दृष्टि हृदि न्यसेन् मा मृग्येन् मृगवत् बहिः ।
> यदि च्युतस्तदात्तर हि पुनर्प्राप्तिस्तु दुर्लभा ॥

ઉર્દુ ભાષાનો એક શેર છે—

> બેઠે હૈં તેરે દર પે, કુછ કર કે ઉઠેંગે,
> યા વસ્લ હો જાયેગા, યા મર કે ઉઠેંગે.

આ ઉર્દુ શેર સંસ્કૃતમા નીચે મુજબ પરિવર્તન પામે છે-

> स्थितोऽस्म्यहं तव द्वारे किंचित् कृत्वैव यास्यामि ।
> योगस्तव भवेन्नाथ वा हि मृत्वैव यास्यामि ॥

આ કલિયુગમા સગા બાપનો પણ વિશ્વાસ ન કરવો, તેનો એક કિસ્સો છે એક યહૂદી પોતાના પુત્રને ઊંચેથી કૂદી પડવા સમજાવતો હતો. કહેતો હતો કે "તુ ઉપરથી કૂદકો લગાવ ! હુ તને પડવા નહિ દઉં, ઝીલી લઈશ." આ સાભળી એનો પુત્ર ઊંચેથી કૂદકો લગાવે છે, ત્યા પેલો યહૂદી ખમી જાય છે અને તેનો બાલપુત્ર જમીન પર પટકાઈ પડે છે. આ જોઈને રસ્તે ચાલતો એક માણસ યહૂદીને ઠપકો આપે છે. જવાબમા યહૂદી તેને કહે છે કે-"એ તો હું મારા પુત્રને શીખવુ છું, કે આ યુગમા તું સગા બાપનો પણ વિશ્વાસ કરીશ મા !"

આ પ્રસંગને ગુલાબ મહારાજ સંસ્કૃતમા આમ ગોઠવે છે-

> पततु पततु पुत्र हर्म्यदेशान् पृथिव्याम् ।
> अहमपि तव धर्तुमुद्यतोऽस्मि धरायाम् ॥

દીકરા ! તું આ બંગલા પરથી નીચે પૃથ્વી પર કૂદી પડ ! તને ઝીલી લેવા હું અહીં તૈયાર છું.

जनक वचनमाप्य ध्वस्त पुत्रो हि यावत् ।
अपगत जनको हा सुनोरंगम् व्यथितम् ॥

પિતાનાં વચન સાંભળીને પુત્ર ઉપરથી નીચે કૂદી પડ્યો. પિતા ખસી ગયો. ગાત્રભંગ થયેલો પુત્ર વ્યથિત થયો.

सखा ब्रूते धिगस्तुते पितुर्नाम कलंकितम् ।
वाग्भ्रष्टस्त्वमेव नष्टः त्वतः श्रेष्टो रिपुरपि ॥

આ જોઇ તેનો મિત્ર બોલ્યો—"તને તો ધિક્કાર છે. પિતાનું નામ તેં કલંકિત કર્યું છે. વચનભંગ થવાથી તું પોતે જ નષ્ટ થયો છે. તારાથી તો દુશ્મન સારો !

वयस्य मयि मा कुप्य मया पुत्रो विबोधितः ।
विश्वासो नैव कर्तव्यस्तातस्यापि कलौयुगे ॥

હે મિત્ર ! મારા પર ક્રોધ ન કર ! મેં તો મારા પુત્રને બોધ આપ્યો કે આ કળિકાળમાં સગા બાપનો પણ વિશ્વાસ કરવો નહિ.

એ ઉપરાંત એમનાં સંસ્કૃત સુભાષિતોની થોડી વાનગી જોઇએ.

श्वासोच्छ्वासे क्रिया या या सा सा क्रिया न निष्फला ।
स्व स्वरूप विधायिका दिव्य मार्गस्य दीपिका ॥

શ્વાસોશ્વાસની જે ક્રિયા થાય છે તે ક્રિયા નિષ્ફળ નથી. એ ક્રિયા તો સ્વ સ્વરૂપને આપનાર છે–દિવ્ય માર્ગની દીવડી છે.

यथा मृगो भ्रमत्युर्व्याम् कस्तुरिकाभि लिप्सया ।
न जानाति स्व पार्श्वेऽस्ति तथैवात्म प्रतिक्रिया ॥

મૃગ કસ્તૂરી પ્રાપ્ત કરવા માટે પૃથ્વી પર ભમે છે. તે જાણતો નથી કે કસ્તૂરી તો તેની પાસે જ છે. આત્માની પણ એવી જ પ્રતિક્રિયા છે.

संकलपात् जायते सिद्धि नाशो याति विकल्पतः ।
संकल्प विकल्पयोर्मध्ये स्थिरा ज्योत्ति विराजते ॥

સંકલ્પથી સિદ્ધિ મળે છે અને વિકલ્પથી નષ્ટ થાય છે. સંકલ્પ અને વિકલ્પની મધ્યમાં સ્થિર જ્યોતિ બિરાજે છે.

मालिनि

अभिलसति नरोयो वैभवं विश्वव्याप्तम्,
विधु नयति विधाता मूलतः प्राप्तमाप्तम् ।
गणयति तृण तुल्यं योजितं मृत्युलोके,
पतति चरण पार्श्वे प्राह वै पुण्यश्लोके ॥

મનુષ્ય સમસ્ત વિશ્વની વિભૂતિને પોતાની કરવા ચાહે છે, પણ વિધાતા પ્રાપ્ત થયેલાને પણ ઉપાડી જાય છે. પરંતુ જે માણસ મૃત્યુલોકમાં પ્રાપ્ત થયેલને તૃણ સમાન માને છે તેનાં ચરણોમાં એ બધું આવી પડે છે એવાં પુણ્ય શ્લોક પુરુષોનાં વચનો છે.

मालिनि

विरम विरम संगात् मुञ्च मुञ्च प्रपंचम्,
दहय दहय देहं दर्प कदर्प मंचम् ।

जहिहि जहिहि तृष्णाम् वासना पाश लिप्ताम्,
भुरसि कलय पार्श्वं पार्श्व यक्षान्वितं च ॥

કોઇ પણ સંગથી વિરમી જા! પ્રપંચોને તજી દે! અહંકાર અને કામના માંચડા જેવા દેહને બાળી નાખ! વાસનાના પાશથી લિપ્ત એવી તૃષ્ણાનો ત્યાગ કર! અને પાર્શ્વ યક્ષ સંયુક્ત એવી પ્રભુની પ્રતિમાને અંતરમાં નિહાળ!

સંસ્કૃત ભાષાની આવી અનેક સુંદર કૃત્તિઓ ઉપરાંત શ્રી ગુલાબચન્દ્રજી મહારાજની ગુજરાતી ભાષાની પણ એવી જ અનેક કૃતિઓ છે. અહીં એમની રચેલી મહાકાલીની સ્તુતિનો એક ત્રિભંગી છંદ રજૂ કરવામાં આવે છે–

### જય મહાકાલી ભયહરણી

#### ત્રિભંગી છંદ

જય જગદંબે! જય જગજનનિ, જય મહાકાલી ભયહરણી!

'કાલી જય મહાકાલી!' કહત, કવિ કાલીદાસ ઢળત ધરણી,
કરતલધારી, ગિરા સુધારી, મહા કવિપદ વર વરણી;
રૂપે કાળી, પણ રઢિયાળી, વ્યાલી વિષ દૂરી કરણી,
મહા વિકરાલી, પણ કરુણાલી, શરણાગત નર ઉદ્ધરણી.
રુદ્ર સ્વરૂપા, કંપત ભૂપા, જંપત પાવા રાજ ધણી,
ધૈર્ય વિધાતા, શૌર્ય–પ્રદાતા, મૌર્યવંશ વૃદ્ધિ કરણી;
ધરતી ભૈરવરૂપ પ્રભાતે, સાયં સમળીકા વરણી,
કાલી દેવી રૂપે ભાળે, ભમતી નવગણ જય કરણી.
ભારત માતા, ભાગ્ય વિધાતા, કાન્તિ કાલ કલાચરણી,
કુયોગ ઘાતા, સુયોગ દાતા, ઉદ્યોગ ઘર ઘર આદરણી;

નરવર વાહિની, નરનર પાહિની, વર વરદાયિની દાનમણી,
દાને શૂરી, માને પૂરી, ગાને ગીતામૃત ઝરણી.
પંકજ નયણી, કુંડલ કરણી, ઝાંઝર ચરણુ ધરત ધરણી,
શિર પર તરણી, સમ કિરિટાળી, ભવ્ય પ્રતિભા પાથરણી;
ધૂપે ડમરી, રૂપે ભમતી, કૂપે જલ નિર્મલ ઝરણી,
સ્તૂપે અક્ષરમાલા રૂપે, અનંત કાલ કલા ગણુણી.
પળમાં જનમાં, પળમાં વનમાં, પળમાં ગગનાંગણુ ગયણી.
પળમાં રમતી, રાસમંડળમાં, પ્રણુવ નાદ તણી કરણી;
પ્રૌઢ પ્રતાપી, અજપા જાપી, પાપી પાપ પ્રથા હરણી,
ભૂત પ્રેત વિનાશ વિધાયિની, ભ્રાંતિ ભ્રમણા સંહરણી.
કર કરતાળી, ડમરૂ વાળી, શંખ ચક્ર ગદા ધરણી,
દુષ્ટા ભૃષ્ટા, ખેચરી, વ્યંતરી, શાકિનિ ડાકિનિ નિગ્રહણી;
દાનવ–માનવ ભેદ વિદારી, દાનવ માનવ સંકરણી,
માતૃ–પિતૃ ભ્રાતૃ ભાવના, ભારત અંતરમાં ભરણી.
યોગી ભોગી, રોગી વિયોગી, ઢોંગી ધૂર્તવૃત્તિ ઝરણી,
રક્ષા પોટલી બાંધી ગાઢી, સાગર સરિતામાં તરણી;
જિન ગુણુ ગાતી, સુખ મલકાતી, તાંડવ નૃત્ય સમાચરણી.
સમપદ પાતી, ઘુમરી ખાતી, આતી જાતી મનહરણી.
હરતી ફરતી, કાર્યો કરતી, આર્યોની આપદ હરણી,
પતિત પાવની, પાપ નિવારણી, ગંગા સંગમ સંચરણી;
'ગુલાબ' ને ગુલશનમાં, બીજાં સુમનોમાં સુરભી ભરણી,
ઘટઘટ પરગટ જ્યોતિ રૂપે, મંગલમાલા વિસ્તરણી.
જય જગદંબે! જય જગજનનિ, જય મહાકાલી ભયહરણી!

છેલ્લે એમના રચેલ નવ નવરા અને નવ ચતુરનાં લક્ષણો પણ નિહાળીએ—

### નવ નવરા

નવ નવરાનાં કહું છું નામ, નામ પ્રમાણે એનાં કામ,
પહેલો નવરો ઘરઘર ભમે, બીજો છક્કે પંજે રમે.
ત્રીજો નવરો નિંદા કરે, છિદ્ર પરાયાં જોતો ફરે,
ચોથો નવરો પનઘટ જાય, યુવતી દેખીને વળ ખાય.
પાંચમો નવરો પરની નાર, નખરાળી પાછળ ફરનાર,
ચોરે ચૌટે એની રાડ, જાણે આંકેલાની ત્રાડ.
છઠ્ઠો નવરો ચાલ્યો જાય, ઝાડ બીડને ઝૂડતો જાય,
સાતમો સાંજે ગામ ગોંદરે, આવતા ઢોરને આડો ફરે.
આઠમો ભમતો આઠે પહોર, બોરડી દેખી પાડે બોર,
નવમો કરતો કાળો કેર, વહાલા મહીં વસાવે વેર.
આવા નવરા જગમાં ઘણા, ગણ્યા ગણાય ન પણ નવ ગણ્યા,
નવરાની નિશાની કહું. આંખો ચક્કર ખાતી લહું.

### નવ ચતુર

નવ ચતુરનાં કહું છું નામ, નામ પ્રમાણે એનાં કામ,
પહેલો ચતુર ચેતી ચાલે, બીજો ચતુર બોલ્યું પાળે.
ત્રીજો ચતુર તે કહેવાય, કામ વિના પરઘર નવ જાય,
ચોથો ચતુર ઓછું ભાખે, આવક એવો ખરચો રાખે.
પાંચમો પંચ વિષે પૂછાય, સાચું કહેતાં ના શરમાય,
છઠ્ઠો વહેલો ઊઠે વીર, નહાય નિરમલ સરિતા નીર.

સાતમો સંત સંગે સંચરે, પ્રભુને પૂછી પગલું ભરે,
આઠમો જમવા જ્યારે જાય, ભૂખ્યાને ખવડાવી ખાય.
નવમો નમતો નમતો જાય, સજ્જન દેખીને હરખાય,
આવા ચતુર જગમાં ઘણા, ગણ્યા ગણાય ન પણ નવ ગણ્યા.
સમજી સમજી કરે પ્રયાણ, તેને ગણવા ચતુર સુજાણ.

## શ્રી ગૌતમ શર્મા

ગૌતમ શર્મા એક આશાસ્પદ યુવાન કવિ છે. એમની કવિતામાં વિચારોનુ ઊંડાણ છે, કલા છે, માર્મિકતા છે, માધુર્ય છે. એમની કાવ્ય-કલાને વિકસવાની તક મળે તો ગુજરાતના એક અગ્રગણ્ય કવિ બની જાય એવી ચમત્કૃતિ એમની કૃતિમાં આજે દૃષ્ટિગોચર થાય છે.

કલા, સંસ્કારિતા અને સાક્ષાત્ કવિતાની મૂર્તિ સમા એમના પિતાશ્રી પ્રતાપ શર્માના સાચા વારસદાર બનીને ગૌતમ કવિ કવિતા દેવીની આરાધના કરી રહ્યા છે. 'આરોહ' નામે એમનો એક કાવ્ય સંગ્રહ બહાર પડેલ છે. ગુજરાતના એક વખતના સમર્થ ચિત્રકાર અને ભારતની ચિત્રકલામાં નવી જ ભાત પાડનાર ડૉ. જયંત ખત્રીએ આરોહના મુખપૃષ્ઠને પોતાની અનેરી પીંછી વડે અલંકૃત કરેલ છે.

. ગુર્જર ગિરાના સુવિખ્યાત સાહિત્યકાર સ્વ. બકુલેશ 'આરોહ' ની કાવ્ય-કલાને અંજલિ આપતાં ઉચ્ચારે છે–

"શ્રી ગૌતમ શર્માની કેટલીક નઝમો, કેટલીક ગઝલો મેં તેમને મુખેથી સાંભળી છે. વેદના અને વૈભવ (આત્માનો

વૈભવ) જિન્દગી અને ઝાંઝવાં, આરોહ અને અવરોહ–જે સ્વરૂપના તે જ છાયા વાર્તાઓ, ચિત્રો, શિલ્પ કે સંગીત યા નૃત્યમાં નિરૂપણ પામી શકે તેને ગૌતમ શર્મા પોતાના ગુલાબી દિલમાં જાળવેલી, પોષેલી, ઉછરેલી ખુમારીથી અને મસ્તીથી સહજ રીતે શબ્દોમાં પાણીના રેલાની માફક શિલા ફાડીને વહેતા ઝરણાની અદાથી કાવ્યમાં ઉતારવાના અંતરગત પ્રયાસોમાં સફળ થતા રહે છે, એમ મને લાગ્યું છે.”

કવિ ગૌતમ શર્માનું સ્થાન ક્યાં છે તે સમજવા માટે ઉપલા થોડા શબ્દો જ બસ થશે.

આ કવિની કલ્પનાસૃષ્ટિમાં આપણે પણ જરા વિહાર કરી લઈએ. કોઈક સરોવરનાં મૂક વારિને કવિની કલ્પના કેવી વાચા આપે છે!

### તળાવ બોલે છે!

ગમગીન કોઈ રાતે, આકાશ ઊંઘતું તું;
અંધારમાં હવા તો, ધ્રુસકાં ભરી રહી'તી.

તારા નિરાશ વદનો, ધોતાં'તાં જલ મહીંને;
એકાંતની વ્યથાને, પીતો હું ચૂપ ઊભો'તો.

એવે સમે સિસકતા, દર્દે પછાટ ખાતું;
મુજને તળાવ એની, કથની કહી રહ્યું'તું.

“આવી જ એક રાતે, ઘેરી અમાસ ગોદે,
કોઇ કુંવારી પૂનમ, અહીં તો રડી રહી'તી.

માસૂમ ભૂલને તો, હા, નામ પાપ દીધું;
પાપી હસી રહ્યો'તો, કુદરત રડી રહી'તી.

થઈ કબ્ર મેં સુવાડી, આંસુ ભરી ડુબાવી;
આતશ ઊઠ્યો'તો તે દિ', મારા અણુઅણુમાં.

બેહાલ એક રાતે, ચંદાને તાકતી કો;
ચિંથરા મહીં વિંટાઇ, ખુદ ભૂખ અહીં મરી'તી.

જે જીવતાં કદી યે, પૂરૂ ન'તું ભરાયું;
એ પેટ મોતમાં તો, પાણીથી ફાટતું'તું.

ઠંડીની એક રાતે, અહીં તો ગીતમ થયો'તો;
એ યાદ પણ હજુ યે, મુજને રહી ધ્રુજાવી.

સૂકેલ થાન પર તો, ઠંડી થકી થીજેલો;
ટુકડો જિગરનો તોડી, મુજને દઇ ગઇ'તી.

નિરાશ કોઇ પ્રેમી, બદનામ કોઇ ઔરત;
બેકારની જમાતો, અહીં તો સૂતી પડી'તી.

ખીલ્યા વિના અહીં તો, કળીઓ ખરી જતી'તી;
ને ભૂખ એની છેલ્લી, આહો ભરી જલી'તી.

મારા ટીપેટીપામાં, દર્દો ભર્યાં હજારો;
પૂનમ અને અમાસો, સરખી જલી રહી'તી.

મારા હતાશ દિલમાં, છૂપી જ એક હસરત;
પૂરી થશે જ એ તો, આશા કહી રહી'તી.

એ દિન બધી ભૂતાવળ, પેટાળ મારૂ ચીરી;
ઊભી થઇ તમારા, સંસારમાં રખડશે.

લઇ આવશે અહીં તો, સૌ ખૈરખાં જગતના;
જેની શરાફતોમાં, સાપો વસી રહ્યા છે.

તે દિ' હું પ્રેમથી મુજ, પેટાળને સજાવીશ,
સૌને લઇ હું ગોદે, સંસારને હસાવીશ.
સુણજો તમે પ્રલાપો, નહિ રે તળાવ કેરા,
નહિ તો કદીક વાતો, સાચી બની જશે એ.

## તું બની જજે !

એક પલ મારા હૃદયનું, તું બની જાજે વતન,
જિંદગાનીની વ્યથાનું, તું બની જાજે કથન.

સેજ આ સૂની પડી છે, તું બની જાજે શયન,
રાત તો આખી પડી છે, તું બની જાજે રટન.

દિલ રહ્યું ખાલી અમારૂં, તું બની જાજે લગન.
સૂર્યનો ગોળો ગયો, તો તું બની જાજે નયન.
દર્દ દિલનાં ઢાંકવાને, તું બની જાજે કફન,
ફૂલ મુજને આપવાને, તું બની જાજે ચમન.
આંખમાં શમણાં લઇને, તું બની જાજે ગગન,
મેઘરૂપી વીજળીનું, તું બની જાજે પતન.
આજ મારી આરઝૂની, તું બની જાજે જલન,
કોઇ જાગે કે ન જાગે, તું બની જાજે પવન.
ભાવ ઉભરાતા રહ્યા છે, તું બની જાજે કવન,
ઘૂઘવે મારી સરિતા, તું બની જાજે વહન.

## વિદાય વેળાએ

થઈ વિદાયની વેળા, હવે બસ આવજો યારો !
જરા બે દમ રહ્યા બાકી, મને સુણતા જજો યારો !
સદા તમ યાદને ખોળે, નહિ ઝુલાવજો યારો !

કદી ફુરસદ મળે ત્યારે, મને સંભારજો યારો !
તમારા ઉત્સવોમાં હસ્તી, મુજ વિસરાવજો યારો !
તમારી એકલી તન્હાઇમાં, સંભારજો યારો !
તમારા સુખ તણા પડઘમ, બીજે સંભળાવજો યારો !
તમારા આકરા દુઃખની પળે, સંભારજો યારો !
નહિ મુજ ગુણ તણી ચર્ચા, કદી અપનાવજો યારો !
ગણીને દુર્ગુણો મારા, જરી હસતા જજો યારો !
કરી મુજ જીવનની નિંદા, સહારો ઢૂંઢજો યારો !
ગણી મારાથી બ્હેતર ખુદ, જીવન બહેલાવજો યારો !
નથી એથી વધુ તાકત, જીવનની જાણજો યારો !
જલાવી યાદને મારી, જીવન અજવાળજો યારો !
હતો નાચીજ ભૂલો કંઇક, એની ઢાંકજો યારો !
કહીને એક આંસુમાં, મને દફનાવજો યારો !
પછી મુજને અને મુજ યાદને, ભૂલાવજો યારો !
ન બાકી નામનું યે કંઇ, તમે મુજ રાખજો યારો !
છતાં ખ્વાહિશ છેલ્લી, દિલ તણી સુણતા જજો યારો !
તમારી તડપના ખ્વાબે, ફરી જન્માવજો યારો !

## શ્રી કર્મસિંહ ટાંક

શ્રી કર્મસિંહ ટાંક શરમાળ પ્રકૃત્તિના સંસ્કારી યુવાન છે. કિશોરાવસ્થાથી જ એમના પર કવિતા દેવીની કૃપા ઊતરી છે. પુષ્કળ સાહિત્ય એમણે લખી નાખ્યુ છે એમની કલમ અવિરત ગતિએ ચાલતી જ રહે છે અને એમના કાર્યરત સ્વભાવને જોતાં તે એ જ ગતિએ ચાલતી રહેશે એવી આશા છે.

કચ્છનુ સીનુગરા ગામ એમનું જન્મસ્થાન. સં. ૧૯૬૯ના અષાઢ વદિ ૧૪ એમની જન્મતિથિ. પિતાનું નામ માધવજી, માતાનું નામ ગંગાબાઇ. હાલે 'નૂતન કેળવણી મંડળ' તરફથી ભાવિ નાગરિકોનું જીવન ઘડી રહ્યા છે.

બાલસાહિત્ય પણ એમણે વિપુલ પ્રમાણમાં લખેલ છે. એમનું કેટલું યે સાહિત્ય એમની વિશ્વાસુ પ્રકૃત્તિને લઇને ગુમ થઇ ગયુ છે, છતાં હજુ ઘણું યે ઉપલબ્ધ છે. એમના કદરદાન અને સાહિત્યપ્રેમી જ્ઞાતિબંધુઓ આ ઓછાબોલા કવિની કાવ્યકૃતિઓના પ્રકાશનમાં સહાયભૂત થાય તો એક યોગ્ય વ્યક્તિની યોગ્ય કદર થઈ જાય.

એમના ઢગલાબંધ સાહિત્યમાંથી માત્ર એક 'ધીણોધર વર્ણન' કાવ્ય અત્રે આપવામાં આવે છે. આ કાવ્ય લખીને એમણે પોતાના ધીણોધરના પ્રવાસને સાર્થક કરેલ છે. એમની આ કૃતિ જોતાં જણાશે કે એમને કવિતાના અંગોપાંગનું તેમજ કાવ્ય-કળાનું સુયોગ્ય જ્ઞાન છે.

શિખરિણી

દીસંતો દૂરેથી, ગગન પર એ દષ્ટિ કરતો;
યુગોથી ઊભો છે, અવનિ પર એ પ્રેમ ધરતો.
છવાયેલી છાયા, ધુમસ ઘેર્યો મેઘ સરખો;
તળેટીમાં શોભે, મનહરણ શાં વૃક્ષ નિરખો!
વળી શોભે છે આ, શિર પર ધ્વજા રમ્ય ફરકે;
કહે છે આમંત્રી, કવચિત ધરજો ધ્યાન સફરે.

દીસે છે બાજુમાં, જળ વગરની રેત સરિતા;
અહીં આ દેખાતાં, જળભરિત છે ઝર્ણ ઝરતાં.
તપસ્વીની ધૂણી, અચળ તપતી શીશ ઉલટે;
હજુ એ સાક્ષી છે, સમદર ગયો જેહ પલટી.
ગયેલો શોષાઈ, મુનિવર તણી દૃષ્ટિ પડતાં;
ઉનાળે દેખાયે, ઉત્તર તરફે ગોટ ધૂળના.

મંદાક્રાન્તા

આવો આવો જનકુળ તણા, બાળકો પ્રેમ લાવી;
અર્પું છું હું મમ હૃદયના, સ્વાગતો સ્નેહભાવે.
નેકીદારો કલરવ કરી, સ્વાગતો જો કરે છે;
પુષ્પો ખીલ્યાં વિવિધ રસનાં, આપ ચરણે ધરે છે.
ચાલો સર્વે ચપ ચપ ચઢો, હર્ષ આવેગ લાવી;
મારી જે આ વનકુળ પ્રજા, પ્રેમથી જાય વારી.
ઇચ્છા જે હો ફળફૂલ તણી, પૂર્ણ સૌ એ કરે છે;
માણિકયો શાં મનહર ફળો, આપ ચરણે ધરે છે.
આરોગો સૌ ઉપવન તણાં મિષ્ટ પાક્યાં ફળોને,
અર્પું છું હું મમ હૃદયની, પ્રેમ આજ્ઞા ખરે એ.
કર્ણે ચીંચીં કલરવ સુણી, પ્રેમની ગોષ્ટિ કરજો,
સંતાપો જે જનહૃદયના, આંજ તે દૂર કરજો.

કુંડળિયા

લીલાં લીલાં વૃક્ષમાં, લાલ ગુલાબી રંગ,
શોભા શી વનરાઈની, માણિક સરખાં અંગ;

માણિક સરખાં અંગ, રંગ એ પ્યારા લાગે,
વર્ષા ઋતુની સંગ, પુષ્પ શાં ખીલે બાગે;
દેખી પર્વતરાય, થશો ના કોઇ ઢીલા,
લાલ ગુલાબી રંગ વૃક્ષમાં લીલા લીલા.
ચંદન સરખી ગંધ ત્યાં, મહેકે ચારે કોર,
પંખી ગાતાં અવનવાં, મીઠા બોલે મોર;
મીઠા બોલે મોર, ઢોર ખીણોમાં ચરતાં,
કરતાં શોરબકોર, પ્રેમ ધરીને સૌ ફરતાં;
નિરખીને વનરાઇ, પ્રેમથી કરજો વંદન,
રમ્ય ગંધ ત્યાં વાય, જેમ મલયાગિરિ ચંદન.

## ચોપાયા

પંથ કરી હું થાકયો તોયે, જોર કરીને ચઢતો,
શોભા જોતો ધીણોધરની, ધન્ય ધન્ય મુખ પઢતો.
બે બાજુએ ત્યાં ઊભી'તી, મીઠાં ફળની ઝાડી,
કુદરતની શોભા હું જોતો, ધરતી ધન્ય રસાળી.
થાક ઉતરતો વૃક્ષો નિરખી, મળતી મીઠી છાયા,
વૃક્ષ ઘટાને નિરખી વદતો, વાહ ! પ્રભુની માયા.
થાક ખાઇને ઉપર ચડતો, સ્વાદુ ફળને ખાતો,
ધરણી પટ નીચે છોડીને, ગિરિશિખરો પર જાતો.
તૃષાતુર પણ હર્ષ ન માયે, ઉડવા ઉર્મિ થાયે,
કેડી કેડી ચડતો જાતો, વાયુ શીળો વાયે.
વાંકાચૂંકા ઢાળ ચઢીને, આખર પગથી આવી,
પગથી પરથી ઝટઝટ ચઢતાં, છેવટ ઉપર લાવી.

મંદાક્રાન્તા

દૂરે દૂરે નજર કરતાં, વાદળી પાસ આવી;
પ્રેમે ત્યાં એ સરતી વરસી, હર્ષ અશ્રુ વહાવી.
ત્યાં તો પાસે નિરમળ જળે, કુંડ હા એક આવ્યો;
પ્રેમે પીધું દિલભર અહા ! ઓર આનંદ આવ્યો.

માલિનિ

શિખર પર જરા બેઠો, દિલે હર્ષ આવ્યો,
સર સર સર વાઈ, વાત શી વાસ લાવ્યો;
ફર ફર ફર ઊંચે, જો ધજા ત્યાં ફરે છે,
જગત જન તહીં, આવી મઝા સૌ કરે છે.

ભુજંગી

મઢી શી વિભુએ મઝાની બનાવી !
દીપાવી નિસર્ગે ભલા રંગ લાવી;
ઉભેલાં તળેટી મહીં વૃક્ષ કેવાં !
જરા વાર થોભો જુઓ એહ એવાં.

ચઢો ડુંગરે ને જરા દૂર ભાળો,
સૂકા સાગરોના રણોને નિહાળો;
વળી પાસ પાસે વધી ખૂબ ઝાડી,
બનાવી વિભુએ વિના દામ વાડી.

ફળેલાં હતા વૃક્ષ ત્યાં તો રસાળાં,
ફળો રંગ રાતાં અને સ્વાદવાળાં;
હશે લક્ષ ગાળો ખરે વૃક્ષને ત્યાં,
દીસે વૃક્ષરાજિ તણાં ઝુંડ મોટાં.

ધરી ઓઢણી અંગમાં રંગ લીલી,
મહીં લાલ રંગી હતી ખૂબ ટીલી;
ઝુલે વાયરાથી બની મસ્ત ઘેલી,
ખરે દિવ્ય સંગીત એ જાય રેલી.

### પૃથ્વી

જવું જવ હશે જહાં, ધરણી ઉપરે ત્યાં થકી;
જવાય રમતાં હસો, નવ ડરો વિચારો થકી.
વહે સરસ વાત એ, શિખરથી તળેટી મહીં;
કહે નિરખતા જનો, સુખદ આશ્રમો છે અહીં.

### પ્લવંગમ

જોગીની જ્યાં ધૂન, તણી જ્યોતિ જલે
મહેલ મંદિર જોઈ, અહા અંતર ઠરે !
દેવ તણાં મદિર, હતાં તહાં શોભતાં,
દેગ ચઢે છે દીન, જનોને કાજ ત્યાં.
ધર્મતણી જાગીર, ખરેખર છે અરે,
સાચો ધર્મ છુપાઇ, રહ્યો છે ત્યાં ખરે;
ધોરમનાથે કષ્ટ, સહી તપસ્યા કરી,
સિદ્ધિ મોટી ત્યાગ, ધરી પામ્યા ખરી.
સ્થાન અનેરા ધર્મ, તણું છે શોભતું,
શૂરા સાધક સંત તણું તપ ઓપતું;
આવો ત્યારે ધ્યાન, ધરો સૌ ઈશનું,
પ્રેમ તણું આ ધામ, નહિ નામ રીસનું.

### શાર્દૂલ વિક્રીડિત

પાસે ત્યાં જળથી ભરેલ દીસતી, સિદ્ધો તણી વીરડી,
ખૂટે ના જળ ત્યાં અકાળ સમયે, ખેંચો સદા યે વળી;
પામે છે જન સૌ વિરાટ તપનાં, મીઠાં ફળો જંગલે,
શોભે છે વતને અહા સુભટ શો, આવી ઉભો મંગલે.

### વસંતતિલકા

ભંડાર કોતર મહીં જળનાં ભરેલાં,
રાચ્યાં તૃષાતુર જનો, દિલથી ઠરેલાં.
નાચ્યા હશે દિલભરી અહીં ભક્ત ઘેલા,
આવ્યા હશે કઈક રાજવીઓ રસીલા.

### છપ્પય

મહા યોગ ધરનાર, ભરી ગાદી ત્યાં ભાવે.
ભક્ત કષ્ટ હરનાર, પ્રેમથી દર્શન પાવે;
શોભાનો ભંડાર, પેખશો સ્વર્ગ નિસર્ગે.
ધ્યાન ધરો પળ વાર, પ્રભુનું સાચે સ્વર્ગે;
ધીણોધર ગુજરાતનું, મહા અમૂલું ધામ છે,
આલોકિત મહાત્મા તણી, તપોભૂમિ અભિરામ છે.

## કવિ કરમઅલી રહીમ નાનજિયાણી

કચ્છ–કેરાના કેળવાયેલ અને મુત્સદ્દી કુટુંબમાં કવિ કરમઅલીનો જન્મ થયો હતો. એક વખતના કચ્છના એસિસ્ટંટ રેવેન્યુ કમિશ્નર સયેદિના નાનજિયાણીના એ ભત્રીજા હતા.

કચ્છમાં એમણે કેટલોક વખત એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરેલું. એ સિદ્ધાંતવાદી અને નિડર હોવાથી મહારાઓશ્રી ખેંગારજીના સમયમાં કચ્છ બહારના કેટલાક અમલદારોની ખટપટના ભોગ બનીને એમને રાજીનામું આપવાની ફરજ પડી હતી. શ્રી કરમઅલી સાહિત્ય-પ્રેમી હતા. 'ત્રણ ભાષાનો લોભીઓ,' 'વિનોદ વાટિકા' વગેરે પુસ્તકો એમના તરફથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવેલ. એમનું એક કાવ્ય અત્રે આપવામાં આવે છે.

દોહરા

અલ્લા ઈશ્વર એક છે, રામ કહો રહેમાન,
ગોડ અને ઓલમાઇટી, એક જ ઉરમાં આણ.

મા–પે ફાધર ને મધર, ગુજરાતી માબાપ,
'ચાલો' 'લેટ અસ ગો' 'હલો,' 'આંઈ-યૂ' તે આપ.

બ્રધર એ જ ભાઈ વળી, ભાવે બોલો ભ્રાત,
બે ભાષા બોલ્યા પછી, કચ્છી ભા સંઘાત.

'કમ' કહેતાં આવો અને, 'ગો' કહું જાઓ દૂર,
અચો-વિઓ વલ્લા લગા, જાધ રખાબ જરૂર.

'હેન્ડ' હાથ હથ એક છે, કર રૂડો ઉપયોગ,
'ચૅરીટી' સે દાન–પુન, સ્વર્ગ તણો સંજોગ.

ખલ્લો 'શૂ' સંભારજો, ઔર ભાંખ્યાજા બોલ,
ગુજરાતી જોડા કહે, ત્રણે સરખે તોલ.

રીડર! 'ગુડ બાઇ!' કહું, ગુર્જરને દ્વિ રામ,
ભા–માડુ 'બેલી--અલા,' 'કરમ' ચએ ઈ કલામ.

# કવિ કુંવરજી વકીલ

કચ્છ મુન્દ્રાના કવિ કુંવરજી વકીલનું નામ આજે ઓછા માણસોની જિહ્વા પર વસતું હશે. પરંતુ તેથી એમનું મહત્વ જરા પણ ઓછું થતું નથી.

સંવત ૧૯૫૬ ની સાલે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત પર છપ્પનિયો દુષ્કાળ તૂટી પડ્યો, એ વખતે પશુધનની તારાજી અને લોકોની હાલાકીનો પાર ન હતો. માનવહૃદય પર ઘણે વરસે એક ભયંકર આઘાત આવી પડ્યો. એક તરફ દુષ્કાળ અને બીજી તરફ ગાંઠિયો તાવ એ બે આફતોની વચ્ચે કચ્છની પ્રજા ભીંસાવા લાગી. પ્રજા પર આવી પડેલી આ મુશીબતોએ કવિના અંતરમાં કવિતાનાં ઝરણાં પેદા કર્યાં. પ્રજાની પાયમાલી એમણે કચ્છી ભાષામાં કવિતા રૂપે ગૂંથવા માંડી. એમણે છપ્પનિયાના ત્રાસના વર્ણનનું એક પુસ્તક "હડહડતી હાલાકી" નામે છપાવી પ્રસિદ્ધ કરેલ છે. એમાં જુદા જુદા કચ્છી સૂરોની અનેક કાફીઓ પણ એમણે દાખલ કરેલી છે.

•

કચ્છી કાફીઓના રાગના અભ્યાસનો એમને ઘણો શોખ હતો. આ કારણથી એમને ત્યાં વારંવાર મુન્દ્રાના અને આજુબાજુના જાણીતા કાફીકારોની 'સુવાણો' અર્થાત્ જલસા ગોઠવવામાં આવતા. આખી રાત એમને ત્યાં કાફીઓની રમઝટ જામતી. આ રીતે એમણે કચ્છી સૂરોનો અભ્યાસ કરીને કાફીઓની રચના કરવા માંડી. એમનું સાહિત્ય આજે ઉપલબ્ધ નથી. છતાં તેનો થોડોક જ નમૂનો અહીં આપવામાં આવે છે.

ખલક તેં ખેર કર ખાવંધ!
મુલક તેં મેર કર માલક!
ડુકાર ડાટ વારે તો. ખલક તેં૦
રિઢેંજો ઘાણુ વ્યો નિકરી,
વચ્છજો નાં ન રઇ બકરી;
હથ મેં હાય! રઈ લકડી,
રેબારી રાડ પાડે તો. ખલક તેં૦

સંવત ૧૯૫૩ અને ઇ. સ. ૧૮૯૭ માં કચ્છમાં મરકીએ દેખાવ દીધો. તાવ આવે, ગાંઠ નીકળે અને બે ચાર દિવસમાં જ માણસ મોતના પંજામાં ઝડપાઈ જાય, એવો એ વખત હતો. આ નવી આવી પડેલી આફતને જોઇને કવિ કહે છે—

સન અરડો સો સત્તાણું.
વખત હી આકરો મંઢાણું, સન અરડો સો સત્તાણું;
રહ્યા મુંહીજા મરકીજી મુન
હણુ ગેબી પાણું-સન અરડો સો સત્તાણું.

સવત ૧૯૫૨ ની સાલે કવિએ "ચંદ્રબા અને બેચરસીંગ" નામે એક કલ્પિત નવલકથા છપાવી પ્રસિદ્ધ કરેલ છે. આ કથાના અંતમાં કવિ પોતાની ઓળખાણ આપતાં કહે છેઃ—

સુણાયાં હાલ મુંજો ભઇ, જુકો ચિત્ત ડઇને સુણજા અંઇ,
જનમ મુંજો કચ્છ કેરે મેં, વસાંતો સૅર સુનરે મેં,
રોજીનો અય અદાલેત મેં, કેયાં તો ઉત વકીલાઇ.
અસાં તેં અમલ અય જેંજો, ભલો આય ભાદશા ભારી,
ખેંગારજી નાં મથે વારી, જેંજી તારીફ આંકે ચઇ.

સંવત ઊનઈ એકાવનજી, મુબારક સાલમેં કયો કમ,
મેણું માઘ સુદ આઠમ, ભલે દીતવાર પૂરી થઈ.
કલ્યાણજી સુત લુવાણો ચ્યા, કુંવરજી નાલો નિંઢપણુ જો,
કેડો ચાં હાલ ગરીબી જો, સભર સેં ખેર હાંસલ કઈ.

આ પુસ્તકનાં બે વધુ કચ્છી કાવ્યો એમની કાવ્યકળાના નમૂના તરીકે અહીં આપવામાં આવે છે.

## ઓભાલો

રાગ—રઘુપતિ રામ—

હલો ભેણું ગોકલ હલંધાર્સી બાઈયુ રે,
પાંન્યુ કાન કરેતો વાઈયુ—ટેક૦
પાંકે રોકેતો જમનાજે ઘાટ રે, ઇ તાં કૂડા કરેતો ઠાઠ રે,
તેંજો આય અતર મેં ઊચાટ-હલો૦
હલો ડિયોં જસોદા કે ધાંઊ રે, તેંમેં પેલી થીંધીસ આંઊ રે,
કાન કુલાય ઝલે પાંજીયુ બાંઊં-હલો૦
સુણો આંઇ જસોદા માડી રે, કાન છેડ કરેતો ભારી રે,
આંજો કાનુડો આય અનાડી-હલો૦
ઠક્કર કુંવરજી પ્રેમ સેં ગાય રે, રાણી રાધાજે વરકે સોહાય રે,
પ્રભુ! દાસ ઇ આંજો આય-હલો૦

ધરધ જુધાઇજે ઝુરીને મરાંતી;
વ્યો યાર નિકરી, ડીં થ્યા અકારા. કિત૦
પલ પલ તોકે જાધ કઇયાંતી;
વ્યો યાર નિકરી, પિયાં નીર ખારા. કિત૦
પંધડા પુછાંતી ને ઘરોઘર ઘુમાંતી;
વ્યો યાર નિકરી થ્યો હિંયડો અંગારા. કિત૦
ડુખી હાલ ધિલ જો, ચેતો કુંવરજી;
વ્યો યાર નિકરી, અચેં અખિયેં અંધારા. કિત૦

આવાં કાવ્યો ઉપરાંત કેટલાંક બાલગીતો પણ કવિએ રચેલાં છે.

હલો ઇટ્ટી-ડોકે રાંધ કરિયું,
હલો યાર ઇટ્ટી-ડોકે રાંધ કરિયું;
વકાઢ, લેંઢ, મૂંઢ, નાર,
આર, વૈધ, જકુ, ચાર,
ડોંય જકુએં પિચ્છ તૈયાર;
હલો ઇટ્ટી-ડોકે રાંધ કરિયું.

મુન્દ્રા શહેર આજે કુંવરજી વકીલનું નામ ભૂલી ગયેલ છે. પરંતુ એમની કાવ્ય-કળા એમની યાદને સદા તાજી રાખશે.

## વૈદ્ય કવિ ત્રિકમજી હરિરામ રાસ્તે

કચ્છ-મુન્દ્રા તાલુકાના ભુજપુર ગામમાં સંવત ૧૯૦૮ ના ફાગણ વદ ૮ બુધવારના દિવસે દ્રાવિડ જ્ઞાતિના સેવક પંડ્યા હરિરામ દેવરામ રાસ્તેને ત્યાં કવિ ત્રિકમજીનો જન્મ

થયેલો. એમના કુટુંબમાં ત્રણ પેઢીથી આયુર્વેદના સંસ્કારો ચાલ્યા આવતા હોવાથી એમણે પણ આયુર્વેદનો અભ્યાસ કર્યો. સાથે સાથે હિંદી, સંસ્કૃત, મરાઠી, ઉર્દૂ વગેરે ભાષાઓનો પણ અભ્યાસ કરવા લાગ્યા. પરંતુ માતૃભાષા–કચ્છી વાણી પર એમને અત્યંત પ્રેમ હોવાથી કચ્છી કાવ્ય–રચના તરફ એમનું કવિ-હૃદય ઢળવા લાગ્યું.

સંવત ૧૯૪૫ માં "વિધવા દુઃખ દર્શક" નામે નાટક એમણે છપાવીને પ્રસિદ્ધ કરેલ હતું.

ત્યાર પછી "સેવક ગોત્રાદિ દીપિકા" નામક પુસ્તક એમણે સંવત ૧૯૮૧ માં પ્રકટ કર્યું.

કેટલીક વખત મુંબઈમાં રહીને એમણે આયુર્વેદ અને 'એલોપથી'નું જ્ઞાન પણ મેળવ્યુ હતું. અને ત્યાં દવાખાનું પણ ચાલુ કર્યું હતું.

કચ્છમાં કોઠારા, મુન્દ્રા, ભુજપુર વગેરે ગામોમાં એમણે ખાનગી દવાખાનાં ખોલ્યાં હતાં. આખરે સંવત ૧૯૮૨ ના માગસર વદ ૩ ના રોજે ભુજપુરમાં એમનું અવસાન થયું.

કવિ ત્રિકમજી વૈદ્ય, કવિ અને લેખક ઉપરાંત એક સમાજ સુધારક પણ હતા. કેટલીક અન્યાયપૂર્ણ સામાજિક રૂઢિઓ જોઈને એમનો આત્મા કકળી ઊઠતો. સમાજમાં વિધવાની દુઃખદ હાલતનો ચિતાર રજૂ કરતું "વિધવા શતક" નામે કચ્છી કાવ્યનું એક પુસ્તક એમણે રચી તૈયાર કરેલ, પરંતુ એ પુસ્તક અપ્રકટ રહી ગયું. એ પુસ્તકમાંથી એમની કાવ્ય-કળાના થોડા નમુના અત્રે રજૂ કરવામાં આવે છે કચ્છી

ભાષાના લાક્ષણિક પ્રયોગો એમને કેવા હસ્તગત હતા તે એમની આ કાવ્ય-રચના પરથી સમજી શકાશે.

## વિધવા જી હાલત

(૧)

ભાવરે મેં ભાવ નાંય, મથે મેં તાં વાર નાંય,
સંસાર મેં સાર નાંય, માલ નાંય ગાલ મેં;
પલંગ ને પાટ નાંય, રેશમ જો ઘાટ નાંય,
મુંજો ઠાઠમાઠ નાંય, ટિકો નાંય ભાલ મેં;
ધીય ને પુતર નાંય, કપા ને સુતર નાંય,
નાંય ઘર, બાર નાંય, હૂણુ નાંય હાલ મેં;
ડાણે મેં તાં ડઈ નાંય, સાર નાંય રોણે મેં,
સુખ તાં સોણે મેં નાંય, નાંય જીવ ખાલ મેં.

(૨)

કુની હાણેં ચડે કેઆં, પેટ ચેતો એઆં એઆં,
કિતે વિઞી વેઆં હાણેં, ભેણ ભુખ મરાંતી;
પિઢની તાં થેઓ પાંઉં, આંઉં ભલેં ડિયાં ધાંઉં,
ઓય થકી પઇયુ ખાંઉં, સુતે અખ્યું ભરાંતી;
બાવે કે ખપે તો ધાસું, વણિયેં જો વધ્યો નાસું,
ડુકાર તાં આચો સામું, જાસું વડો ધરાંતી;
મુંજો ધણી ધોરી નાંય, નાણું નાંય ખાણું નાંય,
ખેણુ લાય ભાણું નાંય, મૃગજલ તરાંતી;

( ૩ )

રા કે તાં ખપે તો કર, મુંકે રોણુ નાંય ઘર,
　　મુટો મુંજી ગંઠ જર, હાં ખણેં સિપાઈ તાં;
ચરો ચોપેં લાય નાંય, ઘડો ને આથર નાંય,
　　ફેરે કે ખુઆરી નાંય, મુઠેં મુંજી આઇ તાં;
મુંકે કો ન રખે મુલ, હિકાર કો પેઇ ભુલ;
　　ડુભર ભરાજે ન તો, ખણાં કિત પાઈ તાં;
ઇની સુખેં રાત–ડીંય, ઉમર વિએતી ઇંય,
　　વિઝી છણાં વાય મેં, ક આય કિત ખાઇ તાં ?

( ૪ )

અભ ત્રુટી પેઓ ભેણુ, સેણેં કે લગાંતી ડેણુ,
　　કડેં તું ડુખાણીએં, સુણાય સુખ–ડુખ જી;
મુંકે મથે ઉગા ઝાડ, વિધિજો લિખ્યો, નિલાડ,
　　હિત ડિઠી મારવાડ, સુણુ મુંજે સુખ જી;
પેલાં હુવો જેડો સુણ, પોય પેઓ તેડો ડુખ,
　　સુણુ ગાલ મુંજે મુખ, ભીખ અને ભુખ જી,
ચડેંસ જોબન પૂર, નૂર ભરપૂર થેઓ,
　　તડેં મુંજે ધણી તાં, કુવાડી વિધેં કુખ જી.

( ૫ )

સંખ સેં કરીંતા સેવા, સિપ મેં રખેંતા એવા,
　　હાથી-ડંધ પેરીં હેવા, કમ મેં લગાઈતા;

સિંહ વઢે ફણી કરીં, ચાકે–ગન હઠા ધરીં,
ધસે મેં તા ધીય ભરીં, છૂપ કે ન સાંઈતા.
ધવાઇ મેં ધારૂ પેઓ, કુકડી જો ઈનું બેઓ,
ધરમ કે ન ધાગ થેઓ, ચબે ચબે ખાંઈતા;
તેર કીં ન પાપ પેઓ, હેર થોથો સામું કેઓ,
વિધવા વરે મેં પાપ, વેદ કિત ગાંઈતા ?

( ૬ )

સાવરેં સમાયાં નતી, ભાવરેં મેં ભાંયાં નતી,
કેંજે કીં વિઆંયાં નતી, તોય મિડે તડીંતા;
રોજ તાં રુવારીએં તા, સુંજે મન બારીએંતા,
બાર વેંધે વારીએંતા, કૂડા આર ચાડીંતા.

## વૈદ્ય ગોપાલજી પ્રાગજી કોઠારી

કોટડાના વૈદરાજ ગોપાળજી કાવ્ય-કળાના અચ્છા જાણકાર અને સાહિત્યમાં રસ લેનાર હતા. કચ્છના વૈદ્ય સંમેલનના પ્રથમ અધિવેશનના પ્રમુખ તરીકે એમને ચૂંટવામાં આવ્યા હતા. કચ્છના મહાન કવિ રાઘવજીનો કાવ્ય–સંગ્રહ 'સંતાસંત દર્પણ' પ્રકટ કરવામાં એમનો મુખ્ય ફાળો હતો. કચ્છી ભાષામાં પણ તે સુંદર રચના કરી શકતા. અહીં એમની કૃતિનો એક નમૂનો આપવામાં આવે છે.

## કચ્છી કાફી

રાગ—આંકે ખમાં રા એંગાર

પાંકે કેણું પર ઉપકાર,
જ્ઞાની હિન જિંદગાની મેં, બ્યો સમજો કેડો સાર ? ટેક૦

ઊંચ નીચ ને રાંક તવંગર, અચો મિડે ઍ ભાર,
માલીક અગિયા મિડે માનવી, હુંધા હિકડી હાર. પાંકે૦

સુખી થેઆ આંઈ બેંજે દુખ સેં, વીરા કર્યો વિચાર;
તડેં ઉની લા કીંક કરીજા, અણુ ન વિંઞે આભાર. પાંકે૦

ડિસી–સુણીને દુખિયેં કે, આંઈ ચડો વગર થે વાર,
આં જેડા આંઈ સૌ સમજો, ઈ સત શાસ્ત્રેં જો સાર. પાંકે૦

સરખા તાં સૌ જીવ ડિસો, ડ્યો અપંગ કે આધાર,
ઈશ્વર આંમેં આશ રખી, હી ઊંચ ડિનું અવતાર. પાંકે૦

મોજ શોખ મેં મસ્ત ફરેતા, ઈ અફસોસ અપાર,
પોખ્યો નતા કુરો પોય બેંધા, ત્રુટંધો જેની તાર. પાંકે૦

મંગણી પોંધી દયા દેવ જી, કરે વિના કીં કાર,
માટે દયા કર્યો દુખિયેં તેં, શાસ્ત્ર કરીં પોકાર. પાંકે૦

રોગી રંક જ અંધા મંઢા, ને એડા બેઆ અપાર,
તેંજો સારો કર્યો કરાચો, ઈ આંજો ઉપકાર. પાંકે૦

ચય 'કોઠારી' સેવક આં જો, અંતર જા ઉદ્ગાર;
હથેં ડઈને હથ ઠારી જા, અય સંસાર અસાર. પાંકે૦

## • કવિ જેરામ રવજી ભાગલિયા

કવિ જેરામ કચ્છ માંડવીનો વતની હતા. એમણે કચ્છી, સિંધી, ગુજરાતી અને મરાઠી ભાષામાં ઘણી સુંદર કવિતાઓની રચના કરી છે. એમની ગઝલો અને કવ્વાલીઓ પણ ઘણી ચમકદાર છે. એક વખત એવો હતો જ્યારે મુંબઇમાં એમની કવિતાઓનો ખૂબ સત્કાર થતો. • મુંબઇમાં માધવ બાગમાં જ્યારે કવિ પોતાનાં કાવ્યો અને કવ્વાલીઓ સ્વમુખે લલકારતા હોય ત્યારે શ્રોતા વર્ગ એમના પર ધન્યવાદોના વરસાદ વરસાવતો. આખું વાતાવરણ એ વખતે કવિતાના રંગથી રંગાઇ જતું. કવિ હાલતાં ચાલતાં નવી નવી કવિતાઓની કડીઓ સ્હેજે રચી લેતા. કવિ ભાગળિયા પ્રજ્ઞાચક્ષુ હતા. એમની સ્થૂલ આંખો બંધ કરીને કુદરતે અંતરની આંખો ખોલી દીધી હતી. કવિ પોતાની કાવ્ય કળાથી કચ્છ અને મુંબઇની જનતામાં ખૂબ લોક પ્રિય બન્યા હતા.· એમની છપાઇને બહાર પડેલી કૃત્તિઓમાં કીર્તન ચંદ્રોદય, પ્રભાત સંગ્રહ. જડભરત આખ્યાન, દેવકીનંદન મહારાજ વિયોગ, કવ્વાલી સંગ્રહ અને જમાનાનો જલસો એ મુખ્ય છે.

ૐ

## જાડેજા વેરીસાલજી

સૂમરી રોહાના ઠાકોર વેરીસાલજી મહારાઓશ્રી ખેંગારજી ત્રીજાના સમકાલીન હતા. એ સ્વતંત્ર વિચારના અને મક્કમ માનસ ધરાવનાર હતા. કચ્છની રાજસત્તાને પણ ઘણીવાર એ પડકાર કરી બેસતા અને ખેંગારજી બાવાને પણ વિચાર કરતા

કરી મૂકતા. કચ્છ રાજ્ય અને એમની નીતિ વચ્ચે લાંબાં ઘર્ષણો ચાલ્યા જ કરતાં. વેરીસાલજી ઠાકોર હિંમતવાન અને વિચારશીલ હતા. ડહાપણના ભંડાર હતા. ક્યારેક ખેંગારજી બાવાને પણ એમની સલાહની જરૂર પડતી.

વેરીસાલજી બાવા કાવ્ય-કળાના શોખીન હતા. કવિ અને કવિતાના આશ્રયદાતા હતા. પોતે પણ કવિ હતા. એમની કાવ્ય-કળાનો એક નમૂનો અહીં આપવામાં આવે છે.

### ક...વિ...ત

ઐસો જોગ મૈયા કો, પ્રતાપ નવખંડ હુ મેં,
તાદશ દિનેશ જ્યુ હમેશ નિરધાર હૈ;
ટેર સુની મેરી નેક, દેર હુ ન કીજે અબ,
આપ બિના ટારે કૌન સંકટ હમારો હૈ;
કહે રિપુસાલ ઐસી દારૂન-દશા મેં આજ,
ઔર ના કિસી કો, મોહે તેરો હી સહારો હૈ;
કરુણાનિધાન તું શ્રીમતી મૈયા આશાપૂરી,
કીજીયે કૃપાલ કૃપા, શરન તિહારો હૈ.

### દૂહો

અરજ કરત 'રિપુસાલ' યહ, મિટહું રોગ અશેષ;
જયતિ માત આશાપૂરી, ટારહુ સકલ કલેશ.

## કવિ અબ્દુલ્લાહ રૂંઝા

મોતિયાના કારણસર આંખોનું તેજ દિન દિન હરાતું જતું હોવા છતાં જેનું આત્માભિમાન અખંડ રહેલ છે એવા કવિ અબ્દુલ્લાહ રૂઝાનું નામ સુપ્રસિદ્ધ છે. એમની કવિતામાં જોમ છે, જુસ્સો છે, વેધકતા છે. એમની કવિતાઓનો વિશાળ સંગ્રહ પ્રકાશનની રાહ જોઇ રહેલ છે. આ કવિને આર્થિક દૃષ્ટિએ નિશ્ચિત બનાવી દેવાની કચ્છની જનતાની નૈતિક ફરજ છે. અહીં કવિની પરિસ્થિતિને વ્યક્ત કરતી એમની એક કવિતા 'કલમ ભૂલી પડી' રજૂ કરવામાં આવે છે. આ કવિતા પરથી કવિની આજની સ્થિતિનો સામાન્ય ખ્યાલ અવશ્ય આવી જશે. કવિ એમની કવિતામાં પણ એમના મિત્ર સારાભાઈને પોતાની સાથે જ રાખીને એમને સંબોધતા હોય છે.

### કલમ ભૂલી પડી

અંધ જનની લાકડી છે, આંધળાની આંખડી,
એના વિના હું આંધળો, જ્યાં ત્યાં પડું છું આખડી;
મોતિયાથી આંખ જાતી, હું રહ્યો છું તરફડી,
છું એકલો અસહાય બુઢો, બની કીસ્મત બાપડી.

આંખથી દેખાય ઓછું, લખતાં કલમ રહી છે રડી,
કવિતા કરે કકળાટ ને, રડે રોદડાંઓ હર ઘડી;
મારો અનુભવ શું કહું, ચસકી ગઇ છે ડાગળી,
કોને ભરોસે હાય ! કિસ્મત ક્યાં કઠોડે ગઇ ચડી ?

છે જડ છતાંયે જીવતી, મારે મન આ લાકડી,
જીવતું જીગર જખ મારતું, નવ જ્યોત દેતી લાકડી;

આ અભાગી 'અબ્દુલ્લાહ' તારે ભરોસે લાકડી,
લાચાર હું છું આશરે, ઉપકાર માનું હર ઘડી.
જોઈ મુરદું જીવનનુ, કિસ્મત બીચારી રડી પડી,
કિસ્મત બીચારી શું કરે? જ્યાં કર્મની તુટે કડી;
કો'ની દયા શી માગવી? કોને નથી કોની પડી,
નથી માગવી પરવા નથી, કોની ક્યાં ક્યાં છે પડી?
શું હતું લખવું અને, લખતાં કલમ ભૂલી પડી,
ડાબલી અદ્ધર થઈ, એ વાતની સમજણુ પડી.
કલ્પના કટાઇ, કુટે કપાળ કવિતા બાપડી,
પ્રાસ પરવશ થઇ ગયા, તેથી કલમ થઇ રાંકડી.
મેં દુભવી મા સરસ્વતી, રડતાં થઇ અંધ આંખડી,
કબુલ છે મારો ગુન્હો, રે'મ કરજે માવડી;
'સારાભાઇ' મોતની, છેલ્લી ઘડી છે અબઘડી,
છૂટે જીવન આ 'અબ્દુલ્લાહ', હું જાપ જપતો ઘડી ઘડી.

## કવિ ગંગદાસજી

આ કવિ ગંગદાસ અરજણભાઈ બારોટ કચ્છના વતની છે અને હાલ ધંધા અર્થે અમદાવાદમાં વસે છે. એમને કાવ્ય-રચનાનો ખાસ શોખ છે અને એમની રચેલી કવિતાઓનો એક મોટો કાવ્ય-સંગ્રહ એમની પાસે તૈયાર છે. એમની કૃતિનો એક નમૂનો અત્રે આપવામાં આવે છે.

## કૃષ્ણ કયાં જાતા રહ્યા?

### છંદ હરિગીત

વિપરીત કાળે બોજ ભારે, શિરે મારે જોઈને,
ધર્મ ધામે કૃત્ય જામે, સત્ય નામે ખોઈને;
હા હું અનાથ' આવ પાસ', વચન તારાં કયાં રહ્યાં?
પૃથ્વી પુકારે ધાઓ બ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

દેશ ભારે દુઃખ મહીં, લજ્જા અમારી રાખજે,
વિકાળ રૂપ ધરી કરી, તું શત્રુને સંહારજે;
આ કળીના કાળ માંહી, પાપ સઘળે પરવર્યાં,
પૃથ્વી પુકારે ધાઓ બ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

ભારત તણું આ દુઃખ દેખી, દિલડું દુભાય છે,
ટુકડા થયા માતા તણા, એ દેશનાં દુર્ભાગ્ય છે;
વળી રંક કિંવા રાય પણ, નવ કષ્ટમાં બાકી રહ્યા,
પૃથ્વી પુકારે ધાઓ બ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

ધર્મ-નીતિ સત્ય ચૂકી, નાશને પંથે ચડ્યા,
આ દેશના શિર પર અરેરે, ડુંગરા તૂટી પડ્યા;
દેશવાસી કળકળે છે, દિલડાં દુઃખથી ભર્યાં,
પૃથ્વી પુકારે ધાઓ બ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

દુઃખની દારૂણ પળો, અંતર ભરેલી વેદના,
બ્હાર કર તું શ્રી હરિ, જો ઝેર વાદમ વાદના;
લક્ષ્મી લુંટાતી લોકની, ને ઘોર વાદળ શિર વર્ષ્યાં,
પૃથ્વી પુકારે ધાઓ બ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

બાપા 'અફીણી' વેચતા, વિચાર દિલમાં નહિ જરા,
પુત્રી તણા પૈસા થકી, હા પિતાજી પરણી રહ્યા;
પાપી પિતા આ પાપમાં, ભગવાનથી પણ ના ડર્યા,
પૃથ્વી પુકારે ધાઓ વ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

ધરણી તણા જે સ્તંભ યોદ્ધા, માત તેની ભાંભરે,
નિર્દોષ ગાવડલી તણી, ફરિયાદ કો નવ સાંભળે;
ઉપકાર ગૌમાતા તણા, તે આજ શું સૌ વીસર્યા,
પૃથ્વી પુકારે ધાઓ વ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

ધર્મ નીતિ સ્થાપવા, વિઠ્ઠલ વહેલો આવજે,
સત્યની સંભાળ લેવા, યાદવા ઝુકાવજે;
કોલ દીધા કાલ તે શું, શ્લોક ગીતામાં રહ્યા?
પૃથ્વી પુકારે ધાઓ વ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

વિશ્વવ્યાપી છો છતાં, શરમાઓ છો શું શ્રી હરિ?
જીવાડવા કે મારવા, બાજી બધી તો તેં ધરી;
'ગંગદાસ' ગાવે પ્રેમ ભાવે, કરગરી બોલી રહ્યા,
પૃથ્વી પુકારે ધાઓ વ્હારે, કૃષ્ણ કયાં જાતા રહ્યા?

## શ્રી મૂળરાજ અંજારિયા

જેનું હાસ્ય-રસપ્રધાન સાહિત્ય તેમજ કટાક્ષ-કાવ્યો ગુજરાતની જનતામાં સુપ્રસિદ્ધ છે એવા શ્રી મૂળરાજ ચતુર્ભુજ અંજારિયા કવિ છે, લેખક છે, પત્રકાર છે, હાસ્યકાર છે, ઘણા ઘણા ક્ષેત્રોમાં માથું મારી બેઠા છે. 'કચ્છી માડુ'ના વદૃથી રહે છે. એકલવાયુ જીવન સરસ્વતી દેવીના અંકમાં આનંદથી

વીતાવે છે. કચ્છ–અંજાર એમની જન્મ-ભૂમિ. સં. ૧૯૭૨ ના ફાગણ-વદિ ૬ શનિવાર એમની જન્મ–તિથિ.

કલકત્તામાં શ્રી ચાંપસિંહ ઉદ્દેશી અને શ્રી ગગનવિહારી મહેતાએ સ્થાપેલ 'કલકત્તા ગુજરાતી સાહિત્ય-મંડળ' ની પ્રેરણાથી એમની કલમ આગળ ચાલી. સૌથી પ્રથમ કલકત્તાના સાપ્તાહિક 'નવરોઝ' માં 'હળવે હાથે' ના કોલમથી એમણે શરુઆત કરી. ત્યાર પછી શ્રી ઉદ્દેશીભાઇનું 'નવચેતન' માસિક જે પ્રથમ કલકત્તામાંથી પ્રકટ થતું હતું તેમાં એકસળંગ આઠ વરસ સુધી હાસ્યરસથી છલકતું સાહિત્ય પીરસતા રહીને ગુજરાતની જનતામાં જાણીતા અને માનીતા બન્યા.

એમની કલમે ઘણાં પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. ટૂંકું અને ટચ, લાકડાના લાડુ, આનંદ બજાર, ટોળટપ્પા, હાસ્ય હિંડોળ, હસામણું, ગેલ ગપાટા, ફુરસદના ફડાકા વગેરે એમણે પ્રસિદ્ધ કરેલ પુસ્તકોનાં નામો જ એમની વિનોદવૃત્તિની સાબિતી આપે છે.

ભાઇ અંજારિયા રમૂજી, નિખાલસ, આખાબોલા, ટીખળી અને નિડર સ્વભાવના હોઇ સર્વ પ્રિય અને ક્યાંક અપ્રિય પણ થઇ પડે છે. એમની કલમ અને વાણી ભલભલાની ચે ખબર લઇ નાખવાની કચ્છી ભાયડાની તાકાત ધરાવતી હોવાથી કોઇ કોઇ એમનાથી ભડકતા પણ રહે છે. એમની કટાક્ષ–કલમ માત્ર મનની મોજને અર્થે જ ચાલતી હોય છે.

વિનોદ કાવ્યો, પેરોડીઝ, એ એમની કલમનું મુખ્ય તત્ત્વ છે. જીવતા સાહિત્યકારોનું જીવતે જગતિયુ કરી નાંખી "લખજો

ખાક પડી આંહી" નામે લેખમાળા લખી, એઓ મરણ પામે તો એમની ખાંભીઓ પર શા લેખ લખવા તે તેમની પાસેથી લખાવી લીધા છે. ગુજરાતી સાહિત્યમાં આ વિશિષ્ટ પ્રયાસ કદાચ એમણે જ ખેડ્યો છે.

ટૂચકા રજુ કરવા પર એમની સારી હથોટી છે. કલમ-જીવી હોઈ નોકરી કરતા નથી. લેખ અને કોલમ્સ લખી જે કંઈ સાહિત્ય માર્ગે આવે એવી આકાશીવૃત્તિ પર એ જીવે છે. સાહિત્યનો ઉદ્દેશ આનંદ પરમાનંદ આપવા-લેવાનો હોઈ એ પ્રમાણે જીવે છે અને આચરે છે. લાપરવા અને મસ્ત લખવૈયા છે. એમની મુલાકાત લેવી હોય તો તમારે પોતાને શું બોલવું તેની ચિંતા કરવાની જરૂર નહિ રહે. હમણાં એમનાં કટાક્ષ-કાવ્યોનું પુસ્તક "વિનોદ ગીતો" બહાર પડ્યું છે.

રહેઠાણઃ—૩૩૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ-૩

## શ્રી માધવ જોષી

કવિતાના રંગે રંગાયલા શ્રી માધવ જોષીનું નામ કચ્છના સાહિત્યપ્રેમી વર્ગમાં સુપ્રસિદ્ધ છે. મૂળ વતન-નારાયણ સરોવર. જન્મસ્થાન-કરાંચી. ૧૦ મી જુલાઈ ૧૯૨૯ એમનો જન્મ-દિવસ. 'ફૂલડાં' નામે એમની કાવ્યકૃતિઓની એક પુસ્તિકા પણ પ્રકટ થયેલ છે. એમનો દેશપ્રેમ દર્શાવતી કવિતાના બે નમૂના અત્રે આપવામાં આવે છે.

## વતન કો જગા દો !

ઉઠો નવજવાનો ! વતન કો જગા દો !
ભારત કી ભૂમિ સે, દુશ્મન હટા દો !
સદીયોં સે અણુનમ, ખડા હૈ હિમાલય,
ઝુકેગા ન કિસ કો, જહાં કો સુના દો !
દગા દેને વાલોં કો, સમજે થે ભાઈ,
વો ચીની કો ફૌલાદી તાકત દિખા દો !
શહાદત કી ધરતી, ગુલોં કે ચમન કો,
સિંચો અપને ખૂં સે, જમીં કો હંસા દો !
ટૂટે આસમાં, ધરતી ફટ ક્યોં ન જાએ,
હર આફત સહેંગે, જહાં કો જતા દો !
ન જીતેંગે જબ તક, ન હમ ચૈન લેંગે,
જવાહર કો 'માધવ' બસ ઇતના બતા દો !

## ભિલે કચ્છડો !

રાગ—જમાલો જતન જો

અસીં માડુ કચ્છ જા, ભિલે કચ્છડો !
ભિલે કચ્છડો બેલી, ભિલે કચ્છડો ! અસીં૦
નારાણસર ધામ જિતે, ભિલે કચ્છડો !
જોગી જતી જામ જિતે, ભિલે કચ્છડો ! અસીં૦
પીર પચ્છમાઇ જિતે, ભિલે કચ્છડો !
આશાપુરા આઇ હિતે, ભિલે કચ્છડો ! અસીં૦

જગડુ દાતાર જિતે, ભિલે કચ્છડો !
ખરો રા ખેંગાર હિતે, ભિલે કચ્છડો ! અસીં૦

સંતેં જી સુવાસ જિતે, ભિલે કચ્છડો !
કવિ રંગ-રાસ હિતે, ભિલે કચ્છડો ! અસીં૦

ભુજિયો ને કંથ કોટ, ભિલે કચ્છડો !
ધીણોધર અખંડ જોત, ભિલે કચ્છડો ! અસીં૦

ડુંગરેં જી ધાર ન્યાર, ભિલે કચ્છડો !
કંઠી જી કંઠાર ન્યાર, ભિલે કચ્છડો ! અસીં૦

તેજીલા તોખાર ન્યાર, ભિલે કચ્છડો !
કરહેં જી કતાર ન્યાર, ભિલે કચ્છડો ! અસીં૦

મૈયુ તાં મતારિયુ, ભિલે કચ્છડો !
કુઢેં સિંગેં વારિયું, ભિલે કચ્છડો ! અસીં૦

ઢોલક તેં થાપ લગે, ભિલે કચ્છડો !
ભજનેં જે જાપ લગે, ભિલે કચ્છડો ! અસીં૦

કચ્છ જા જિંધ જાન મિઠા, ભિલે કચ્છડો !
કચ્છ તા કુલભાન મિઠા, ભિલે કચ્છડો ! અસીં૦

## શ્રી પ્રાણગિરિ ગોસ્વામી

કચ્છના કેળવણી ખાતામાં એક સહૃદયી શિક્ષક તરીકે બાલ-શિક્ષણનું કામ કરી રહેલા શ્રી પ્રાણગિરિ ગોસ્વામી બાલ-સેવા સાથે દેવી સરસ્વતીને પણ સેવી રહ્યા છે. એમની કવિતાના બે નમૂના અત્રે રજૂ કરવામાં આવે છે—

## રામનો આધાર

રાગ—કર મન ભજનનો વેપાર જી.

રામનો આધાર, માનવ જીવનની મોઝાર,
આખર રામનો આધાર જી. ટેક૦
મચ્છ, કચ્છ, વરાહ રૂપે અવતર્યા મોરાર જી,
પ્રહ્લાદને ઉગારવા પ્રભુ નૃસિંહનો અવતાર. આખર૦
ક્ષત્રિયોનો ધ્વંસ કરવા, પરશુને ખણનાર જી,
પરશુરામ પોતે કહેવાયા, ઈશ્વરી અવતાર. આખર૦
રામચંદ્ર મહા પ્રભુજી રાવણને હણનાર જી,
આદર્શ ઘડવા આપ પધાર્યા જગતની મોઝાર. આખર૦
દ્વારકાના નાથ એવા ગીતાના ગાનાર જી,
કાનૂડાના રૂપમાં કરી લીલા અપરંપાર. આખર૦
વામન રૂપે આપ પ્રભુજી, બળીને ચાંપનાર જી,
બુદ્ધ દેવ સ્વરૂપ આવ્યા, જીવનના ઘડનાર. આખર૦
રામદેવ રણુંજાવાળા, પાપ ટાળણ હાર જી,
નકલંક રૂપે અવતરો પ્રભુ, વાર ન કરો લગાર. આખર૦
સંત કેરા સ્વાંગમાં છે સેતાનો વસનાર જી,
'ભીમાણી' પ્રાર્થે પ્રભુ, કરો પાપીનો ઉદ્ધાર. આખર૦

## માદરે વતનને કોટિ વંદન !

ઝૂલણા

આભ ઊંચા ગિરિરાજ પચ્છમાઈને,
શૃંગ ભુજંગ જ્યાં ભક્તિ ભીનાં,

સઘન વનરાજિ પાવર તણી ગાજતી,
દૂધ દહીં ઘૃત તણી જ્યાં કમી ના;
કંઠી અંજાર નાગેર નીલી અને,
ભોમ વાગડ તણી ભવ્ય રાજે,
કોટિ વંદન હજો માદરે વતનને,
ગગન ગોરંભતો નાદ ગાજે,
પંચતીર્થી પુરાણી પ્રકાશે હજુ,
પંચ દેવી વળી પુણ્ય ભોમે,
માનવી મીઠડા તુરગ તેજી ઘણા,
શંભુ શોભે સદા કોટ નાથે;
સંત-ભક્તો અને શૂર સતીઓ તણા,
સત્ય ને શૌર્યનું છત્ર છાજે,
કોટિ વંદન હજો માદરે વતનને,
ગગન ગોરંભતો નાદ ગાજે.

## રાજકવિ ગૌરીશંકર ગોવિંદજી

વિક્રમ સંવત ૧૯૨૪ ના ભાદરવા સુદિ ૧૩ ના રોજે કવિ ગૌરીશંકરનો જન્મ થયેલો. કચ્છ-ભુજની વ્રજભાષા પાઠશાળામાં કાવ્ય-કળાના એમના અધ્યયનનો આરંભ થયેલો.

સંવત ૧૯૫૨ માં ૨૮ વર્ષની વયે એમણે ત્યાંની પ્રણાલિકા અનુસાર "ઔદાર્ય બાવની" નામે પુસ્તિકાની રચના કરી અને કવિપદવી પ્રાપ્ત કરી. એ વખતે કચ્છની વ્રજભાષા પાઠશાળાના અધ્યક્ષ તરીકે પ્રજ્ઞાચક્ષુ પ્રાણુશંકરજી વિદ્યમાન હતા.

કચ્છ રાજ્યકુળના આચાર્ય કુટુંબમાં કચ્છમાં જ એમનાં લગ્ન થયેલાં. સંતતિમાં ત્રણ પુત્રો અને એક પુત્રી આજે હયાત છે. એમના એક ચિરંજીવી શ્રી ઉમેશ કવિનું નામ ભાવનગર અને સૌરાષ્ટ્રમાં સુપ્રસિદ્ધ છે. એમના તરફથી પણ કાવ્ય, નાટક, વાર્તા સંગ્રહ વગેરે ઘણાં પુસ્તકો પ્રકટ થયેલ છે. શ્રી ઉમેશજી માતૃવૈભવ નામના એક પુસ્તકમાં પોતાના કવિ પિતાના ભાવ–વારસાનો નીચે મુજબ સ્વીકાર કરે છે.

વૈભવી સુરમે આંજ્યો, મર્મ મેધા ગવાક્ષથી,
યોગના અંજને દષ્ટા, મુક્તાત્મા પ્રેમ-પાંખથી;
બ્રહ્મ સંબંધની પ્રાપ્તિ, પ્રતીતિ, પ્રીત સંગતિ,
એવો છે કાવ્યનો મારે, પિતાનો "ભાવ-વારસો."

પુત્રને આવો 'ભાવ-વારસો' આપી જનાર પિતા કવિ ગૌરીશંકરે સારી એવી સાહિત્ય સેવા કરી છે.

સંવત ૧૯૫૪ માં 'બાળાબોધ,' ૫૬ માં 'અમર આશા' પર વિવરણ, તે જ વરસે જેની ચાર આવૃત્તિઓ થયેલી તે 'ગાયન તરંગ,' ૬૬ માં 'ચારણ ધર્મ' ની બીજી આવૃત્તિ અને '૮૧ માં 'ચાણકયનીતિ' નું ગુજરાતી રૂપાંતર. આટલાં પુસ્તકો એમના તરફથી પ્રકટ થયાં છે.

## કચ્છ ધરાને વંદન !

છપ્પય

(૧)

આશાપૂરણ અંબ, સ્થંભ જગ સ્થાન અમીસર,
શંકર સુખદ સહાય, કંથકોટ જ કરુણાકર;
ધર્મ દાન રણશૂર, વીર વર ધીર મહાબલ,
ધીર આર્ય ઇસ્લામ, બાંધવો બેઉ પરસ્પર;
'ગૌરી' ભનંત ઉપકાર ગુણ, પ્રેમક્ષેમ ઉરમાં ધરૂં,
કુલ શીલવંત ધર કચ્છને, વારવાર વંદન કરું.

(૨)

દયાવંત દિલ દેશ, ગુણ હુન્નર જ્યાં ગરવા,
નારાયણસર નેક, તીર્થરાજ ભવ તરવા;
વિદ્યા ચૌદ વિલાસ, કવિ કોવિદ જશ કરવા,
સખાવતી જન શાહ, હાજર જનદુ:ખ હરવા;
'ગૌરી' ભનંત ઉપકાર ગુણ, પ્રેમક્ષેમ ઉરમાં ધરું,
કુલ શીલવંત ધર કચ્છને, વારવાર વંદન કરું.

(૩)

મહારાવ એક રંગ, પ્રજા-ધર્મ નિજ પાળે,
બદલે નહિ મુખબોલ, સદા કુલ-બિરદ સંભાળે;
ન્યાય-તુલા પણ અચલ, ન્યાયધર નજર નિહાળે,
સતત પુરાણી ચાલ, વતનનું જતન વિચારે;
'ગૌરી' ભનંત ઉપકાર ગુણ, પ્રેમક્ષેમ ઉરમાં ધરું,
કુલ શીલવંત ધર કચ્છને, વારવાર વંદન કરું.

એ ઉપરાંત ભજનો, ગરબા, છંદો, દૂહા તેમજ વીરપુર રાજ્યનો ઇતિહાસ 'સુર સુધાકર' એવું એમનું ઘણું ઘણું અપ્રકટ સાહિત્ય પ્રકાશનના અભાવે પડી રહેલ છે.

કાવ્ય-કળા પારંગત બનીને કવિશ્રી કવિતાના શિક્ષાર્થીઓને કવિતાની તાલીમ પણ આપતા. એકંદર ૨૨ વિદ્યાર્થીઓ એમની પાસે કાવ્યનો અભ્યાસ કરી ગયેલા. જેમાં અત્યારે જામનગરના રાજકવિ શ્રી માવદાનજી વિદ્યમાન છે.

ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી ધૂમકેતુએ પોતાના ચરિત્ર ગ્રંથમાં કવિ ગૌરીશંકરને અંજલિ આપી છે.

વીરપુર-ઠાકોર શ્રી શૂરાજીને ત્યાં રાજકવિ તરીકે કવિ રહેલા. કચ્છ, પાલીતાણા, ભાવનગર, ધરમપુર આદિ રાજ્યો તરફથી એમને કવિ તરીકેનું વર્ષાસન મળતું.

વિ. સં. ૧૯૮૫ ના પોષ સુદિ ૪ મંગળવારે વીરપુર નજીકના ગોમટા ગામે એમનું અવસાન થયું. એ વખતે ગામ-લોકોએ અને આજુબાજુના ગ્રામ્ય-જનોએ એમની સ્મશાન-યાત્રા વાજતે ગાજતે કાઢેલી હતી.

ગોંડલ ઠાકોર સ્વ. ભગવતસિંહજીએ પણ એમનું બહુમાન કરી, ઇનામ-પોષાક વગેરે અર્પણ કરેલા.

કચ્છ, કચ્છી પ્રજા અને કચ્છના રાજવી વિષેની કેટલીક જાણવા જોગ માહિતી અહીં આપવામાં આવેલ એમની કાવ્ય કૃતિઓમાંથી મળી શકશે.

## કચ્છ ધરાને વંદન !

છપ્પય

( ૧ )

આશાપૂરણ અંબ, સ્થંભ જગ સ્થાન અમીસર,
શંકર સુખદ સહાય, કંથકોટ જ કરુણાકર;
ધર્મ દાન રણશૂર, વીર વર ધીર મહાબલ,
ધીર આર્ય ઇસ્લામ, બાંધવો બેઉ પરસ્પર;
'ગૌરી' ભનંત ઉપકાર ગુણ, પ્રેમક્ષેમ ઉરમાં ધરૂં,
કુલ શીલવંત ધર કચ્છને, વારવાર વંદન કરું.

( ૨ )

દયાવંત દિલ દેશ, ગુણુ હુન્નર જ્યાં ગરવા,
નારાયણસર નેક, તીર્થરાજ ભવ તરવા;
વિદ્યા ચૌદ વિલાસ, કવિ કોવિદ જશ કરવા,
સખાવતી જન શાહ, હાજર જનદુ:ખ હરવા;
'ગૌરી' ભનંત ઉપકાર ગુણ, પ્રેમક્ષેમ ઉરમાં ધરું,
કુલ શીલવંત ધર કચ્છને, વારવાર વંદન કરું.

( ૩ )

મહારાવ એક રંગ, પ્રજા-ધર્મ નિજ પાળે,
બદલે નહિ મુખબોલ, સદા કુલ-બિરદ સંભાળે;
ન્યાય-તુલા પણ અચલ, ન્યાયધર નજર નિહાળે,
સતત પુરાણી ચાલ, વતનનું જતન વિચારે;
'ગૌરી' ભનંત ઉપકાર ગુણ, પ્રેમક્ષેમ ઉરમાં ધરું,
કુલ શીલવંત ધર કચ્છને, વારવાર વંદન કરું.

### વસંતતિલકા

શૃંગાર શોભિત ધર્યો કુજ કચ્છ ઊર્વિ,
દાતાર દક્ષ જનિતા ગુણજ્ઞાન ગરવી,
દાતાર ઉન્નડતણો શિરતાજ રાજે,
દાતાર-અગ્ર જગડુ જશચંદ્ર છાજે. ૧

રાજેન્દ્ર લક્ષપતિ કૌસ્તુભ જો ઉજાસે,
ભટ્ટાર્કજી કનક કુંડલ કર્ણ છાજે;
તે રામસિંહ ગુણહુન્નર સ્થાપનારો,
પહેરેલ કંઠ મણીએ નિજ ભાલ પ્યારો. ૨

ખેંગાર આદ્ય, બલ બ્હાદુર બાજુબંધ,
દીપે ભલી ભુજ ભુજા સુખદા સબંધ;
આચાર્ય વેદવિદ્ રઘુ જયરામ, શ્યામ,
આચાર્ય જૈન મુનિ માણેકમેર નામ. ૩

સાતે સતી ભગવતી જય રાજકન્યા,
સાતે સુતો કકલના ધરણી સુધન્યા;
બીજી બહુ બલવતી સતી વીરબાલા,
તે નામ નિર્મલ તણી ગલ મુક્તમાલા. ૪

સેનાપતિ સફલ નામ ફતેમહંમદ,
બ્રિટીશ રાજહિત સુંદરજી સુધન્ય;
મુન્શી મિયાં અમીદીવાન બિહારીલાલ,
તે નામ નિર્મલ તણી ગલ મુક્તમાલ. ૫

પુણ્યાત્મ શેઠ સર પેસ્તનજી વખાણું,
કીર્તિ-શરીર સ્થિર છે, નહિ દેહ નાણું;

સેક્રેટરી સુકવિ છોટમ શાંતિવાળા,
તે નામ નિર્મલ તણી ગલ મુક્તમાળા. ૬

શાસ્ત્રી અજીત જયશંકર જ્ઞાનવાન,
ઉસ્તાદ બોધ ધન મંગળજી નિધાન;
દીપે દીવાન મણીભાઇ ખિલંદતાલા,
તે નામ નિર્મલ તણી ગલ મુક્તમાલા. ૭

એવા ઘણા, નહિ મણા, નર નેકવંત,
વેદાંત ન્યાય રસવૈદ્ય અનેક સંત;
આચાર્ય પ્રાણ ગુરુ શિક્ષક કાવ્યશાળા,
તે નામ નિર્મલ તણી ગલ મુક્તમાલા. ૮

દોહો

કચ્છ ધરા શૃંગારનો સંક્ષેપે આ સાર,
કવિ 'ગૌરી' અર્પણ કરે ખુદાવિંદ ખેંગાર.

## વારાણસીરૂપ ભૂજનગર

(કવિત)

દેવનકી દાનાકી, પુરાની દષ્ટ પરે જહાં,
ઇષ્ટ ગુનજ્ઞાનીનકી, યથા યોગ્ય બૂઝ હૈ;
જોગી તપી ઘાટઘાટ, કેતે પરિવ્રાજ યતિ,
ઘાટ કે પ્રતાપી ઇશ, પાલક ગોદુજ હૈ;
'ગૌરી' ભનંત પ્રજા, પાવે હક્ક પરંપરા,
ઔર ગુનવંતન કે, આકર અહૂજ હૈ;
*પાયો વિશ્રામ શંભુ, શરણુસુખ કાશીનાથ,*
કાશીક્ષેત્ર કચ્છમેં, ભવેશ ધામ ભૂજ હૈ.

દેશ દેશ જાતા હોય, કાયમ કમાતા હોય,
દામ નહિ માતા હોય, ગૌરી કોય ગર્થના;
નવા નેહ નાતા હોય, ગવૈયાઓ ગાતા હોય,
ફોગટ ફૂલાતા હોય, વાદ કરે વ્યર્થના;
મોજી મન માતા હોય, ખંતધરી ખાતા હોય,
રૂષ્ટપુષ્ટ રાતા હોય, ચાકર સમર્થના;
સર્વ ગુણજ્ઞાતા હોય, ચતુર ગણાતા હોય,
દાતા જો ન હોય તો, તે દેશને શું અર્થના ?

## કવિ હૈબત ખલાસી

કચ્છના લખપત બંદરમાં હૈબત નામે એક વહાણવટી હતા. મુસલમાન્ હોવા છતાં એણે રાપર દ્વારાના રવિ-ભાણ સંપ્રદાયના ખીમ સાહેબને ગુરુપદે સ્થાપ્યા હતા. હૈબત એક સંસ્કારી કવિ હતા. એક દિવસ દરિયામાં તોફાન જાગતાં એમનું વહાણ ડોલમડોલ થવા લાગ્યું–ડૂબવા લાગ્યું. એમણે ગુરુદેવ ખીમ સાહેબને યાદ કર્યા અને તોફાન શમી ગયું. ડૂબતા વહાણને એક મોટા મગરમચ્છે ટેકો આપીને બચાવી લીધું. આ પ્રસંગનું એમનું ભજન અહીં આપવામાં આવે છે.

### ભજન

સદ્‌ગુરુ મેરા નાવ ખેવૈયા, ડૂબત થહી મોરી નૈયાં રે;
પીર ટાલક પ્રગટ હો આયા, લાગહું તોરે પૈયાં રે. ટેક
મધદરિયે હરિ કોઇ ન મેરા, ડૂબન લાગી મોરી નૈયાં રે,
બિકલ હુવે હમ આપ પુકારે, ખીમ સાહેબ ખેવૈયા રે. ૧

બાને કી પત જાય ન બાલમ, સનમુખ મેરે સૈયાં રે;
સાદ સુનત છિન મેં ઉઠ ધાયે, આવિંદ ખેપ કરૈયા રે. ૨
જલચર હો હરિ જલ મેં આયે, નાવ સે બાધ ભરૈયા રે;
ડૂબત નૈયા ઉગારે બાલમ, પરવર પાર કરૈયા રે. ૩
પાર લગે હમ પામર પ્રાણી, જલચર દેખ ભુલૈયા રે;
અંધ હુવે હમ આપ અભાગી, પિવ કો જખમ કરૈયા રે. ૪
વો દિન અજ હુ ન બિસરે બાલમ, બહુરિ નૈન બહૈયા રે;
'હૈબત' કો હરિ અપનો કીનો, ચરણુ કમલ રખૈયા રે. ૫

## જાડેજા કવિ હમ્મીરજી

કચ્છ–અબડાસાનું વિંઝાણુ ગામ ઘણું પુરાતન છે. વિંઝાણુના ગૌરવ સમી વિંધ્યવાસિની દેવીના નામ પરથી એનું નામ વિંઝાણુ પડેલ છે. દેવીનું મંદિર વિંઝાણુની પૂર્વ દિશામાં એકાદ માઇલના અંતર પર આવેલ છે. વિંઝાણુ એક વખત વિંધ્યવાસિની નગરી પણ કહેવાતું. વિંઝાસન, બિંઝાસન એવાં એનાં નામ પણ કવિતામાં જોવામાં આવે છે.

આ વિંઝાણુના જાડેજા હમ્મીરજી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં થઇ ગયા. હમ્મીરજી કવિ હતા, સમર્થ કવિ હતા. ખાખરના જાડેજા વીસાજી અને ઉન્નડજીની હરોળમાં આવી શકે એવા કાવ્ય-કળાના જાણકાર હતા. માત્ર ભુજથી દૂર હોવાને કારણે જ એમનું નામ વ્રજભાષા પાઠશાળાના કવિઓ

જેટલું સુપ્રસિદ્ધ નથી. બાકી એમની કવિતાની કિંમત જરા પણ ઓછી ઊતરે તેમ નથી.

હમ્મીરજીની કવિતા રમઝમ કરતી, મસ્ત મદમાતી માતંગીની ચાલે ચાલતી, ઝૂલતી ઝૂલતી, મોહ પમાડતી જતી હોય એવી લાગે છે. એની ઝડ ઝમક, પ્રાસ, ભાવાર્થ બધું જ ઉત્તમ પ્રકારનુ જણાય છે.

હમ્મીરજીની કવિતા પરથી જણાય છે, કે એમના ગુરુ મારવાડના લાલસ શાખાના ચારણ માનાજી કે માનસંગજી હતા. ગુરુદેવ પ્રત્યેની એમની અપાર ભક્તિ એમની કવિતામાં સહજ દેખાઈ આવે છે.

હમ્મીરજી કવિ સાહેબાણી વંશના હતા, અને એમના પિતાનુ નામ રાવળજી હતું, તે પણ એમની કવિતામાં અપાયલી એમના વંશની સંક્ષિપ્ત વંશાવળી જોતાં જાણી શકાય છે. મહારાઓશ્રી દેશળજી પહેલાના એ સમકાલીન હતા. કવિતામાં 'હામૂં' કે 'હામા'ના નામે પણ એ પોતાને ઓળખાવે છે.

ભિટારાના રાજગોર કવિ કેશવ, હમ્મીરજીના મિત્ર અને આશ્રિત હતા. આ કેશવ કવિ પોતાની એક કૃતિમાં હમ્મીરજીનો ઉલ્લેખ કરતાં કહે છે કે—

'કેશવ કંચન તબ ભયા, જબ હામા પારસ હોય.'

અહીં કેશવ કવિ હમ્મીરજીને પારસમણિ કહે છે, અને પોતે એના સ્પર્શથી કંચન બનેલ છે એમ સ્વીકારે છે. આ કથન પરથી હમ્મીરજીની મહત્તાનુ સ્હેજે ભાન થાય છે.

કવિ હમ્મીરજીની કવિતા એ વખતની વ્રજ ભાષામાં જ જોવામાં આવે છે. એમની કોઈ કચ્છી કવિતા મળી શકતી નથી. એમણે રચેલ 'વિગ્યાની ગ્રંથ' માંથી થોડું સાહિત્ય જેમનું તેમ અત્રે આપવામાં આવે છે એ ઉપરથી કાવ્ય-કળા પર એમનો કેટલો કાબુ હતો તે જાણી શકાશે. એમની કવિતાની જૂના સમયની ભાષા પણ જરૂર સમજવા જેવી છે.

અથ વિગ્યાની ગ્રંથ જાડેજા હમીરજી કિત લિખ્યતે—

આરંભમાં છપ્પયની રચના વિષે કવિ કહે છે—

છપ્પય-૧

પહલી કલસુ ઈગ્યાર, તરહ દુજી કલ તેરા,
તીજી અવલ સુહાર, પુનહ તેરહ ગન છેરા;
અડ પદ ઇન હી ચાલ, કહી કવ સુભ ગત નીકી,
કહી 'હામૂં' ઈન હાર, કહે ઘટ બઢ સો ફીકી;
પનરહ ઉહોર મત્ત સુ કહી, યા લગ તેરા કલ ધરી,
પનરહ બિચાર પુનિયા તરહ, પુનિ સિર પર તેરહ કરી.

છપ્પય-૨

આદ હી મંગલ ચાર, કરૈં કવિ એક સદા સિવ,
ગવરી પુત્ર ગનેસ, સેવ યક કરૈં બર્ન દ્વિવ;
એક હી મંગલ ચાર, ભવાની ઇષ્ટ ઉચ્ચારૈં,
સૂરજ દેવ પ્રકાશ, એક અસ્તુત બિચારૈં;
એક હી કરૈં બ્રહ્મા વિનય, એક ક્રિસ્ન આદ હિ ધરૈં,
'હામ' હુસ્યાર યક ટેક સોં, આદ બર્ન ગુરુ કૌં કરૈં.

૩

જિહિ ગુરુ સેવન કીઐં, જન્મ કે અર્થ સુપાવૈ,
જિહિ ગુરુ સેવન કીઐં, ભ્રાંત સબ દૂર નસાવૈ;
જિહિ ગુરુ સેવન કીઐં, રિદ્ધ સિદ્ધ સબ હી કહીઐં,
જિહિ ગુરુ સેવન કીઐં, પુત્ર કી પ્રાપત લહીઐં;
ગુર હી જ સેવ 'હાંમૂં' અધિક, સદા સર્વદા ફૂલ ફલી,
ગુર હી જ સેવ પૂરન પ્રભા, જાવત જીવત સંગ ચલી.

૪

હાંમૂં આપ હી આપ, છાપ જિન લગી ગુરુ કી,
હાંમૂં આપ હી આપ, ધાપ તિન જાપ સુરૂ કી;
હાંમૂં આપ હી આપ, જાપ તિન ભયો જ પૂરન,
હાંમૂં આપ હી આપ, શ્રાપ જગ લગત ન તૂરન;
આપ હી આપ સબ જાન હૈં, યા બિન ઔર ન ભાંનિયેં,
'હાંમૂં' પિછાન યહ જાન તું, જાન જાન ફિર જાંનિયેં.

૫

હે સબ ધંધા ધૂર, પૂર ગુરુ પ્રેમ સુ પાવૌ,
હે સબ ધંધા ધૂર, દૂર નહિ અંતર પાવૌ;
હે સબ ધંધા ધૂર, સૂર તન તૈં કર ન્યારો,
હે સબ ધંધા ધૂર, ચૂર કર ગર્વ સુપ્યારો;
ધંધા સુ ધૂર 'હાંમૂં' ગનૌ, ભનૌ સદા ગુરુ પ્રેમ સૌં,
ધંધા સુ ધૂર જગ મધ મધમ, કદમ ધરૌ નિત નેમ સૌં.

૬

પરંપરા યહ ખાત, ગાત મધ ઉલટી હેરીં,
પરંપરા યહ ખાત, જાત દિલ જાહિર ટેરીં;

પરંપરા યહ બાત, નાત સબ નીકી માનીં,
પરંપરા યહ બાત, ઘાત અધ ઉરધ સુજાનીં;
પારંપરા સુજાનો જુગત, સુગત સદા સુફલી ફલી,
પારંપરા સુસાચી કહત, રહત 'હમીર' સુદિલ ચલી.

૭

નટ જ્યૌં ઉલટ ગુલાંટ, ફાંટ નેજા દિલ ફેરૈં,
નટ જ્યૌં ઉલટ ગુલાંટ, ગાંટ ગુર મેખ સુ જેરૈં;
નટ જ્યૌં ઉલટ ગુલાંટ, આંટ હિય ભીતર એકી,
નટ જ્યૌં ઉલટ ગુલાંટ, કાંટ મોહ પાય સુબેકી;
ઉલટી જુ ફેંક નટ જ્યૌં પ્રગટ, સુઘટ સોઈ દિલ ખેલ હૈં,
ઉલટી જુ ફેંક 'હાંમૂ' કહે, સહી રહી દિલ રેલ હૈં.

૮

ગુરુ કી સૈન સુસાર, યાર કર જગત સુજાને,
ગુરુ કી સૈન સુસાર, ચારૂ ઈક ધ્યાન સુમાનૈં;
ગુરુ કી સૈન સુસાર, લાર ગુરુ દરસન ધ્યાવૈ,
ગુરુ કી સૈન સુસાર, માર અહં ભાવ મિટાવૈ;
ગુરુ કી જુ સૈન 'હાંમૂ' સરસ, તરસ સદા હિ કરાવ હૈં,
ગુરુ કી જુ સૈન ઉજ્જલ સહી, મહી વિપે સુખ પાવ હૈં.

૯

સો દિલ પૂરન પ્રેમ, નેમ / યક અનહદ સૌં હી,
સો દિલ પૂરન પ્રેમ, એમ જગ જ્યોં કા ત્યોં હી;
સો દિલ પૂરન પ્રેમ, હેમ જ્યોં રૂપ સુ એક હી,
સો દિલ પૂરન પ્રેમ, રેમ દિલ ભ્રાંતિ અદ્દેક હી;

સો દિલ હમેસ પૂરન પંદી, ગદી અંઠ જસ ધામ કી,
સો દિલ હમેસ 'હાંમૂ' સરસ, બરસ ઝરી જ્યોં સ્યામ કી.

૧૦

બાવન અક્ષર બાહર, અંત ફિર ફહરત ફાની,
બિહરત બરખા સહર, ગહર ગત જ્યોં ઘન માની;
જ્યોં સબ જ્ઞ ધુર ધરા, ખરા અંગ ગ્યાન ખુલ્યા હૈ,
કબજા દેસ વિદેસ, બેસ જિનુ વ્રપત મિલ્યા હૈ;
જૈસેં પ્રતાપ જસનૂર કૌ, બનત સુજાપ અજાપ હૈ,
બ્રહમંડ ઇકીસ ભરપૂર ધન, તિન ધન 'હાંમૂ' આપ હૈ.

દૂહાની માત્રાઓ કવિ પાયાકુલ છંદમાં કહે છે.

પાયાકુલ

પહલી મત્તા તેરહ પનિયેં,
ગનત ઇગ્યાર મતા પર ગનિયેં;
કલ તેરહ પુનિ ગ્યારહ કરિએં,
રેખ દૂહા છંદ સાગર તરિએં.

દૂહા

સુરધર દેસ સુદેસ મનિ, ઉપજે સુકવ અનંત,
લાલસ સાખ સિરૈ લલિત, માનાજી સુ મહંત.
કહિ ઉત્તમ મધ અધમ કવિ, કવ સબ તીન પ્રકાસ,
ઉત્તમ પદવી પદ અલખ, દીઐં માનસંગ દાસ.
માના સુકવ હમીર કી, સિખ ગુર બની સુપ્રીત,
આતમ સાધન પદ લીઓ, અરુ કવિતાઇ રીત.
સુધ દૌ બાતન મેં કુસલ, બઢયો માનસંગ બોધ,
જદુવંસી હમ્મીર જબ, સુફલ કરી દિલ સોધ.

ઇક દિન ગુરુ સિખ દ્વૈ અટલ, સજન સભા મિલ સાર;
ખિઆસન ગઢ પ્રેર બઢ, ચરચા બ્રહ્મ ઉચ્ચાર.
તબ કહ્યો માનસંગ કવિત હાં, ગીતા કવિત વિગ્યાન;
એ દો ખાતાં પાઈ મૈં, પ્રભુ તુમ તૈં મુહિ પ્રાન.
કવિતાઇ મેં બરન કે, ગ્યાન કહૌ ગુનવંત,
પિતા તુમારે પિતામહ, મત બરન્યો સુ મહંત.
આગૈ લખપત યા દિસા, સુભ બરની તત સાર;
તાકે સુત રાવલ તબૈ, બરન્યો બ્રહ્મ વિચાર.
સુત રાવલ હમ્મીર સુભ, બરનહુ કવિત વિગ્યાન;
જાસૌં ભ્રાંતિ જાઇ જગ, ઉદૈ અસ્ત બિન ભાન.
તા હિત કીની કાવ્ય તબ, 'હામૂં' સુદલ હુસ્યાર;
સકલ કવિતન સાર હૌ, મંદ બુધ હમ તુમ સાર.
સંવત અઠારહ પાંસઠા, ભદ્રવ માસ ભનંત;
સુદ પખ અષ્ટમ સોમ કી, યા દિન બર્નન અંત.

## અથ કવિત

કિયો હૈ અનેક બર્ન, કવિતા વિગ્યાની હુ કૌ,
યા મેં કાવ્ય ફીકી, સોય નીકી કર જાનીઐં;
ફીકી મિલ નીકી સંગ, સોઈ નીકી જાન લીજે,
મિટ્ટી મિલા હુવા વાકો, સાચા સોના માનીઐં;
ઉત્તમ હી કાવ્ય હૂ કૌ, કહે કવ સાર અંગ,
બ્રહ્મ કે સરૂપ મિલ્યો, સોઈ બ્રહ્મ ઠાનીઐં;
જૈસે કો દારિદ્રી જીવ, કામના અનેક સંગ,
કલ્પવૃક્ષ ભૂલે ભેદ, 'હામૂં' સુખ દાનીઐં.

## અથ છંદ જાતિ નારાચ

પઢો પ્રભાવ પ્રીત સૌં, સુચાવ ગાવ ગોપ સૌં;
સુલ્યાવ ભાવ ભેદ કૌ, સુપાવ ઇસ ઓપ સૌં.
લપેટ અંગ સંગ થેટ, ભેટ અંગ ચેટ કૌં;
સમેટ મેટ ભંગ થંગ, લેટ પેટ થેટ કૌં.
અખેટ ફેટ સિંધ મોહ, મીર મેટ માન કૌં;
અમેટ ગ્યાન ધાર ગંગ, સોહ મેટ આન કૌં.
સમાન રેત જાન ફાન, ગ્રેત ગ્યાન ટાર કૈં;
અજાન જાન ધ્યાન માન, તુ ગુમાન માર કૈં.
સુબાન બાન લેત દેત, દાન સ્યાન પિંડ હૈ;
બલાન ચેત માય મૂંઢ, ભાન નેત મંડ હૈ.
ખમીર દેહ નીર નેહ, સેહ સીર સાચ કી;
'હમીર' એહ બાચ ધીર, બીર કાય કાચ કી.
ન હીર મીર ભીર માય, હૈ કથીર જાન સૌં;
સમીર દેહ પીર સેહ, રીર મૂંઢ ધ્યાન સૌં.
ગુરુ અનંત જંત કૌ, નિભ્રંત સંત લાખ હૈ,
સુમંત અંત વ્હે નિચંત, પંત મોખ દાખ હૈ.
સરંત તોખ ચોખ ચંત, સ્વંત ખંત આસ કી,
લરંત ખંત લાખ મોહ, વ્હે રહંત વાસ કી.
ઝરી કરી સુસ્નેહ કી, ધરી ભરી સુપ્રેમ સૌં,
ડરી ખરી સરીર સૌં, સરી સુધીર ખેમ સૌં.
વરી સમીર સાધ કૈ, અરી બુરી ન વાત મૈં,
હરીસ બોધ રીર સ્વીર, વ્હે 'હમીર' ગાત મૈ.

અકોટ કાય ઓટ જૂઠ, ચોટ લાય હેત કી,
સુમોટ બાંધ ગ્યાન ગોટ, લોટપોટ ચેત કી;
ન ઠોઠ તોટ ના 'હમીર,' છોટ દોટ ચૌ દિસા,
અનોટ પેર ગ્યાન કો, ન ચોટ ખોટ વી વિસા.

નટવર છંદ

નટવર છંદ ગત ઐસી નિરખો,
'હાંમૂં' સુબરન હિય મેં હરખો.
બરની નાગ પ્રગટ ગત ઐસી,
સબ કવીંદ મત ધરની તૈસી.

### અથ છંદ જાત નટવર

સુખ સબ હી સાર, ચિત વિચાર,
વ્હૈ હુસ્યાર, દુતિ દિદાર, યાર યાર એકૈં,
પુનિ પ્રગટ પ્યાર, ઇલ અધાર, ટરન ટાર ટેકૈં.
સુખમય સમંદ, વૃંદ ચંદ,
દિઢ દિનંદ, અચલ ઇંદિ, ધુર ધુરંદ ધ્યાને;
અતિ સુધ અનંદ, સુખહ કંદ,
પુરવ ચંદ, વિનય વંદ, ગુન ગિરંદ ગ્યાને.
ઝડકટ જંજીર, ધરહ ધીર,
ગ્યાન ગીર, સુચ સરીર, હૈ હમીર હેતૈં;
બદ પ્રબલ બીર, ત્રમલ નીર,
પિડન પીર, જુરન જીર, સકલ સીર ખેતૈં.
બની નિર અકાર, સુધ સકાર,
કટન કાર, ધુર સુધાર, તિમિર ટાર ત્યાગૈં;

ચલ ચલ સુ ચાલ, અત ઉતાલ,
ભલ સુભાલ, ડરહે ડાલ, કલ ન કાલ કાગેં.
ઘન અનંદ ઘોર, સુભગ સોર,
દિવ્ય દોર, ક્રિસ્ન કોર, જોર જોર જાનેં;
ખરખત ખહોર, રોર મોર,
છિતસ છોર. ગાન ઘોર, તડિત તોર તાનેં.
સિર બન સહેર, ગઈ ગેર,
મો સુ મેર, સબલ સેર, હેર હેર હાસી;
ગુર ગુન ગુનેર, ઠૌર ઠેર,
તરલ તેગ, ચિત સુચેર, ફિરી ફેર ફાંસી.
ગુર સુખ જુગાદ, ચખ સવાદ,
બન અવાદ, નાદ નાદ, એક યાદ આવે;
પઢ ગુર સુપાદ, અલફ આદ,
દુરસ દાદ, સફલ સ્વાદ, ગુન જુગાદ ગાવે.
ખડ પઢ પ્રબંધ ધૂર ધુંધ,
કમઠ કંધ, ધુર ધુરંધ, સકલ સંધ સાખી;
રસ કહત રંધ, સપત સિંધ,
ગરવ ગંધ, પ્રગટ પંધ, ભનંત ભંખ ભાખી.
સુખ ઉદત સૂર, દરદ દૂર,
પાક પૂર, ગુર અંગૂર, ન્યાય નૂર નાતી;
ધર અંગ ધૂર, પદ સપૂર,
ચરચ ચૂર, ગુર સહૂર, જન હજૂર જાતી.
લગ મન હુલાસ, દિઢ સુદાસ,
અત ઉદાસ, ત્યાગ ત્રાસ, નિત નિરાસ નાખી;

પઠ હુર પયાસ, દિવ દિલાસ,
અકલ આસ, સિર ઉસાસ, સુલભ સાસ સાખી.
ભલ ભનત ભૂપ, ચલન ચૂપ,
અત અનૂપ, રચ સરૂપ, ધરત ધૂપ ધ્યાની;
નિત ભજ નિસાન, સંગલ સ્યાન,
ગુર સુગ્યાન, ધરહુ ધ્યાન, ભરસ બાન બાની.
ચિતવલ સુચેત, ક્રરમ દેત,
નેત નેત, ફલ સુ લેત, સુદ્રિત શ્વેત સાધો;
રચ ગુર સુ રેત, પદ સુનેત,
પરત પ્રેત, જગ સુજેત, અંત સેત આધો.
સુખ દુઃખ સુવાહ, હર સુ રાહ,
ચિત સુ ચાહ, હિરસ દાહ, તજહ તાહ ત્યાગી,
બદ જગ બલાહ, સરલ સાહ,
નાહ નાહ, કલ સુકાહ, વાહ વાહ વાગી.

એ ઉપરાંત કવિશ્રી હમ્મીરજીએ 'વંશપ્રભા' નામે જાડેજા વંશના ઇતિહાસનું એક સુંદર ખંડ કાવ્ય રચેલ છે. એનો નમૂનો જ માત્ર 'કચ્છના સંતો અને કવિઓ' પ્રથમ ભાગમાં આપવામાં આવેલ છે આ કાવ્યનો ઉત્તર વિભાગ જે રાઓ ખેંગાર પહેલાથી શરૂ થાય છે તે અત્રે વાચકની જાણ ખાતર આપવામાં આવે છે.

દુહા

અવલ રાઓ ખેંગાર કી, કહી પાટ વિધિ સાર,
'હામૂં' બરની હેત સૌં, પધડી છંદ બિચાર.

### અથ છંદ જાતિ પધડી

હમ્મીર સુઅન ખેંગાર રાવ,
　　　　પદ દીઓ અટલ સાહન પસાવ;
તિન કે સુપૂત ભારા ભૂપાલ,
　　　　બૈઠે સુ તખત્ સોલહ બિતાલ.
બરસ હી છૈંતાલ તિહું રાજ્ય કીન,
　　　　કીઅ ધર્મ-શાત્ લૂણ દાન દીન;
સત સોર ઇકયાસી તખત બાજ,
　　　　રાઉ ભોજ પ્રબલ યદુવંશ રાજ.
બરસ હી ચતુરદસ કીઓ રાજ,
　　　　સુભ સંવત સતર દ્વે વર્ષ સાજ;
ફાગુન હરિ વાસર સુકલ ચાર,
　　　　તિહી દિવસ તખ્ત બૈઠો ખેંગાર.
દસ વરસ તપ્યો પાટ હી પ્રકાસ,
　　　　તવ સતર ગ્યાર સુદ કાર્ત માસ;
તિહી દિવસ તખત હમ્મીર પાઇ,
　　　　ઇકુહીન વીસ દિન તપે રાઇ.
સત સતર ઇગ્યારહ બર્સ મેં જુ,
　　　　વિદ કાર્ત ષષ્ટ દિવ દિવસ સ્વૈં જુ;
તિન તખત અટલ તરવર અતોલ,
　　　　તપ વર્ષ ગ્યાર સત માસ લોલ.
દ્વાવીસ સતર સુદ જેષ્ટ માસ,
　　　　રાઇધન્ન રાઉ તખત હી પ્રકાસ;

બરખ હી બતીસ કીઅ રાજ ભોગ,
કચ્છ દેસ સકલ સુખ પાઈ લોગ.
પુનિ સતર ચૌપને બૈઠ પાટ,
આસુ સું સુકલ અષ્ટમ સુઘાટ;
તિહી દિવસ પ્રાગમલ તપે રાજ,
પુનિ બરસ અઠારહે ધર્મ પાજ.
બહુંતેર સતર મેં તખત ભ્રાજ,
સુદ્ધ પોસ અષ્ટમી વિદ સુ રાજ;
પુનિ ગહડ સતર બહુંતેર પાટ;
સુભ માસ પોસ અષ્ટમ સુઘાટ.
માસ હિ ઇગ્યાર પર દ્વૈ સુ વર્ષ,
તપ તેજ દિવસ બડ ગહડ હર્ષ;
તિત સતર પિચોતર રાજ તખત,
બૈઠે દેસલ બડ બડમ બખ્ત.
તેંતીસ બરસ પુનિ રાજ કીન,
ગો-ધરન દાન લખ વિપ્ર દીન;
સંવત જુ અઠારહ વર્ષ અષ્ટ,
બૈઠે સુ લખપ્પત તખ્ત શ્રિષ્ટ.
અતિ તીન બર્ષ ખટ કિઓ રાજ,
બડ ધર્મ અર્થ લખ દીએ બાજ;
અઠાર સતર ગહડેર પાટ,
સુદ જેષ્ટ પંચમ બૈઠે સુઘાટ.
પુનિ વર્ષ અઠારહ તપે નેક,
છિત ગયો ઉલંગ જસ સમંદ છેક;

સુધ સવંત અઠાર પૈંતીસ સાર,
શ્રાવન સુ ગ્યારસ દિવસ ચાર.
રાયધન્ન રાવ બૈઠે સુ તખ્ત,
બનરાજ ચિરંજીઉ ખડમ બખત;
પુનિ ધરા સાહી સિવ સકત પીર,
કચ્છ ધર અસીસ દીઅ ધરમ ધીર.

૭

ખેંગાર પાટ વિધ કહી ખાસ,
પુનિ સાહબંસ પાટ હિ પ્રકાસ;
હમ્મીર અવલ કચ્છ ધરહ ભૂપ,
સાહિબ સુવંસ તિન સુભ સરૂપ.
જસવંત પાટ તિહિ પ્રગટ જોત,
તિહી વંસ ઉદિત હરભમ સદોત;
જસવંત પાટ તિહિ પ્રગટ જોગ,
લખ થાન ખિંઆસન ભૂપ લોગ.
રાવલ સપૂત બન સુથિર થાન,
ભન સુકવ કીર્ત સુભ જોત માન;
તિહિ થાન સુ જસવંત ખડમ તોલ,
ઉન દીએ દાન ઓપત અમોલ.
સાહબંસ ઉદિત લખપત સુભૂપ,
જગ સાહબંસ સિરતાજ રૂપ;
કલિ પુત્ર પાટ રાવલ કહાઈ,
'હમ્મીર' વંસ સુભ તિહિ સુભાઈ.

ખિઝાન પાટ સુભ અટલ ભોમ,
સિર રાજ દ્રિઢ સૂરજ્જ સોમ;
વંસાવલી બરની તિન હમીર,
સુદ્ધ સર્વ રાઉ કી મતિ સુધીર.
સુભ કહી હિર્ખ જુત સરસ પ્રીત,
દિન બઢત જ્યોત સૂરજ ઉદીત;
ધર પઢૈ તિનેં તિન ધર્મ ધામ,
રુચ સોં 'હમીર' તિન રામરામ.

સવૈયા

અંદર મેં ચાર વેદ, ચાર હી કિતાબ પુનિ,
અંદર મેં વાર ગંગ, અંદર ખિગાર હૈ;
અંદર ખિચાર સાર, અંદર અપાર પંથ,
અંદરમેં પુષ્પ હાર અંદર અંગાર હૈ;
અંદર મેં ન્યારે હૈં નીતિ કે પ્રકાર સબ,
અંદર મેં ભેદ, ભાવ અંદર અપાર હૈ;
અંદર મેં સાર હૈ, સંસાર 'હાંમૂ' અંદર મેં,
અંદર કે યાર, પાક પરવર દિગાર હૈ.

દૂહા

બરન કીએ જદુબંસ કો, બાઢે ગ્રંથ અપાર,
તા તેં પદવી રાઉ કી, 'હાંમૂ' બરની સાર.
કીર્ત રાઉ ખેંગાર કી, સુધ બરની અંગ સંગ,
'હાંમૂ' કહી સુહેત સોં, ભલ બ્રિદ છંદ ભુજંગ.

## અથ જાત છંદ ભુજંગી

ઇસો રાવ ખેંગાર ભૂપં અનૂપં,
જિસો વ્યોમ ભાનુ મહા ભવ્ય રૂપં;
ઇસો રાવ ખેંગાર ભૂપં અનૂપ,
જિસો નખતરોં મેં નિસાનાથ ભૂપં.

કિધોં જુદ્ધ મેં ધૂર્જટિ કી પ્રભા હૈ,
કિધોં બુદ્ધ મેં જલનિધિ કી અભા હૈ;
ભનૈં વંસ ઓપંત દીપંત ભાનં,
બનૈં હંસ સોપંત હી સંત ખાનં.

બડી વંસ મેં કીર્તિ કી બેલ બોઇ,
ચલી દેસ પરદેસ ફૈલી ચચોઇ;
સહી સો ફલી વંસ મેં સો સોહાતી,
ભની ચાર વેદં સુભેદં સુભાતી.

અજૌં વંસ મેં વ્રિદ્ધ હોતી સુ આવૈ,
ફલં ફૂલ વંસં યદુ કે ફલાવૈ;
સુચં સોં દિયો વેલ સંતોસ પાની,
ધરા બેલ યદુવંસ આગે ધરાની.

થિરં ચંદ ઇદં ગિરંદં તથાપિ,
છિતી રૂપ સિર બેલ જદુવંસ છાપી.
જિહી હાથ સૌં આપ ક્રિસ્નં સંજોઇ,
સદા વિસ્તરી જોત સંજુક્ત મોઇ;
કનક પતરં ફૂલ નંગં કિરોરી,
સીંચી અમૃતં બૈન પાની સિરોરી.
ફલી વંસ મેં આજ લૌં કાલ ફાબી,
અલી જ્યોં કબંદં ભલી ભાંત આબી;
હરિ વેલ યદુવંસ અંગં સુહાતી,
ભલી વેલ 'હમ્મીર' ગાઇ પ્રભાતી.

સવૈયા

કવિ કવિત સદા ભરપૂરન,
જીત લઇ તિન રાજસભા કૌં;
આનંદ ચિત્ત બઢંત પ્રમાન જુ,
ગ્યાન સુ ગ્યાન ચઢંત અભા કૌં;
ધીર સુધીર સદા નિર્વંતિત,
આનંદ પૈરત નીત કભા કૌં;
કહત 'હમ્મીર' વિવેક કી ટેક સોં,
ચીખત સોધન વંસ પ્રભા કૌં.

સવૈયા

જોં લગ દેસ વિદેસ દસોં દિસ,
સ્વર્ગ પતાલ કે ભોગ કુરંદા,
જોં લગ સિદ્ધ સમાધ સુ સિદ્ધિઅ,
આતસ અંબર મેઘ જીુરંદા;

જ્યૌં લગ બાનિ બિરંચ મહેસ જુ,
પંથ ધરા ધર નેહ ધુરંદા,
'હાંમૂ' ચિરંદ થિરંદક છંદ જુ,
ચંદ દિનં દસ મંદ પુરંદા.

સવૈયા

તીરથ પાઇ સબૈ દિલ ઉજ્જલ,
જોગ ન હૈ કુલ દીપક વૈસો,
તાપસ તાપન સ્નાન દાનાદિક,
થિતન પ્રીતન જગન્ન કૈસો,
ધર્મન કર્મન ઔર ઉપાસન,
દેવન ભેવન રંસ અનૈસો,
'હાંમૂ' કહે સબ સાધન સંશ્રિત,
સો નહિ સુદ્ધ વંસાવલી જૈસો.

દુહા

યા તેં ઉત્તમ ગ્રંથ કોં, ધરયો પ્રભાવંસ નાંઉં,
પઢત 'હમીર' જુ નેહ સૌં, અતિ અઘ રોરન સાંઉં.
યા તેં વંસ કી ઉત્પતિ, 'હાંમૂ' બરની સાર,
તિન કૌં પઢે જુ પ્રીત સૌં, બઢ બુધ વિક્રમ ચાર.
સવંત અઠારહે ચૌસઠી, વંસપ્રભા સુદ્ધ ઉક્ત,
વિદ તિથ દસમી વાર ' બુધ, માસ અસાઢ સંજુક્ત.

ઇતિ શ્રી વસંપ્રભા ગ્રંથ સંપૂર્ણ ॥ લિખિતં જાડેજા હમ્મીરજી. જે વાંચેં તેને રામરામ છેં.

સંવત ૧૮૬૪ વરખે અસાઢ વદ ૧૦ બુધે ॥ શ્રી રસ્તુ ॥

જાડેજા હમ્મીરજીની કાવ્યકળા એમની ઉપર્યુક્ત કૃતિઓથી જાણી શકાય તેમ છે. એ ઉપરાંત પણ આ કવિની રચના વિપુલ પ્રમાણમાં હોવા સંભવ છે. પરંતુ કમભાગ્યે એમનું વિશેષ સાહિત્ય લુપ્ત થઈ ગયેલ હોવાથી હાથ ચડતું નથી.

## કવિ સંગ્રામજી

### કા બિગરે ભુજ દ્વૈ કે બિગારે

### અથ સવૈયા

જાને ન સેસ મહેસ સુરેસ,
દિનેસ ન વેદ હુ નાંહિ વિચારે,
ભૂલ રહે ચતુરાનન સેહજ,
જે સબ કી ગત જાનન હારે;
નારદ સારદ સપ્ત ઋષિ મુનિ,
ખોજ રહે નહિ પાવત પ્યારે,
રાખનહાર ભયે ભુજ ચાર,
તો કા બિગરે ભુજ દ્વૈ કે બિગારે—૧

દ્વાપર મેં ભયો કંસ મહાસુર,
સંત વિરોધ કિયો વ્યવહારે,
તાત કો બાંધ કે રાજ લીયો,
ભગિની ભગિની–પતિ બંધન ડારે;
બાંધ હુ ઉન કો ત્રાસ દિખાવત,
વજ્ર કપાટ દિવાય દુવારે,
રાખનહાર ભયે ભુજ ચાર,
તો કા બિગરે ભુજ દ્વૈ કે બિગારે—૨

ખાક નાથ કજ ખેર, માતા મુંતેં રખ મેર,
જેસર–તોરી અંજાર સેર, સાય રોજા સદા રે;
રામ ચોંધે વિડગે સપ, સંત ડિઠી ચારે ચપ,
'સૂજો' કરે ઊંધર કપ, ભરીં નરક ખડા રે.

૨

કોક ચોંધા ભોપા કમા, આંજા વડા હથ લમા,
ડીજ પુતર કજ ખમા, પીર જીંજાય વારા રે;
કોક ચોંધા રૂમ ધણી, જણ મુંજા મુગટ મણી,
ઝળૂકે ભાલેં છો અણી, ઘોડા રોજા કારા રે;
કામલ પીર ઓટે ચીર, કરોલ પીર સુખ સીર,
ખીર પુતર ડીજ મુંકે, વસાઇયેં આમારા રે;
પીર કુએ સૅાતો ખણે, રામ ચોંધે લજ મરે,
તેં જો કીં ન 'સૂજા' સરે, જેંજા એડા ચારા રે.

## કવિત (રણછોડ)

૧

શૂર ક્ષત્રી રામ થેઓ, ભોમ મથા ભાર વેઓ,
અસુર સંહાર કેઓ, એડો શૂરો ભારી રે;
ભૃગુ ઋષિ લત હઇ, હરિ તાં સામે ન હઇ,
ભૃગુ કે તાં લજ થઇ, ચરણુ ઉર ધારી રે;
અ'લ્યા કે ચરણુ લગો, ભવજો ભરમ ભગો,
રામચંદ્ર થેઓ સગો, અહલ્યા ઓધારી રે;
'રણછોડ' રામ ભજ, ભાર ને ભરમ તજ,
સંતન જો સાજ સજ, સચો અય મુરારી રે.

૨

ધ્રુવ જડે કેઓ જપ, તન કે તાં ડિને તપ,
    ધ્રુવ કે ધ્રિજાય અપ, તોય દૃઢ વિઠો રે,
આયો ઉતે નારદ ઋષિ ધ્રુવ કે ચે વેધે ખિની,
    રામ કેર આયો ડિસી? કે પ નાંય ડિઠો રે,
ઋષિ જે શરણુ પેઓ, ધ્રુવ જો કારજ થેઓ,
    તારો થી આકાશ રેઓ, અવિચલ વિઠો રે,
'રણછોડ' ચે એડા પુરસ, જિન કે હરિજો હરસ
    તિની કે તુ નેણે નિરખ, કલંક નાય ચિઠો રે.

## શ્રી ગરીબદાસજી મહારાજ

રાગ—જાગ લખમણ બોત બધના

જાગ મનવા ત્યાગ માયા, છોડ સરવે આશ જી,
તુને 'હરિ મળ્યાની હામ, હોય તો જાગને–ટેક૦
હરિ ભજવા પ્રાણીઆ, આવ્યો કરીને કોલ જી,
ઇષ્ટનો ઉપકાર માની, પાળવો હોય બોલ–તો તું૦
કોણ ને હુ કયાથી આવ્યો, કયો મારો દેશ જી,
એમ વિવેક ને વિચાર નો, લેવો જો હોય ઉપદેશ–તો તું૦
જન્મ ને વળી જરાના દુઃખ, મરણ દુઃખ અપાર જી,
યોગ ને વિયોગથી હોય, છૂટ્યાનો જો વિચાર–તો તું૦
સમય તો વહીને જશે, મળશે નહિ આ દાવ જી,
જો 'ગરીબ' આ નરદેહમાં, લેવાનો હોય જો લાવ–તો તું૦

રાગ—એજ

જાગ મનવા આગ લાગી, શહેર સૂના થાય જી,
ઉગર્યાની હોય જો આશ, મનવા જાગને–ટેક૦
જગત જલતો જોઇને, જાગે ભરત ભૂપાલ જી,
ત્યાગ તેગો હાથ લઈ, તોડી તે જગની જાલ–મનવા૦
ભર્તૃહરિ પણ જાગિયા, પેખી પ્રિયા પ્રપંચ જી,
તખતને તરછોડિયું, નહિ લોભ લાલચ રંચ–મનવા૦
ગોપીચંદ માતા તણા, ઉપદેશથી જાગેલ જી,
ચક્રવર્તી રાજમાંથી એ, ખરાખરીનો ખેલ–મનવા૦
આગ આવી પહોંચશે, બાળીને કરશે ખાખ જી,
'ગરીબ' ગોલક માંહેથી, રાખી શકે તો રાખ–મનવા૦

## સંગત

રાગ—મન મૂરખડે કે માર પોધી

નુગરે નર જી કજે ન સંગત, દૂર ઇની નું ભલા;
દૂર ઇની નું ભલા, મૂરખ ખેંધા ખૂબ જ ખલા. ટેક૦
હી તાં મનખો ફરી ન ઇંધો, સુણ મન સુંજા વલા;
ભવસાગર જે પાર વિઝણ મેં, સતગુરુ ડીંધા સલા નુગરે૦
આયુસ તોજી આય ની થોડી, કપટ કરીએં કુલા;
કરમ ધરમ જા લેખા ગિનંધા, તડેં ની થીંધી ગિલા. નુગરે૦
હિંદુ ચેંતા રામ અસાંજો, મુસલમાન ચેં અલા;
ચાવલ–ચોખા અઇની હિકડા, વાદ કરી ખ્યા ઠલા. નુગરે૦
સ્વારથ–લા તાં સલામ કરીંતા, પથરીં જિત તિત પલા;
'દાસ ગરીબ' નર મર્ઝી, કુરે જા, પુઠિયા પઇ અય ભલા. નુગરે૦

રાગ–એ જ

પ્રીતમ મુંજા પ્રાણનું પ્યારા, ધરીઆ આજો ધ્યાન,
ધરીઆ આજો ધ્યાન, ખાવંધ વિઞાંની આઉં કુલભાન. ટેક૦

જહાજ હાણે થેઓ જાજરો, મથે લગો તોફાન,
મરજી જેડી માલકજી આય, જેંજે હથ સુખાણુ. પ્રીતમ૦

શરીર તા હિત છુટી જ વેંધો, હલ્યા ની વેધા પ્રાણ;
મહોબત મેળા તુટી જ વેંધા, કિત હુંધો ઈનસાન પ્રીતમ૦

મન મરકટ હી નતો જ સમજે, ચંચલ મહા મસ્તાન;
મોહન આજી મેર ન થીંધી, ત તા કંધો નુકશાન. પ્રીતમ૦

આસરો આજો આય પ્રભુજી, આઈ મુંજા દિલજાન;
'દાસ ગરીબ' આઉં ગુલામ આજો, મંગાંતો મૂર મકાન. પ્રીતમ૦

## પ્રેમ કી ઝડી

લગી પ્રેમ કી ઝડી સખીરી, ક્યું કર નિકસુ મૈં બારી;
જ્ઞાન દીપ દિલ અંદર દીના, અખંડ હુવા ઉજિયારા.
ગુરુ ગમ ગેબ જડ્યા ગુરુ શબ્દે, મીટ ગયા સબ અંધિયારા;
વૈરાગે ગ્રહ સભી ગયા સબ, શીતળ અંગ હુવા સારા.
શશિ ઊગિયા શિર પર મેરે, પંચ ચોર પકડ મારા;
જોગ કલા ફિર જુગતે સાધી, ત્રિકુટી પર ઉઘડ્યા તાળા.
દૃઢ કર આસન વાળી બૈઠે, ઉન મુનિ સે લાગ્યા લારા;
ઉલટી સુખમન સાધી સુરત સે, પચ્છમ કા ખુલિયા બારા.
શશિ–સૂર કું જાઇ મિલાયા, તેજ હુવા અપરંપારા,
શશિ-સૂર કો તજ કર ચલિયા, માલમ કિયા મૈં કિરતારા.

મોહ-વાસના તજી જગત કી, બ્રહ્મ અગન કું પરજારા;
'રવિદાસ' ઐસા પિયુ મેરા, વ્યાપક હે સચરાચારા.

## પ્રેમની પાટી

આવી પડી આજ આંટી રે ભણ્યો નહિ પ્રેમની પાટી.
અવિદ્યા અંતરમાં પેઠી, ગાંઠ પડી ઘાટી,
ચેતન પુરુષ તો ચાલ્યો જાશે, પડી રહેશે માટી. ભણ્યો૦
મહા દુઃખ ભોગવી માયા મેળવી, ઊંડી કરી દાટી,
ખાધું નહિ ખવડાવ્યુ નહિ, પછી જાતાં ફૂટે છાતી. ભણ્યો૦
અંતકાળની વેળા આવી, મોઢું રહ્યું ફાટી,
જમના દૂતનો જોખમ ઘણેરો, વચ્ચે લીધો વાટી. ભણ્યો૦
મીઠપ દેખી માયા કેરી, ચોટી રહ્યો ચાટી,
દાસ 'મોરાર' કહે દુબધા ન ટળી, જાશે શું ખાટી. ભણ્યો૦

## ઝાંઝવાનું પાણી

જગ છે ઝાંઝવાનુ પાણી, રહેશે નહિ નામ નિશાની,
કથા-કીરતન સદ્દગુરુ સેવા, મોજ ન લીધી માણી. ટેક૦
બેલ થઈ બંધાણો પ્રાણી, ઘર ધંધાની ઘાણી,
જમડા આવી જીવને લેશે, પીવા નહિ દે પાણી. રહેશે૦
માત પિતા સુત સૌ મતલબનાં, ઓળખજો એંધાણી,
કાયા પડતાં કોઇ ન આવે, ઘરની ઘરધણિયાણી. રહેશે૦
કામ જાળમાં જગ વીંટાયું, મતી કેમ મૂંઝાણી,
કારજ કરતાં કારજ ભૂલ્યો, અંત મરે ખાણી. રહેશે૦
કપટ તજી શ્રી કૃષ્ણ ભજ્યા, તેની વેદના વેચાણી,
દાસ 'મોરાર' કહે અવિચલ રેવે, સંતો તણી વાણી. રહેશે૦

અમને ઓધાજી તમે તેડી ચાલો જી રે.
જ્યાં રે વસે વ્રજનો વહાલો,
મળવા મથુરા હરિને હાલો,
જેણે નિરખિયે નંદલાલો.
નેહ ને વેરાગ દુઃખ દિલ જાણે, જી રે,
પ્રાણ વીંધાણા પ્રેમને બાણે,
પીડ પરાઇ પિંડ પરમાણે,
જેને વીતી હોય તે જાણે.
સુખડા નંભારી સુધ ગઇ ભૂલી જી રે,
દર્શન વિના મારી દેહ ડૂલી,
ફૂલ્યુ કમળ જેમ રહ્યું ઊલી,
જુગના જીવન વિના એમ ભૂલી.
મનડું મારૂં મોહન પાસે જી રે,
આ તન રહ્યું છે આવ્યાની આશે,
જુગના જીવન વિના કેમ જીવાશે?
કહોને મધુગર કેમ થાશે?
દયા કરો તો દર્શન થાવે જી રે,
જરા મરણનો ભય જાવે,
રજ 'મોરાર' રવિ ચરણે આવે,
પ્રેમ ભક્તિ પૂરણ પાવે.

'ભાણુ' કહે ભટકીશ મા, મથી જોને મન માંહી,
સમજીને સૂઇ રહે, તો કરવું નથી કાંઇ.

બોલે એ બીજો નાહે, પરમેશ્વર પોતે,
અજ્ઞાની તે આંધળો, અળગો જઇ ગોતે
સાચું નામ સાહેબ તણું, જૂઠું નહિ જરાય,
'ભાણ' કહે જો લે ભજી, તો ભારે કામ જ થાય.

## ચારણ કવિ ઝાલણશી

કાંટા નુખના કવિ ઝાલણશી જંતરી બજાવવામાં એવા પ્રવીણ હતા, કે જંતરીવાળા ઝાલણશી તરીકે એમનું નામ મશહૂર થઇ ગયુ હતું. લોકો તેને જંતરના જાદુગર તરીકે ઓળખતા. કવિ ઝાલણશી એકવાર ફરતા ફરતા કચ્છમાં આવી ચડચા. કચ્છમાં એ વખતે રાઓશ્રી દેશળજી પહેલા રાજ્યગાદી પર હતા. જંતર બજાવવાની ઝાલણશીની કળા પર દેશળજી બાવા એટલા ખુશ થઇ ગયા કે એમને કચ્છમાં જ રાખી લીધા. પછી તો કચ્છના રાજવી અને કવિ વચ્ચે એટલો પ્રેમ બંધાઇ ગયો, કે એક બીજા વગર કોઇને ચાલે જ નહિ.

રાવશ્રીનાં બહેન ઇડરના મહારાણી હતાં. ઇડરના રાજા કલ્યાણમલ જોડે એમને પરણાવેલાં હતાં. આ બહેન બા એક વાર ભાઇને મળવા કચ્છ આવેલાં. એ વખતે એમણે ભાઈ પાસેથી કવિ ઝાલણશીને કાપડામાં માગી લીધેલા. દેશળજી બાવા બહેન બાની માગણી તરછોડી શકચા નહિ, અને કવિને કચ્છ છોડીને ઇડર જવું પડયું. આ રીતે કવિ ઇડર ગયા તો ખરા, પણ કચ્છ અને દેશળજી બાવાનો વિયોગ એમને રાત

દિવસ સાલવા લાગ્યો. પરિણામે કવિ ઝાલણશીના અંતરમાં દેશળ-વિરહના દોહરા ઉભરાવા લાગ્યા. એમના રચેલા થોડા દોહરા જૂનાગઢ લોક-સાહિત્ય વિદ્યાલયના આચાર્ય કવિશ્રી પિંગળશીભાઈ મેઘાણંદ ગઢવી દ્વારા પ્રાપ્ત થતાં તે અત્રે આપવામાં આવે છે–

### દેશળ વિરહ-દોહરા

દેશળ ઠાકર કચ્છ ધરા, અલંગે ઊતરિયા,
ચોમાસા રા દનડા, ખનખન સાંભરિયા.
કોયલ સરવે સાદડે, માઝમ રાત મઝૂર,
તારે અંબ-બન ટુકડો, અમથી દેશલ દૂર.
દેશળ વિના રાતડી, અવરાં કાંવ સવાણ,
તન ઈડર મન કચ્છડે, તનડે તાણાવાણ.
કંઈ પહેર્યાં કંઇ પહેરશું, પાલવ ઘટ પરમાણ,
મારૂ તારૂ ના ગણે, ઝાલણ-દેશળ જાણ.

## કવિ કેશવ

કચ્છ-ભિટારાના રાજગોર કવિ કેશવ મહારાઓશ્રી દેશળજી બીજાના વખતમાં થઈ ગયા. કેશવ કવિના જીવન-પ્રસંગોના અને એમની શીઘ્ર કાવ્ય-કળાના અનેક ટૂચકા કચ્છમાં પ્રચલિત છે. 'સંતો-કવિઓ' પહેલા ભાગમાં એમનું જીવન-વૃત્તાંત અને સાહિત્ય આપવામાં આવેલ છે. એ સિવાયનું થોડું નવીન આહિત્ય અત્રે રજુ કરવામાં આવે છે

૧

એક વખત મહારાઓશ્રી દેશળજી અને કેશવ કવિ બેરાજા રામાણીયા થઇને ઘેલડા તરફ જતા હતા. માડી ગામ પણ એટલામાં જ આવતું હતું. રસ્તામાં દેશળજી બાવાએ કવિને કહ્યું કે "કવિ! આ બાજુ આવેલાં ગામોનાં નામ આવી જાય એવી કોઇ કવિતા તમે હમણાં જ કહી શકશો?"

કવિ તરત જ બોલી ઊઠ્યા.

> રામાણી રઘુનાથ વસે, બિરાજે હનુમાન,
> માડી જશોદા ચું કહે, સુણ ઘેલડા કાન.

આ એક જ દોહરામાં ચારે ગામનાં નામ કવિએ યુક્તિપૂર્વક સમાવી દીધેલા હોવાથી દેશળજીબાવા ખુશ થઇ ગયા.

૨

ભુજમાં સરપટના નાકા બહાર રાજગોરોનું એક ખેતર હતું. એની પાછળ એક દાઢીવાળા જમાદારનું ખેતર હતું. જમાદાર રાજ્યનો અમલદાર હોવાથી રોજ ઘોડે ચડીને રાજગોરોના વાવેલા ખેતરમાંથી પસાર થતો. જમાદાર તુંડ મિજાજી હોવાથી રાજગોર બ્રાહ્મણોના વિરોધની તેના પર કશી અસર થતી નહિ. આખરે કંટાળીને રાજગોર મોવડીઓએ દેશળજી બાવા પાસે આ ફરિયાદ કરી. કવિ કેશવ એ વખતે હાજર હતા. બાવાએ અભિપ્રાય માટે કેશવ કવિ સામે દૃષ્ટિ કરી. કવિ તરત જ બોલી ઊઠ્યા—

> અગિયા આય વિત્તો, ને પુઠિયા આય ડાઢી;
> વિત્તે જો વંગ નાંય, ડગે તી ડાઢી.

કવિની યુક્તિભરેલી ગૂઢાર્થવાળી આ રચનાથી દેશળજી બાવાની ખુશીનો પાર રહ્યો નહિ તેણે તરત જ રાજગોરો રાજી થાય એવો સંતોષકારક હુકમ આપી દીધો.

૩

એક વખત એક મીર સંગીતકાર દેશળજી બાવા પાસે પોતાની સંગીતકળા રજુ કરવા આવ્યો રબાબ નામના વાજિંત્ર સાથે તેણે પોતાના મનોહર સંગીતથી દેશળજી બાવાને મુગ્ધ કરી દીધા કવિ કેશવ પણ આ પ્રસંગે હાજર હતા.

સંગીતનો કાર્યક્રમ સંપૂર્ણ થતાં કાવ્યકળાની ચર્ચા ચાલી. મીર સંગીતકાર કવિતાના શાસ્ત્રનો પણ સારો જાણકાર હતો. કાવ્યકળા સંબંધમા મીર અને કવિ કેશવ વચ્ચે કંઇક મતભેદ ઉત્પન્ન થયો. મીર પણ હઠાગ્રહી હતો. તેણે કાવ્ય–ચર્ચા માટે મેદાનમાં પડવા કેશવ કવિને પડકાર કર્યો. મીરનુ અભિમાન ઊતારવા કવિએ પડકારનો પ્રત્યુત્તર વાળતાં તરત જ સામો પડકાર કર્યો—

> હાઠી મ થીજ ઢીલો. જડઆ ઢીજ જભાભ;
> કૂઠી પોથો કેશવ. તડં રૂઠી ગેંથો રભાભ.

કવિના રામબાણ જેવા શબ્દો સાભળીને મીર પોતાના સાજને સમેટીને ચાલતો થઇ ગયો.

કવિ કેશવનું રચેલુ પુષ્કળ સાહિત્ય સમયના વહેણમાં લુપ્ત થઇ ગયેલુ જણાય છે. છેલ્લે બે ચાર અપ્રકટ દોહરા અત્રે આપવામા આવે છે—

કેશવ ! કડે ન રખજે, ભુછડાઇ મેં ભાગ,
સારે માડુ ન સોભે, બોરી ગંધી ધાગ,
સજણ સેં ડજણ થિયે, પોય કેંજો લગે ન લાગ,
સારપ જો સોઆગ, અડે પોર ન ઉતાર જે.

ભાવાર્થ:—કેશવ કહે છે કે બુરા કાર્યમાં કદી ભાગ રાખવો ન જોઇએ. શ્વેત વસ્ત્રમાં ડાઘ જેવું એ કાર્ય સજ્જન પુરુષને શોભતું નથી. સ્નેહીઓથી સંતાપ ઉત્પન્ન થતાં કોઇનો ઈલાજ કામ આવતો નથી. મનુષ્યે સારપનો સ્વાંગ કદી અંગ પરથી ઉતારવો ન જોઇએ.

કેશવ ! કડે ન જોરજેં, ગરીબેં જો ગનું,
તીં તીં તંધ તુટંધી અચે, જીં જીં કતે સનું;
પાલર ઊ પીંધા જુકો, મોરઈ ડીંધા બનું,
જડે અચીંધો ખનું, તડે કુછણ થીંધો કીં નકીં.

ભાવાર્થ—કેશવ કવિ કહે છે કે ગરીબનો સાંઠો પણ કદી ભાંગવો ન જોઇએ. એને તો 'સાત સાંધે ત્યાં તેર તૂટે' જેવું હોય છે. જે પ્રથમથી જ ખેતર તૈયાર કરી રાખશે તેને જ પાલર પાણીનો લાભ મળશે. પછી જ્યારે તેડું આવી ઊભશે ત્યારે વાત કરવાનો વખત પણ રહેશે નહિ.

## શ્રી "અશોકહર્ષ"

શ્રી 'અશોકહર્ષ' ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકારોમાંના એક છે. કચ્છ-મુન્દ્રા એમનું જન્મ-સ્થાન. એમના પિતાશ્રી રત્નસિંહભાઇ સજ્જનતા અને માનવતાની પ્રતિમા સમા હતા. એમણે પોતાના સાહિત્યપ્રેમી પુત્રને સાહિત્ય ક્ષેત્રમાં આગળ વધવાની તક આપી અને એ તકનો લાભ લઇને શ્રી 'અશોક-હર્ષ' સાહિત્ય ક્ષેત્રમાં ઝળકી ઊઠ્યા. બાલ્યકાળથી જ એમની સાહિત્ય પ્રવૃત્તિ શરૂ થઇ હતી. પ્રાથમિક શિક્ષણ મુન્દ્રાની દરબારી શાળામાં પૂર્ણ કરીને શેઠ રણશીભાઇ દેવરાજ મુન્દ્રા અંગ્રેજી શાળામાં દાખલ થયા અને ત્યારબાદ વધુ અભ્યાસ માટે અમદાવાદ આવ્યા. અહીં અમદાવાદના સુવિખ્યાત 'કુમાર' કાર્યાલયમાં એમણે ઘણો સમય સેવા આપી. જગતની મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્ર આલેખવાની એમની કલમની અનેરી કળાની 'કુમાર'ના જૂના અંકો આજે પણ સાબિતી આપી રહેલ છે. હાલે ગુજરાતના લોકપ્રિય સામયિક 'ચાંદની'નું એ સફળ સંચાલન કરી રહ્યા છે.

શ્રી 'અશોકહર્ષ' એક મહાન લેખક છે, વિવેચક છે, કવિ છે–ઉત્તમ કોટિના કવિ છે. પણ એમની કલમને કવિતાનું સર્જન કરવાની ભાગ્યે જ ફુરસદ મળે છે. આમ છતાં સમય આવતાં એમના હૃદયપટમાંથી કવિતા સ્વયં બહાર આવી પડે છે. ભારતના લાડીલા પંતપ્રધાન શ્રી જવાહરલાલજીના અવસાન સમયે એ રીતે જ એક કવિતા એમના અંતરમાંથી બહાર આવી પડી છે. આ એક જ કૃતિ એમની કવિત્વ-શક્તિનું દિગ્દર્શન કરાવવા બસ થશે.

## અંજલિ

ફગાવી જીર્ણ પિંજર આદરી પરિયાણ આજે,
ગયો તું એ જ રાહે, રાહ પ્રાણીમાત્રનો જે;
પરંતુ મુક્તયાત્રી હંસલા! નિજ માર્ગમાં તેં,
પસાર્યો જે જીવનપમરાટ ઓસરશે કદી તે?
ગયો તું ને ખલકની હસ્તી જાણે સ્તબ્ધ થઇ બેઠી,
અરે, આંખોય અશ્રુ જળ થકી શું રિક્ત થઇ બેઠી?
ન આંસુ, ના નિસાસા ના નિરર્થક કૈં વલોપાતો,
ન લાચારીભર્યા દિવસો, ન વા ભીતિભરી રાતો.
જવાહર! રત્ન ધરતીકૂખના! છેવટ લગી ઝૂઝયો,
ન માનવતા તણો એકે જખમ રહી જાય વણ રૂઝયો;
રહો હર દિલ મહીં જલતી તમન્ના એ સમર્પણની,
જવાહર! એ જ સાચી અંજલિ જનતા જનાર્દનની.

## શ્રી લક્ષ્મીનારાયણ લાલજી જોષી

"કચ્છ ને કુરુક્ષેત્ર" અથવા ઝારે જો જંગ નામક એક મહાન યુદ્ધ-કાવ્યની કચ્છી ભાષામાં રચના કરીને કચ્છના સાહિત્યકારોમાં ખ્યાતનામ બનનાર શ્રી લાલજીભાઈ નાનજી કવિના ચિરંજીવી લક્ષ્મીનારાયણ પણ કવિ છે, લેખક છે, વિચારક છે, વિવેચક છે. એમના પિતાશ્રી લાલજીભાઈએ તો વ્યાખ્યાનો, નાટકો, કાવ્યો અને અન્ય સાહિત્યના ઢગલા ખડકી દીધા છે. આ સાહિત્ય પ્રકાશનના અભાવે વખતના વહેણમાં અલોપ થવાની અણી પર આવી ગયેલ છે. એને પ્રકાશમાં લાવવાની કચ્છી જનતાની ખાસ ફરજ છે.

શ્રી લક્ષ્મીનારાયણ પણ સાહિત્યપ્રેમી કવિ પિતાનો સંસ્કાર વારસો શોભાવી રહ્યા છે. 'કચ્છના સંતો અને કવિઓ'ના દ્વિતીય ભાગ માટે સુયોગ્ય સાહિત્ય-સામગ્રી મોકલવા એમને વિનંતિ કરવામાં આવી હતી. એમણે સાહિત્ય-સામગ્રી તો કશી ન મોકલાવી, પણ પ્રત્યુત્તરમાં જે પત્ર પાઠવેલા એ પત્રો જ સ્વયં સાહિત્ય-સામગ્રીરૂપ બની જતા હોવાથી તે અંત્રે રજૂ કરવામાં આવે છે. આ પત્રોમાં કચ્છના સંતો અને કવિઓનાં થોડાં નામોની નામમાળા છે, પોતાની જરાગ્રસ્ત સ્થિતિનું અને કચ્છની હાલની પરિસ્થિતિનું વર્ણન પણ છે. કેટલીક અંગત બાબતો બાદ કરતાં આ પત્રો જેમના તેમ અહીં આપવામાં આવે છે.

### પત્ર પહેલો—કચ્છી કહેત

ઉગંધે કુછેઓ કાગ ને, આયો ખણી ખબર,
અચી ટપાલી હથ મેં, રખી ડિને પતર,
મિલ્યા ખબર અંતર, હિયડે હરખ થેઓ ઘણું.
હિયડે હરખ થેઓ ઘણું, હિતે જરા* કયો જોર,
મન જ્યું મન મેં રઇ વઇયું, કેડો કેં ઇન કોર,
શરીર સંધી ડોર, રઈ માલક જે હથ મેં.
રઈ માલક જે હથ મેં, બાજી તાં સારી,
ઇન ધારાં તાં અય ન કીં, કુછણુ જી બારી,
અવસ્થા અટારી, જેં પછાડે પટ કેઓ.
જેં પછાડે પટ કેઓ, જરા ન ઝલઇ બાં,
મન વિત્રો મુલતાન કે, પણ પગ પેં તા પાં,
ધણી સુણે જે ધાં, ત તાં મિલણ સૅલો થિયે.

* જરા=વૃદ્ધત્વ.

## પત્ર બીજો

તારીખ ચોથી માર્ચ જી, ડાએં જે સુમાર,
પત્ર મટ્યો અય ઓચંધો નરીએ જી ભાજાર.
'મોટર ટેમ ટરી વેઆ, ભુજ મિલણું મુસ્કેલ,
પંધ પેઆ સૌરાષ્ટ્ર જે, અચણુ-વિઞણુ નાંય સેલ.

*　　*　　*

હિન તાં છેલી સાલ મેં, બીમારી કર્યો કેર,
જમ ઘરનું પાછો વર્યોસ, આય અશક્તિ હેર.
અખડાસે ગરડે મથે, કે થઇ વ્યા કવિ સંત,
ગોવાલજી ભારા થેઓ, વેદાંતી કવિ મહંત.
કવિ જાદવ પણ થઇ વેઓ, મિયાંસાબ કવિ મસ્ત,
લેખક સંત શિરોમણી, શિવજી વ્યાસ સુભક્ત.
હોથી વારી વાંઢ મેં, 'કવિ રામસંગ સદાય,
કલ્યાણબાઇ ભક્તિમતી, નરેડે સુખદાય.
પ્રભાકર પરિમલ પરાસર, કાર્તાંતિક કવિરાજ
પીતાંબર પંડિત થેઓ, ગઢસીસે સુખસાજ.

## પત્ર ત્રીજો-ગુજરાતીમાં

છપના ને છનુઆ મહીં, ઘણો વળેલો ઘાણ,
આ વીસીના વર્ષમાં, ભરદરિયે છે વહાણ.
તૃણ નથી કંઈ સીમમાં, કણ ન મળે કોઠાર,
દ્રવ્ય નથી લોકો કને,,, કચ્છડો હાલ હવાલ

ખટકાં ભરી નિજ હાડમાં, છીપાવે સૌ ભૂખ,
કિરતારે જેને તજ્યા, તેને ક્યાંથી સુખ ?
કૂપ મહીં પાણી નથી, નહીં નવાણે નીર,
તૃણ વિણ ઢોર વસૂકિયાં, નહિ માખણ નહિ ખીર.
હાટે ચીરે વાણિયા, દોઢા ભાવ કહંત,
ભેળસેળ કરી માલમાં, અધૂરૂં પૂરૂં કરંત.
સોનું તો પિત્તળ થયું, ચાંદી ચાલી ચીન,
ધાતુ સૌ ખેંચાઇ ગઇ, રહી ગઇ એલીમીન.
દર્દ–મૂળ આ હોટલો, જેનું ચાલે જોર,
કચ્છડો કચ્છ મટી ગયો, દીસે છે કંઇ ઓર.
ક્યાં છે આજે કચ્છમાં, જુસ્સો જોમ જનૂન,
સેંઠા સબળ શરીરમાં, આવી ગઇ છે ઊણ.
માયા ગઇ મમતા ગઇ, ગયા રંગ ને રાગ,
મસ્તક તો ખુલ્લાં થયાં, ગઈ ઊતરી પાગ.
કચ્છી વટના પ્રતીક શી, ચાલી ગઇ છે મૂછ,
નમૂછીયા ફરતા દીસે, હૃદય તણા એ રૂક્ષ.
સ્વર્ગે શરમાયા હશે, અબડાજી અડભંગ,
ફૂતિયો ફૂલાણી લખો. વીર સતાણી સંગ.
મર્દાઈ ચાલી મરી, ચોરીમાં જ્યાં ચિત્ત,
દેખી કચ્છના હાલ આ, ખિન્ન થશો જ ખચિત.
પણ આશા છે એક એ, હોય જગાવનહાર,
તો કચ્છડો ઊઠે ખરો, સમય પરે તૈયાર.

## શ્રી દેવશી ડુંગરશી મોમાયા

શ્રી દેવશીભાઇ એક ઊગતા યુવાન અને ભાવનાશીલ કવિ છે. એમની કવિતામાં કલ્પનાવિહાર પણ છે અને શબ્દાલંકાર પણ છે. એમના હૃદયમાં કવિતાની ભરતી ઉભરાતી જ રહે છે. એટલે એમણે કાવ્યોના ઢગલા ખડકી મૂક્યા છે. એમની કવિતા-કળાનું વિવરણ કરતાં કચ્છના કવિ વકીલ શ્રી લક્ષ્મીનારાયણ લાલજી જોષી કહે છે કે—

"આ તરુણ કવિનાં કાવ્યોમાં કુમાશ અને હૃદયંગમ ભાવો ભર્યા છે. શબ્દ-સમૃદ્ધિ છે. કલ્પનાના તરંગો ત્વરિત ગતિએ ઊઠે છે અને ગુંજે છે અને અનેરા ભાવો આપણી સામે આકાર લે છે.

આ કાવ્યો પ્રકટ થયા નથી. ક્યારે પ્રકટ થશે એ ચોક્કસ નથી. કચ્છ સાહિત્યની દિશામાં બિલકુલ શિથિલ છે. એટલે આવા કવિ અને લેખકો ઊગી ઊગીને વિકાસ પામ્યા વિના લોકરસજ્ઞતાના અભાવે ચીમળાઇ જાય છે.

ભારતીય સાહિત્ય જાળવવામાં જૈન સમાજે અગત્યનો ભાગ ભજવ્યો છે. પણ એ જ સમાજનો કચ્છ વિભાગ સાહિત્યથી વિમુખ છે, એમ કહેવું પડશે. આવી શ્રીમંત કોમ જો ધારે તો સાહિત્યના ઊગતા ફૂલને વિકાસ પામવાની હરેક તક આપી શકે એમાં સંશય નથી."

નળિયા તા. ૧-૮-૪૮

શ્રી જોષીનો ઉપર્યુક્ત અભિપ્રાય આ કવિનું માપ આપણને આપી જાય છે. એમની કવિતા-કળાની થોડી વાનગી અત્રે રજુ કરવામાં આવે છે—

### રડું તે હું કોને ?

#### શિખરિણીની ઢબે

રડું તે હું કોને ? વિભુ અકળની નિત્ય નિરખી,
મહા છાયા સરખી, અતિ ગહન એ વિશ્વ લીલા;
પડ્યાં જ્યારે આજે, વદન મનુજોનાં કંઇ વીલાં,
મહાકાળે જાણે, મનુકુળ તણી શક્તિ ભરખી.

અને માનવતાના, અનુપમ પ્રતીકે સુહવતો,
ગયો સૃષ્ટા ચાલી, નવયુગ તણો કાળગતિ એ;
અને એની પૂંઠે, ગજબ મચિયો શું ધરતી એ,
પરંતુ એ ચાલ્યો, સહુ તણું સુચિંતન શું સ્તવતો !

રડે પૂંઠે ઘેલી, પુનિત જનનિ પુત્રહીન થૈ,
મહા માનવતાની, અધિક ઉજળી જ્યોત નમણી,
ગઇ બૂઝાઇને, અફળ આશાઓ થઇ ઘણી,
દુઃખે શ્યામલ મૂખે, અવનિ પણ ચોફાટ રડી રૈ.

રડું હું તે કોને ? સુરવર સમા શું પુરુષને ?
કે ત્રાસે સુંઝાતા, જનગણ તણા ભાવ પ્રતિ હું !
અરે ! ના, ના; જેને કુસમે સૂઝી આવી કુમતિ શું ?
અહા હત્યારો તો ભરતજન એને રડું જ ને !

## પ્રેયસીની ખોજમાં

સૂતી ઢૂંઢું જૂની કબરો, અરે! એ ક્યાં દટાઇ છે!
સનમની શોધમાં વનવન, ફરૂં એ ક્યાં લપાઈ છે!
જોઉં આકાશના દ્વારે, નથી ને ચન્દ્રમાં બેઠી!
ધૂસું એ કાજ ક્યાં ને ક્યાં, અનેરી યાતના વેઠી?
અરે સાગર તણા શું દ્વીપમાં જઇને છુપાઇ છે?
સૂતી ઢૂંઢું જૂની કબરો, અરે એ ક્યાં દટાઇ છે!
નદીના વહેણની વચ્ચે, તરી નૈયા નથી વહીને!
ઝરણમાં ઊછળી વેગે, સરી ક્યાં એ નથી ગઇને!
અરે વાદળ તણા પેટાળમાં, શું જઈ ભરાઈ છે!
સૂતી ઢૂંઢું જૂની કબરો, અરે એ ક્યાં દટાઇ છે!
ભયંકર પહાડના શૃંગે ચડી શું ખીણમાં કૂદી,
પડી એ તો નથી ક્યાં સ્વર્ગના ચોકે ગઇ ઊડી!
અરે! ક્યાં દેવ પત્થરની પ્રતિમા એ ઘડાઇ છે!
સૂતી ઢૂંઢું જૂની કબરો, અરે એ ક્યાં દટાઇ છે!
નથી ક્યાં સૂર્યના રશ્મિ મહીં ઝાંખી થતી એની,
ઘતી ના જ્યોત્સના જ્યોતિ મહીં ઝાંખી છતી એની,
અરે શું પદ્મની પાંખે, જઇને એ બીડાઇ છે!
સૂતી ઢૂંઢી જૂની કબરો, અરે એ ક્યાં દટાઇ છે!

## અસત્યનું સત્ય

ઓ! આજ એકલો હું, ક્યાં રે ઘૂમવા ચહું?
નાવડી વિના મથું સમુદ્ર કાપવા,
આંખડી થકી મથું આ વિશ્વ માપવા,
પાંખડી લઇ ગૂંથું માળા આરોપવા,

એ સિદ્ધ સ્વપ્ન વિશ્વમાં ભમીને ક્યાં કહું ?
ને દૃશ્ય સોણુલાંઓને રે મૂર્ત દેખવા,
આકાશે તારલાને વિશ્વ લેખે લેખવા,
ક્ષિતિજ પારના પ્રદેશ સ્પષ્ટ પેખવા,
હું વ્યર્થ આશને પ્રકાશપૂર્ણ શી ગ્રહું ?
ને વાયુ રૂપી અશ્વ પામી ઉડતો રહું,
કો પહાડ શૃંગે રહી ખડો ને બોધ તો દઉં,
ને સૂર્ય રશ્મિઓ અકેકમાં જગે વહું,
ને સર્વ અંતરોમાં, સત્ય શો બની રહું.

## શશિ

એ કોણ જાયે ? અભ્રે સમાયે !
સંસારની એકલ કાળ રાતે,
નિસ્તબ્ધ એવી ઘનઘોર વાટે,
આ તેજના પુંજ ભરી લલાટે, આ કોણ જાયે ?
ને રહે નિત્ય અપૂર્ણ શાને ?
ને રેલવે ચાંદની મૌન ગાને,
ઓપાવવાને કંઇ એ નિશાને, આ કોણ જાયે ?
આકાશમાં એકલ શે વિહરતો,
ને તેજના શીતલ શ્વાસ ભરતો,

રૂપરૂપ તણા અંબાર ભરી, રમણીઓ સાજ અનેક ધરી,
હરતી ફરતી નિરખું ત્યારે, દિલ જાયે દેહ થકી જ સરી,
કંઇ આંખડી વિષ ભરી જ બને,
સૌન્દર્ય તણા ચમકાર રમે.

સંગીત તણી લહરીઓમાં, મનડું ગૂંથેલુ નિત્ય રહે,
શુદ્ધ ભાવનાનું સંગીત ભૂલી, ઉર પ્રેમની એકલ ઊર્મિ વહે,
રૂપ લાલસા-વાસના લુબ્ધ બનું,
ઉર એહ તણા ભણકાર રમે.

કંઇ નૃત્ય ભણી દૃષ્ટિ પહોંચે, નવ અંગ મરોડ જરી સમજું,
કોઇ નાચતી નારના અંગ ઉપાંગને મુગ્ધ બની નફ્ફટ નિરખું,
દિન વીતતા જાય છતાંય સદા,
એ ઝાંઝરના ઝણકાર રમે.

વિપથગામી બનવા બદલે, શુભ પંથ સદા રહેવા ચાહું,
એ નાચ એ ગાન એ રૂપ મહિં, નવ લુબ્ધ કદી થાતો જાઉં,
ઉરે એક જો સૂનકાર રમે,
મારા મનમાં એક નાદ રમે.
મુજને બસ એ સૂનકાર ગમે.

## પ્રતિમા

પાષાણની પ્રતિમા છતાં, પૂજે તને સૌ પ્રેમથી,
સુખ સંપદા આવી મળે, એક માત્ર એવી નેમથી;
પણ હું તને પૂજું હવે, પાષાણતા ભૂલી જવા,
ને દિવ્ય દૃષ્ટિરૂપ, આંતર રંગમાં ઝૂલી જવા.

એ સિદ્ધ સ્વપ્ન વિશ્વમાં ભમીને ક્યાં કહું?
ને દશ્ય સોણલાંઓને રે મૂર્ત દેખવા,
આકાશે તારલાને વિશ્વ લેખે લેખવા,
ક્ષિતિજ પારના પ્રદેશ સ્પષ્ટ પેખવા,
હું વ્યર્થ આશને પ્રકાશપૂર્ણ શી ગ્રહું?
જો વાયુ રૂપી અશ્વ પામી ઉડતો રહું,
કો પહાડ શૃંગે રહી ખડો ને બોધ તો દઉં,
ને સૂર્ય રશ્મિઓ અકેકમાં જગે વહું,
ને સર્વ અંતરોમાં, સત્ય શો બની રહું.

## શશિ

એ કોણ જાયે? અભ્રે સમાયે!
સંસારની એકલ કાળ રાતે,
નિસ્તબ્ધ એવી ઘનઘોર વાટે,
આ તેજના પુંજ ભરી લલાટે, આ કોણ જાયે?
ને રહે નિત્ય અપૂર્ણ શાને?
ને રેલવે ચાંદની મૌન ગાને,
ઓપાવવાને કંઇ એ નિશાને, આ કોણ જાયે?
આકાશમાં એકલ શેં વિહરતો,
ને તેજના શીતલ શ્વાસ ભરતો,
શનૈઃ શનૈઃ ક્ષિતિજે જ સરતો, આ કોણ જાયે?

## સૂનકાર

મારા મનમાં કંઇ નાદ રમે!
લક્ષ્મી કેરી છાયા મહિં રે, કાને એના રણકાર રમે.

રૂપરૂપ તણા અંબાર ભરી, રમણીઓ સાજ અનેક ધરી,
હરતી ફરતી નિરખું ત્યારે, દિલ જાયે દેહ થકી જ સરી,
કંઇ આંખડી વિષ ભરી જ બને,
સૌન્દર્ય તણા ચમકાર રમે.

સંગીત તણી લહરીઓમાં, મનડું ગૂંથેલું નિત્ય રહે,
શુદ્ધ ભાવનાનું સંગીત ભૂલી, ઉર પ્રેમની એકલ ઊર્મિ વહે,
રૂપ લાલસા-વાસના લુબ્ધ બનું,
ઉર એહ તણા ભણકાર રમે.

કંઇ નૃત્ય ભણી દૃષ્ટિ પહોંચે, નવ અંગ મરોડ જરી સમજું,
કોઇ નાચતી નારના અંગ ઉપાંગને મુગ્ધ બની નફ્ફટ નિરખું,
દિન વીતતા જાય છતાંય સદા,
એ ઝાંઝરના ઝણકાર રમે.

વિપથગામી બનવા બદલે, શુભ પંથ સદા રહેવા ચાહું,
એ નાચ એ ગાન એ રૂપ મહિં, નવ લુબ્ધ કદી થાતો જાઉં,
ઉરે એક જો સૂનકાર રમે,
મારા મનમાં એક નાદ રમે.
મુજને બસ એ સૂનકાર ગમે.

## પ્રતિમા

પાષાણુની પ્રતિમા છતાં, પૂજે તને સૌ પ્રેમથી,
સુખ સંપદા આવી મળે, એક માત્ર એવી નેમથી;
પણ હું તને પૂજું હવે, પાષાણુતા ભૂલી જવા,
ને દિવ્ય દૃષ્ટિ રૂપ, આંતર રંગમાં ઝૂલી જવા.

પાષાણ પણ પૂજાય છે, જો રૂપ નિર્મળ રાખતાં,
શાને વિમળ ના થાઉં, હૈયે વિષ કાઢી નાખતાં ?

### આકળ

આકળ પડી, આકળ પડી, ધરતી જાણે મોતીઓથી જડી !

નાનાં કૈં છોડવાં ને નાનાં શાં ફૂલડાં,
ખેતરોના મોલને ને માલતી અબોલને,
પોષનાર કોઇ જનેતા મળી........આકળ પડી.

એનાં શું સંગમાં–એના ઉછરંગમાં,
ફોરમ પ્રસરાવતી–શી આંખડી ઉઘાડતી;
સુંદર ગુલાબની ખીલી કળી........આકળ પડી.

વર્ષાની બેનડી, એનાથી એ લડી,
લડતાં રીસાઇને કે રોષે ભરાઇને;
ચૂપકીથી અવનિ પે આવી ચડી........આકળ પડી.

### બબ્બે રે બેનડી !

સરખી સોહામણી, લોભામણી, લજામણી,
બબ્બે રે બેનડી !

સાથે સૂએ ને ઊઠે, સાથે રૂએ ને રૂઠે,
રૂડી રૂપાળી વળી કામણગારી, બબ્બે રે બેનડી !

બેઉ ચમકીલી બને, બેઉ સાથવીલી બને,
ધરે અંતરના ઘાવ, લેતી લજ્જાના લ્હાવ. બબ્બે૦

રહે બેઉ સંગાથે, તોયે મળતી ન સાથે,
વસતી એ પાસ, નહિ મળવાની આશ. બબ્બે૦

અન્યને જ દેખતી, ન નિજને જ પેખતી,
કદી ઉજ્જવળ પ્રકાશ, કદી શી રે ફીકાશ. બબ્બે૦
સૌન્દર્ય ભૂખાળવી, રહે વેદનાને જાળવી,
સૂના હૈયાની પાંખડી, પ્યારી બે આંખડી ! બબ્બે૦

## શ્રી અવિનાશ મહેતા ‘અજય’

શ્રી અવિનાશ ભવાનીશંકર મહેતા હાલે ભુજના ભાવિ નાગરિકોના જીવન-ઘડતરના કાર્યની સાથે સાહિત્ય-સેવા પણ કરી રહ્યા છે. ભાઈ મહેતા એક સફળ લેખક છે, વિચારક છે, કવિ છે. એમની કલમમાં જોમ, જુસ્સો અને આગળ વધવાનો ઉત્સાહ છે. એમનાં કાવ્યોની થોડી વાનગી અત્રે આપવામાં આવે છે

### વણઝારો

વણઝારો છું..........વણઝારો છું,
એકલપંથી વિજનવાટનો, શમણાં સંઘરનારો છું. વણ૦
નગર નગરની ડગર ડગર પર, કૂચ કદમ છે આગે,
મુજ સથવારે સૂતી ધરતીનાં, અહોભાગ્ય કૈં જાગે,
ધરતીના ધાવણની ધારા પ્રેમ થકી પાનારો છું. વણ૦
ધરતીના ધબકારા ઝીલી, મેં ગીતોને ગૂંથ્યાં,
અંબરથી લઇ અમી ઊછીનાં, એમાં વહેતાં મૂક્યાં,
સૂર શબ્દનો શિલ્પી હું તો, ચેતનનો ઘડનારો છું. વણ૦
આતમને અજવાળે મારે, અંધારાં ઠેલાતાં,
જડતા મુજ ચરણે ચંપાતી, નવજીવન રેલાતાં,

'અજય' પ્રવાસી અનંતનો હું, બ્રહ્માંડે ભમનારો છું,
વણઝારો છું..........વણઝારો છું.

## નથી ભૂલ્યો

કિરતાર ! કૃપા કેરો, હું ભાર નથી ભૂલ્યો,
નિજ હસ્તીને ભૂલ્યો છું, તુજ પ્યાર નથી ભૂલ્યો.

પ્રહલાદ પ્રાણદાતા, નરસિંહ રૂપ ધારી,
શલ્યાની કરી અહલ્યા પાંચાલીને ઉદ્ધારી;

એ તારી દયા કેરો, ચમકાર નથી ભૂલ્યો,
કિરતાર કૃપા કેરો, હું ભાર નથી ભૂલ્યો.

ઇન્સાફ અદલ તારો, સતિયાને તારનારો;
અધર્મ ટાળનારો, પાપી ઉગારનારો;

વ્યવહારનો તું સાચો, તલભાર નથી ભૂલ્યો,
કિરતાર કૃપા કેરો, હું ભાર નથી ભૂલ્યો.

નાદાન છો ન માને, શાણાઓ સમજે સાને,
જગદીશને ન જાણે, અંતરમાં ઓછું આણે;

વેપાર ભજન કેરો, કરનાર નથી ભૂલ્યો,
કિરતાર કૃપા કેરો, હું ભાર નથી ભૂલ્યો.

મીરાંના મિત્ર ધાજે, ઝંખવાઉં નહિ લાજે.
'અવિનાશ' લગન યાદ કરી, કો દિ' મળી જાજે;

કયારે ય પ્રભુ તારાં, હું દ્વાર નથી ભૂલ્યો,
કિરતાર કૃપા કેરો, હું ભાર નથી ભૂલ્યો.

## શ્રી છગનભાઈ ગાંછા

મુન્દ્રા શહેરમાં નવરાત્રિના ઉત્સવોમાં જેમની ગરબીઓએ નવી ભાત પાડીને નવા જ વાતાવરણનું સર્જન કર્યું છે એવા છગનભાઇ કલ્યાણજી પરમાર પ્રથમ તો એક છાના કવિ હતા. એમની કાવ્ય-કળાની પાછળથી જ સૌને જાણ થઇ. એમનો ચહેરો ગંભીર છતાં આનંદી હતો-સ્વભાવ મળતાવડો હતો. અભ્યાસ તો વાચન-લેખન જેટલો, પણ કવિ કાલીદાસની પેઠે એમના પર પણ શારદાદેવીની કૃપા વરસી અને બહુચર મા પ્રત્યેના ભક્તિભાવમાંથી એમની કાવ્ય-કળાનું સર્જન થયું.

વાંસની લાંબી ખપાટોની ગૂંથણીથી એક બાજુ એ સૂંડલા-સૂંડલીઓની રચના કરતા અને તેની સાથે બીજી બાજુ શબ્દોની ગૂંથણી વડે ગરબીઓ અને છંદોની રચના કરતા. આ રીતે રોજ રોજ નવી નવી ગરબીઓ તૈયાર થઈ જતી. "મહી બેચન ઔર હરિ મિલન એક પંથ દો કાજ" એવો જ માર્ગ એમણે ગ્રહણ કર્યો હતો.

કબીર સાહેબની સાખીઓ અને ભજનો સાળ પર કાપડ વણતાં વણતાં વણાઇ જતાં તેમ છગનભાઈની ગરબીઓ વાંસના સૂંડલા બનાવતાં બનાવતાં બની જતી. એમની રચનામાં કડીએ કડીએ ભક્તિરસ ટપકતો દેખાય છે. મુન્દ્રામાં માતા બહુચરાજીના મંદિરમાં છગનભાઇને પહાડી કંઠે એમની રચેલી ગરબીઓ ગાતા અને ગવરાવતા સાંભળવા એ જીવનનો એક લહાવો ગણાતો. નવરાત્રિના દિવસોમાં બીજી ગરબીઓમાં ચાલતા નાટક-ચેટકને બદલે બહુચરાજીના મંદિરમાં એકધારા

ચાલતા, ગરબીઓ અને છંદોના કાર્યક્રમમાં પ્રેક્ષકોની મોટી ઠઠ્ઠ જામતી.

છગનભાઈને ત્યાં સંતતિની ખોટ હતી, પરંતુ એમણે ભક્તિરસ ભીની કલમ દ્વારા જે અમર સંતતિ ઉત્પન્ન કરેલ છે તે એમના નામને અમર રાખશે.

આજથી અર્ધી સદી પહેલાં મુન્દ્રામાં ૨૦ થી ૨૫ ઘર ગાંછાનાં હતાં. આજે એક પણ બાકી નથી. બહુચરાજીનું મંદિર પણ ગાંછાઓનું કહેવાતું. આજે કાર્યવાહક સમિતિ એનો વહીવટ ચલાવે છે.

બે વરસ પહેલાં લગભગ ૮૦ વરસની વયે રાજકોટ મુકામે શ્રી છગનભાઈનું અવસાન થયું. એમનો દેહ આજે નથી, પરંતુ મુન્દ્રાની જનતાના હૃદયમાં–ખાસ કરીને નવરાત્રિના દિવસોમાં એમની યાદગીરી સદા તાજી રહેશે

સંવત ૧૯૭૪ ની સાલે કવિ છગનલાલે 'રસિક ગરબાવળી' નામે માતાજીના ગરબા અને છંદોનું એક પુસ્તક પ્રકટ કરેલું. તેમાંથી મુન્દ્રાનાં દેવમંદિરોના વર્ણનનો એક છંદ અત્રે રજૂ કરવામાં આવે છે—

### શ્રી ભીડભંજન અને મુન્દ્રા શહેર વર્ણન

પ્રથમ સરસ્વતીને પાય લાગું રે, છંદ રચવાની વાણી માગું,<br>
ભીડભંજન મુંદરા શહેરમાં બિરાજે રે—ટેક૦

દેવ ઉત્તર દિશાએ બિરાજે રે, પાસે રૂડો જેશમસર ગાજે-<br>
ઘણું સારૂં છે મુંદ્રા ગામ રે, તેમાં બહુચર માતાજીનું ધામ-

સામે માતા આશાપુરા બિરાજે રે, માથે છત્તર સોનાના છાજે-
બીજું વાંકલ માતા તણું સ્થાન રે, માડી દયાધારી દયાવાન-
હરિવાળા તે હનુમાન જતિ રે, એની રસના રટે છે રઘુપતિ-
બીજા રણછોડરાયની મહેર રે, તેનાં દર્શનથી થાય લીલાલ્હેર-
રૂડા બિરાજે રૂઘનાથરાય રે, તેનાં દર્શનથી કોટિ પાપ જાય-
બીજા બિરાજે દરિયાલાલ રે, તેની જોત છે ઝાકઝમાળ-
ચતુર્ભુજ રાયજીને સૌ ચાહે રે, તેનાં દર્શને લોક નિત્ય જાય-
શ્રીજી હવેલીમાં મદનમોહન રાય રે, તેમાં સમેસમેની ઝાંખી થાય-
પનાલાલની હવેલી ઘણી સારી રે, બાલકૃષ્ણ પર જાઉં બલિહારી-
ગુસાંઇજીની હવેલી કહેવાય રે, વિઠલેશની થાય છે સેવાય-
રાધા-દામોદરજી રહિયાળા રે, નિત્ય જપીએ તેની માળા-
પાસે પ્રભુ નરસંઘજી બિરાજે રે, તેને દેખીને દાનવો દાઝે-
પાર્શ્વનાથ પ્રભુ ચાર દેરા માંહે રે, તેની પૂજા તનમનથી થાય-
બહુ નામ-રૂપ ધરી બેઠા પોતે રે, પીપલેશ્વર અગનજી જોતે-
ભીડભંજન છે ભીડ ભાંગનારા રે, કંઠે કાળા નાગોને રૂઢમાળા-
નાગનાથ કલ્યાણેશ્વર ધામ રે, હરિબાગમાં રામેશ્વર નામ-
માનેશ્વર તે બેઠા ગામ માંહે રે, ડાક-ડમરૂ શીંગી નાદ થાય-
માતા શીતલા ને શેષનું સ્થાન રે, પાસે બેઠા ઘાંચાના હનુમાન-
ભોળા શંભુ હાટકેશ્વર શોભે રે, તેનાં દર્શન કરવા મન લોભે-
કોટેશ્વરે સાપ વીંટ્યા વિષ માટે રે, રાખ્યા રોહિણી પતિને લલાટે-
શહેર સુન્દ્રા તીરથ-ધામ આવું રે, અમાવાસ્યે ખારી મીઠી ન્હાવું-
છંદ ગાયો તમ દાસના દાસે રે, રાખો ચરણ કમળની પાસે-
જ્ઞાતિ ગાંચા તણી કહેવાય રે, દાસ 'છગન' માતાજીના ગુણ ગાયે-

## શ્રી માધવજી રાઘવજી કવિ

કચ્છી ભાષાના સિદ્ધહસ્ત શબ્દસ્વામી કવિશ્રી રાઘવજીના ચિરંજીવી માધવજી પણ કવિપિતાનો કવિતા-વારસો પ્રાપ્ત કરી શક્યા છે. એમની કવિતામાં પણ કચ્છી શબ્દ પ્રયોગોની કલાત્મકતાનાં દર્શન થાય છે. એમની કાવ્ય-કળાની થોડી પ્રસાદી અહીં આપવામાં આવે છે.

### કવિ વ્યો કુબાયણું

#### કવિત

૧

ડેલી મથે દરવાન, કુછાયૅા ત 'હૌછ!' કરે,
ભૈરવ-વાહન[1] ભની, ડછી વિધેં ડાડે કે;
મહેશ-વાહન[2] મેતા, ન્યારેને ફૂંકારૂં કરીં,
નિંધર ફેરા ન વાર, અખિયું ઉઘાડે કે,
ગાલ કઇ ત ગણેશ-વાહન[3] ભની વિતરેં ચ્યોં,
ડિયોં નતા ડોકરો, સે પુછી ન્યાર પાડે કે;
દુરગા-વાહન[4] ધારે, શેઠ કે કુછાયો ત તાં,
શીતલ-વાહન[5] વિઠો, ફિડો ડાચો ફાડે કે.

#### દોહરો

આંઉં અકરમી કીં ભલા, ઘસાઈયાં નીશાળ!
ચાર ચોપડીયું હથ કઈયું, ભસ! ઇતરો ભિસિયાલ.

---

૧ કૂતરો. ૨ બળદિયા. ૩ ઉંદરડા. ૪ સિંહ. ૫ ગધેડો.

–હું અકરમી તે નિશાળને ભલા શા માટે ઘસાવું ? ચાર ચોપડીઓ હાથ કરી એટલે બસ ! આટલું તો ઘણું જ થઇ ગયુ.

એક વાર એક ભોળા બ્રાહ્મણને કોઇ મશ્કરાએ મશ્કરી કરતાં કહ્યું, કે "થર પ્રદેશના લોકો એવા ધાર્મિક અને ભક્તિમાન છે કે ટીલાં–ટપકાંવાળા બ્રાહ્મણને તો ખૂબ દાનસ્માનથી નિવાજે છે." અને બ્રાહ્મણ તો આ સાંભળીને આખા શરીરે ટીલાં–ટપકાં તાણીને ઊપડ્યો થરના ભોપાઓના વચ્ચે. ટીલાં–ટપકાં તાણેલ બ્રાહ્મણને જોઈને થરના ભોપા સમજ્યા, કે આ માણુસ તો ટાઢા દેવાના કસા શરીર પર કરાવ્યા પછી ડામથી ભડકીને ભાગ્યો છે. માટે આપણે જ એને ટાઢા દઈએ તો એની બીમારી દૂર થઇ જાય. એ લોકોએ તો બ્રાહ્મણને જબરજસ્તી ઝકડી લઈને ટાઢા દેવા માટે દાતરડું તપાવ્યુ અને જ્યાં જ્યાં ટીલાં–ટપકાંનાં નિશાન હતાં ત્યાં ત્યાં લાલચોળ તપેલું દાતરડું ચોડી દીધું. આમ બેહાલ બનેલો બ્રાહ્મણ દામ ને બદલે ડામ લઇને માંડ માંડ ભાગી છૂટ્યો. આ રમૂજી કિસ્સાને કચ્છી વાણીમાં રજૂ કરતાં કવિ કહે છે—

કવિત

ભોરે કેંક બ્રામણુ કે, મશ્કરે ચેં મશ્કરી મેં,
મેણેં સવા મથે મું તાં, ડિઠો થર દેશ કે;
થર ચારા પટ તેં, ન ફોકટ ફિરાઇ ચુક,
પાણી ડિસેં પધરો, ત નમે તિન નેસ કે;

પીતાબરી પાક તડેં ઉન ઍ નાપાક નાંય,
પેરે તેંજી પોત, રખેં દેશ તેડે વેશ કે;
પંડિત કે પૈસા ડીયેં, જેડા જેંજા લેખ ભાકીં,
લેખ કે ન લગે મેખ, મીન કઢં મેશ કે.

૨

થર વારી ગાલ ઠીક, બ્રામણુ જે મનેં ભાંસૈ,
ઓતારો અજાય મિન્ન, સમૂરા સિરાય તા;
ખડીઓ ખણે તેં ખણી, લેણી ભંધ કરે તેં કે,
તાડા ત્રીં લીવરેં જા, લાગુઠા લગાય તા,
સોઢે જા સુકે જા વાણુ, વિઍં તીંય પંધ વઢે,
થોડા ડીં થેઆ ત થર, પ્રભુજી પુજાય તા;
ગામ કોક ખાસો ગોતે, વિવેક વિચાર કરે,
રામ રાજા વારો, ઠીક જર કે જમાય તા.

૩

ત્રિપુડ જો ટ્રેડમાર્ક, ડિસી લોપે દયાળુ ચેં,
કસા હેડા કીમતી તાં, માંધાયુ મટાઇતા;
ઝલેઓ જે ઝકડે ત, થધા ડીયુ પેટ ઠારા,
ખરૂકેં ખખાય ગિડોં, ધસે ને ધબાઈતાં;
બ્રમ ટિકા વિધોં ભૂસે-લોપે વટ એઆ લોપા-
ડંભે લાય ડાંતરે કે. ટાંઢે મે તપાઇતા;
છટવ્યા છુટાય ડીખો, સરાધો સુતો રાં સાંઈ,
થધા જે ઠેકાણેં દ્યા, ત માંધાયુ મટાઇતા.

૪

છડચો ચેંતા છાકટે કે, બ્રામણ ઉથીને ભગો,
ડખણુ મેં વિઞે ડિનું, ભેરા ખણી ભાર કે;
મને' ચેતો–મશ્કરે કે ભનંધી સે ડીખો ભેટ,
છુંધો તેસીં કંધો જાધ, સુડસેં છુ માર કે,
ભૂતેં જેડં લોપેં, મુંકે ભારી તાં બેહાલ કેઓં,
ડાંતરે સેં ડંભે કરે, કારો કર્યો કિપાર કે;
લોપેંનું ભચાય પ્રભુ, નમસ્કાર કરીયાં તો,
પંજ ફેરા આંકે, પિન્ન ફેરા થર પાર કે;'

કવિ દલપતરામે 'ઊંટનાં અઢારે વાંકાં'–એવી એક કવિતા લખી છે. કવિ માધવજીનો ઊંટ કહે છે, કે 'અઢાર નહિ પણ સાડાઅઢાર. ઊંટ પર કાઠું કરવા વખતે એનું પૂછડું વાંકું કરીને મરડી નાંખવામાં આવે છે ત્યારે કવિ દલપતરામ કોઈ વાર હાજર રહ્યા હતા ખરા?'

ઉઠ ચેં મુંજા આકરા, કડવા વેણુ કઠોર;
સાચક થઈને ચાં સચી, ચિત મેં રખાં ન ચોર.
અયડો અંગ મર ઐં વિંગા, ઇ મુંજા આધાર;
સાડા અયડો થીંન સે, દલપત કઇ ન ન્યાર.
પુચ્છ પ્રભુ કેં પાંસરો, માડુ કરીં કમાન;
કાંઠો કે ટાણેં કવિ, કિત હો દલપતરામ?

©

## મહા કવિ કિશનદાસજી

કવિ-હૃદયનુ પાતાળ ફોડીને જે કવિતા બહાર આવે છે તેને જ સાચી કવિતા કહી શકાય. એવું કાવ્ય નાનુ હોય તો પણ તે મહાકાવ્ય છે. કિશન કવિની 'ઉપદેશ બાવની' પણ એવું જ એક મહાકાવ્ય છે. એને 'કિશન બાવની'ના નામે કચ્છ-ભુજની વ્રજ ભાષા પાઠશાળાના સાહિત્યપ્રેમી અધ્યાપક સ્વ. પંડિત પ્રાણજીવનદાસ મોરારજીએ છપાવીને પ્રસિદ્ધ કરેલ. એટલે સૌથી પ્રથમ શ્રી પ્રાણજીવનદાસનો જ આભાર માનવો જોઇએ.

ત્યારપછી આ 'કિશન બાવની' શિહોરના સુપ્રખ્યાત કવિ ગોવિંદ ગિલ્લાભાઇએ ભાવનગરના પુસ્તક વિક્રેતા વહોરા અબ્દુલહુસેન આદમજી તરફથી સંવત ૧૯૭૧ માં ટીકા સહિત છપાવીને પ્રકટ કરેલી. પ્રસ્તાવનામાં શ્રી 'કિશન કવિ'ના મૂળ વતનનો ઉલ્લેખ કરતાં કવિ ગોવિંદ કહે છે કે- "કિશન કવિ કચ્છ, કાઠિયાવાડ કે ગુજરાતના હોવા જોઇએ." કચ્છના સ્વ. કવિ જીવરામ અજરામર ગોર શ્રી ગોવિંદ કવિ પરના પોતાના એક પત્રમા જણાવે છે કે- "કિશન કવિ હિંદુસ્તાન તરફના શ્રી ગોડ બ્રાહ્મણ હતા. પિતા ગુજરી જવાથી તેની માતા કિશન નામે બાળપુત્રને તથા રતનબાઇ નામની કન્યાને લઇને અમદાવાદ આવી અને જૈન લોંકાગચ્છના શ્રીપૂજના ગુરુભાઇ સંઘરાજજીને પોતાનો પુત્ર અર્પણ કરીને તેના આશ્રયે રહી હતી. માતાના મરણ પછી રતનબાઇ આર્યા થઇ અને સંઘરાજજીએ કિશનદાસને પણ જૈનધર્મની દીક્ષા આપીને

પોતાનો શિષ્ય બનાવ્યો. સંઘરાજજી પોતે કાવ્યશાસ્ત્રના જ્ઞાતા હોવાથી કિશનદાસને પણ તેમણે કાવ્ય-રચનાનું શિક્ષણ આપ્યું.

"અહીં અમદાવાદમાં સંઘરાજજીના અવસાન પછી તેના બીજા ચેલાઓ કિશનની ઈર્ષા કરવા લાગ્યા અમદાવાદના હાકેમને તેમણે ભરાવ્યું, કે કિશન તો મોટો કીમિયો જાણે છે અને તે શીખી લેવા જેવો છે. હાકેમે કિશનદાસને કીમિયો બતાવવા આગ્રહ કર્યો, પણ કિશનદાસે એ બાબત પોતાનું અજ્ઞાન વ્યક્ત કરતાં તેને જેલમાં નાખી દેવામાં આવ્યો. આ ઘટનાથી તેની બહેન રતનબાઇને એટલો આઘાત લાગ્યો કે એ જ દુઃખમાં તેણે પ્રાણત્યાગ કર્યો.

"જેલમાંથી બહાર આવતાં કિશનદાસને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેનું અંતર અત્યંત શોકગ્રસ્ત બની ગયુ. હૃદયને મોટો ધક્કો લાગ્યો અને આ ધક્કામાંથી 'ઉપદેશ બાવની'નો જન્મ થયો."

ત્યારબાદ કિશન કવિ કચ્છમાં આવ્યા અને કચ્છમાં જ વેદાંત મતના સાધુ થઇને રહેવા લાગ્યા એમ પણ કહેવાય છે.

કવિ ગોવિંદ ગિલ્લાભાઇને પ્રાપ્ત થયેલી બીજી હકીકત મુજબ કિશન કવિ બારોટ હતા. એમના વહીવંચાઓના ચોપડામાં એમના બાપદાદાઓના નામ પણ મોજૂદ હતાં, એવી બાતમી પણ કવિ ગોવિંદને મળેલી. સાચી હકીકત જાણવા આજે કોઇ સાધન નથી. પણ એટલુ ખરૂ કે કચ્છ અને કચ્છી ભાષા સાથે કવિ કિશનને ગાઢ સંબંધ હતો. એમની કવિતા પરથી જ આ હકીકત સ્પષ્ટ થઇ જાય છે. એમની કવિતામાં આવતા

શબ્દો-આઈ, પસમ, કોરી, મિસકીન, આઇ-જાઈ, ખિસિયાર (ખિસિયાલ-પુષ્કળ) વગેરે પરથી સમજી શકાય છે, કે કિશન કવિ કચ્છના હોવા જોઇએ અથવા કચ્છમાં એમનો ઠીક ઠીક નિવાસ હોવો જાઇએ. કચ્છ-નિવાસ પછી જ આ બાવનીની રચના થઇ હોય એમ સ્પષ્ટ સમજાય છે.

'કિશનબાવની' નાં કવિત જૈનપદ્ધતિ પ્રમાણે બારાક્ષરીના એક પછી એક આવતા અક્ષરોના ક્રમ અનુસાર ચાલે છે. પ્રથમ ૐ નમઃ સિદ્ધં એના દરેક અક્ષરથી એક એક કવિત શરૂ થાય છે. ત્યાર પછી અ થી જ્ઞ સુધી અનુક્રમે અક્ષરવાર આ બાવનીની રચના કરવામાં આવેલ છે.

આ 'કિશનબાવની' નું એકેએક કવિત અમૂલ્ય છે. રચના વસ્તુ અને ઝડઝમકની દૃષ્ટિએ કવિ કિશનની કવિતા રમઝમ કરતી કોઇ નવયૌવના રમણીની ગતિએ એવી ચાલી જાય છે કે સૌ કોઈને તે મુગ્ધ કરી દે છે. જાળવણી ખાતર આ આખી બાવની અહીં લઇ લેવા જેવી છે. પરંતુ સ્થળ સંકોચના કારણે માત્ર થોડાં જ કવિત અહીં આપવામાં આવે છે. કિશન કવિની કવિતા સુંદરતાથી ભરપૂર એવી વસંતઋતુના જેવી છે. વસંતઋતુના મલયાનિલ સમાન એમની મીઠી, મધૂરી, માદક વાણીની થોડી પ્રસાદી અત્રે રજૂ કરવામાં આવે છે. સૌથી પ્રથમ દેવી સરસ્વતીના કવિતની રમણીય અને હૃદયંગમ રચના કવિની કલમની તેજસ્વિતાનું સ્પષ્ટ દર્શન કરાવી જાય છે.

## દેવી સરસ્વતી

### કવિત

સિદ્ધિ બુદ્ધિ સ્હાયક, વિધાયક વિવિધ રિદ્ધિ,
વાયક સરસ વરદાયક વરસતી;
અગમ નિગમ અવગમન સુગમ હોત,
અગમ ઉદ્યોત જ્યોતિ પરમ પરસતી;
ગંજન અગંજન કી ભંજન ગંભીર ભીર,
અંજન સોં રંજન નિરંજન દરસતી;[1]
સંતન સુહાઇ ભાઇ, યાહી તેં[2] કહાઇ આઇ,
'કિશન' સહાઇ, માઇ સેવીએ સરસતી.

❀

ધંધ[3] હી મેં ધાયો હે, ન ધાયો હે ધરમ રુખ,[4]
પાયો દુઃખ દ્વંદ્વ, પૈ[5] ન પાયો સુખ પાયબો;
ગાયો જાન આન પૈ, ન ગાયો ભગવાન ભાન,
આયો જો ન જ્ઞાન, કહા નર યોનિ આયબો,
મન મેં ન આયો અંધ, કાહુ ન નમાયો કંધ,
'કિશન' પરેગો ખરે, તા હિ પછિતાયબો;
આપ હી કો ભાયો ભાયો,[6] પાપ કો ઉપાયો પાયો,
બાધી મૂઠી આયો પૈં, પસારે હાથ જાયબો.

---

૧ જ્ઞાનના અંજન વડે નિરંજનનું મનોરંજન સ્વરૂપ દર્શાવે છે ૨ એટલા માટે. ૩ ધંધો. ૪ તરફ ૫ પણ ૬ પોતાનું કર્યું જ ખરું માન્યું.

ઈત ઉત ડોલે કહા, દીન બોલ બોલે કહા,
પેટ હી કે ભોલે,[1] દેહ લગ્યો મહા પ્રેત હૈ;[2]
ગરભ મેં દે દે શ્રાસ, પાલ્યો દશ માસ આશ,
વાહિ કી 'કિશનદાસ' આન[3] આન દેત હૈ;
ચાંચ દઈ સોઇ મિત, ચૂન કી કરેંગો ચિંત,[4]
ચિંત હી હરેગો, ઐસો સાહિબ સચેત હૈ;
જાન કો અજાન કો, જહાન કો બિહાન હી તેં,
દેત સુખિહાન,[5] કહા તો હિ કો ન દેત હૈ.

ઉકતિ[6] ઉપાઇ એતી, ઉમર ગુમાઈ કછુ,
કીની ન કમાઇ, કામ ભયો ન ભલાઈ કો;
ઔધિ[7] જબ આઇ, તબ કૌન હૈ સહાઇ ભાઇ,
રાઈ ભર કણુ, ન બસાઈ ઠકુરાઈ કો;

રિદ્ધિ તેં ન સિદ્ધિ કરી,[1] જો તેં જીવ કૈસી કરી,
તહાં લે ધરી જહાં, પ્રવેશ ન સમીર કો;
ખરચ્યો ન ખાયો, યોં હિ નરકે જનમ આયો,
જા દિન તેં જાયો, સુખ પાયો ન શરીર કો;
પિયો જલ છાન્યો પૈં ન લોહુ અનછાન્યો જાન્યો,[2]
'કિશન' કબૂ ન જાન્યો, ત્રાસ પર પીર કો;
ધોખે હી મેં જીવ દયો,[3] ભયો ન સુકૃત લયો,
ગયો ભવ ખોય, ભયો નીર કો ન તીર કો.

❁

લિખો જો લલાટ લેખ, તા મેં કહા મીન-મેખ,
કરમ કી રેખ દેખ, ટારી હુ ન ટરે હૈ;
ચાંપ[4] કરી કાહુ ચૂહે, સાપ કો પિટારો કાટ્યો,
સો તો અનજાને, પાને પન્નગ કે પરે હૈ;
'કિશન' અનુદ્યમ હિ, ચલ્યો અહિ[5] પેટ ભરી,
ઉદ્યમ હિ કરત, તુરત ચૂહા મરે હૈ;
દેખો કયોં ન કરે, કાહુ હુન્નર હજાર નર,
હોઇ સદા સોઇ, જો ત્રિલોકનાથ કરે હૈ.

---

૧. રિદ્ધિ અર્થાત્ સંપત્તિને તે સાર્થક કરી નહિ. ૨. પાણી ગાળેલુ પીધુ પણ રક્ત તો અણગાળ્યુ જ પીધું. ૩. દગો કરવામાં જ જીવ રાખ્યો. ૪. કાળજી. ૫. નાગ.

ઈત ઉત ડોલે કહાં; દીન બોલ બોલે કહા,
પેટ હી કે ભોલે,[1] દેહ લગ્યો મહા પ્રેત હૈ;[2]
ગરભ મેં દે દે શ્વાસ, પાલ્યો દશ માસ આશ,
વાહિ કી 'કિશનદાસ' આન[3] આન દેત હૈ;
ચાંચ દઈ સોઇ મિત, ચૂન કી કરેંગો ચિંત,[4]
ચિંત હી હરેગો, ઐસો સાહિબ સચેત હૈ;
જાન કો અજાન કો, જહાન કો બિહાન હી તેં,
દેત સુબિહાન,[5] કહા તો હિ કો ન દેત હૈ.

❈

ઉકતિ[6] ઉપાઇ એતી, ઉમર ગુમાઈ કછુ,
કીની ન કમાઇ, કામ ભયો ન ભલાઈ કો;
ઔધિ[7] જબ આઇ, તબ કૌન હૈ સહાઇ ભાઇ,
રાઈ ભર કણુ, ન બસાઇ ઠકુરાઇ કો;
આઇ પહુંચાઇ, પછતાઇ બાઈ માઇ જાઈ,
છૂટ્યો નાતો ટૂટ્યો તાતો, કિશન સગાઇ કો;
ઇહાં તો સદાઇ, ધામધૂમ હી ચલાઈ પર,
ઉહાં તો નહિ હૈ ભાઇ, રાજ પોપાંબાઈ કો.

---

૧ અરે પેટના ભોળા ! ૨ દેહ રૂપી પ્રેત તને વળગ્યો છે ૩. તેની જ આણુ આવવા દે છે ૪ ચાચ આપનાર ચૂણાની પણ ચિંતા કરશે. ૫ સવાર થતા જ. ૬ યુક્તિઓ કરી. ૭ અવધિ.

રિદ્ધિ તેં ન સિદ્ધિ કરી,[1] જો તેં જીવ કૈસી કરી;
તહાં લે ધરી જહાં, પ્રવેશ ન સમીર કો;
ખરચ્યો ન ખાયો, યોં હિ નરકે જનમ આયો,
જા દિન તેં જાયો, સુખ પાયો ન શરીર કો;
પિયો જલ છાન્યો પૈં ન લોહુ અનછાન્યો જાન્યો,[2]
'કિશન' કબૂ ન જાન્યો, ત્રાસ પર પીર કો;
ધોખે હી મેં જીવ દયો,[3] ભયો ન સુકૃત લયો,
ગયો ભવ ખોય, ભયો નીર કો ન તીર કો.

©

લિખો જો લલાટ લેખ, તા મેં કહા મીન-મેખ,
કરમ કી રેખ દેખ, ટારી હુ ન ટરે હૈ;
ચોંપ[4] કરી કાહુ ચૂહે, સાપ કો પિટારો કાટ્યો,
સો તો અનજાને, પાને પન્નગ કે પરે હૈ;
'કિશન' અનુદ્યમ હિ, ચલ્યો અહિ[5] પેટ ભરી,
ઉદ્યમ હિ કરત, તુરત ચૂહા મરે હૈ;
દેખો કયોં ન કરે, કાહુ હુન્નર હજાર નર,
હોઇ સદા સોઇ, જો ત્રિલોકનાથ કરે હૈ.

---

૧. રિદ્ધિ અર્થાત્ સંપત્તિને તેં સાર્થક કરી નહિ. ૨. પાણી ગાળેલું પીધું પણ રક્ત તો અણગાળ્યું જ પીધું. ૩. દગો કરવામાં જ જીવ રાખ્યો. ૪. કાળજી. ૫. નાગ.

એક ઊગે સૂર,[1] કરે ભોજન કપૂર પૂર,
એક કું તો પેટ પૂર, ભાજી હુ ન તાજી હૈ;
એક નર ગજ ચઢે, ચઢત ચપલ વાજી,[2]
એક પાજી[3] આગે દોડે, દોડવે મેં રાજી હૈ;
એક કી 'કિશન' લચ્છી,[4] દેખિ લચ્છમી હુ લાજી,
એક ધન હીન મિસકીન દીન માજી હૈ;
કહી ન પરત કુદરત ઐસી કારસાજી,[5]
અપને અપને યારો બખત કી બાજી હૈ.

૭

ઐરાવત કૈસે અંગ, ઉદ્ધત અભંગ જંગ,
ઘૂમત મતંગ લિયે, શોભા મેઘ શ્યામ કી;[6]
ઉત્તમ ઉતંગ તર તરલ તુરંગ ચંગ,
સહજ સુરંગ, ઓપ પશમ[7] તમામ કી;
મુજરો ન પાવત હૈ, રાવત કે ઠાઠ ઠાડે,[8]
આવત 'કિશન,' પેશકશી[9] ગામગામ કી;
ભરે અભિરામ ધામ, દામ ઠામઠામ પર,
બિના પ્રભુનામ. પ્રભુતાઈ કૌન કામ કી ?

---

૧. સૂર્ય ઊગતાં જ સુગંધ ભર્યાં ભોજન કરે છે. ૨. ઘોડો ૩. નોકર ૪. લક્ષ્મી ૫. કાર્યવાહી કહી જાતી નથી. ૬. જંગમાં અભંગ એવા મેઘવર્ણો હાથીઓ ઘૂમે છે. ૭. કુમાશ ૮. ખડા છે. ૯. ખંડણી.

ઔસ[1] કી કની સી જૈસી, દર્ભ કી અની પે બની,
લેખિયેં ન બાર, ધની, દેખિયેં ઝલામલી;
જગત કી બાજી તાજી પૈં, ન તાતેં હૂજૈં રાજી,
દેખી જાકી બાજી, નટબાજી જ્યોં ચલાચલી;
મહકે 'કિશન' જાકિ મહિમા, મુલક માંહિ,
કહાવે મુલક મીર, માલિક મહા બલી;
કાલ કી અકલ બાત, યા તેં કબ હોય ઘાત[2],
આજ કી ન જાની બાત, કાલ કી કહા ચલી?

⊚

અરબ ખરબ મહા દરબ[3] ભયો તો કહા,
ગરબ[4] ન કીજે ખેલ સરબ[5] સુપન કો;
ઠાર[6] કો-સો દેહ, યેહ છિન મેં દિખાયે છેહ,
રહ જ્યોં શરદ મેહ, નેહ પરજન કો;
જોબન ઝલક, ચપલા કી-સી ચમક ચલ,
વિષય સુખ 'કિશન' ધનુષ જૈસો ઘન કો[7];
જૈસે કાચ-ભાજન[8] કો, ભાજને કો જોખો તૈસે,
તનક[8] ખરો-સો, ન ભરોસો ઇન તન કો.

---

૧ દાભની આણી પર રહેલી ઝાકળની કણી. ૨ કાળ ક્યારે ઘા કરે. ૩ દ્રવ્ય-પાર વગરનું. ૪ ગર્વ. ૫ સર્વ. ૬ ઝાકળ જેવો. ૭ મેઘધનુષ્ય જેવો ક્ષણિક રંગવાળો. ૮ કાચનું વાસણ ભાંગી પડવાનો ભય.

કોરી કોરી કર, કોરી લાખન કરોરી[1] જોરી,[2]
સોઉ માને થોરી, જાને લીજે જગ લૂટ કે;
માયા મેં અરૂઝ્યો,[3] પર સ્વારથ ન સૂઝ્યો,
પરમારથ ન બૂઝ્યો, ભ્રમ ભાર હુ તેં છૂટ કે;
જગત કો દેત દગે, આન જમદૂત લગે,
'કિશન' જો સગે, વોહી ઠગે ન્યારે ફૂટ કે;
હંસ અંશ ઐંચ[4] લિયો, અંગ રંગ ભંગ ભયો,
જૈસે બીન[5] બજત ગયો હૈ તાર તૂટ કે.

⊚

નાગિની સી બેની કારી, બાગુરા[6]-સી પાટી મારી,
માંગ[7] જુ સંવારી, ચોર ગલી તેહી ટરના;
તન સર જામેં જલ, યૌવન સુજખ ચખ[8],
ગ્રીવ કંબુ[9] ભુજા-સુ મૃનાલ[10] મન હરના;
નાસા શુક દંત દાડમ, નાભિ કૂપ કટિ સિંહ,
'કિશન' સુ કવિ જંઘ રંભ ખંભ[11] બરના;
અહો મેરે મન મૃગ, ખોલી દેખ જ્ઞાન દૃગ,[12]
યહ બન છોરિ, કહૂં ઔર ઠૌર ચરના;

---

૧ કરોડો ૨ એકઠી કરી. ૩ મુઝાયો. ૪ ખેંચી લીધો. ૫ બીન-વાજિંત્ર. ૬ માછલાં પકડવાની જાળ. ૭ સેંથી. ૮ ડોક શંખ જેવી. ૧૦ કમળનો દાંડલો. ૧૧ સ્તંભ. ૧૨ મારા મનમૃગ તું આ વનને છોડીને બીજી કોઇ જગાએ ચરવા જજે!

છાર હી મેં ખ્વાર ખર[1] ન્હાત જાતિ જલચર,
ધરત જટા સુબર[2] બરત પતંગ હૈ;
ધ્યાન બગ ધરત, રટત રામરામ શુક,
ગાડર મુંડાવૈ, પશુ સબ સુ નિહંગ[3] હૈ;
સહે તરૂ તાપ, ઘર કરિ કે ન રહે સાંપ,
'કિશન' દુરાય આબ, અંગ[4] સો અનંગ[5] હૈ;
રંગ વહ રંગ કછુ, મોક્ષન કો અંગ પર,[6]
હોઇ મન ચંગ તો કઠોત હી મેં ગંગ હૈ.

◎

જીવન જરા-સા,[7] દુઃખ જનમ-જરા-સા[8] સા પૈં,
ડર હૈ ખરા-સા, કાલ સિર પૈ ખડા-સા હૈ;
કોઉ વિરલા-સા, જીવે વર્ષ દો પચાસા,
અંત બન બીચ બાસા, યહી બાત કા ખુલાસા હૈ;
સંધ્યા કા-સા વાન, કરિવર[9] કા-સા કાન ચલે-
દલ[10] કા-સા પાન, ચપલા કા-સા ઉજાસા હૈ;
ઐસા-સા રહાસા, તા પૈં 'કિશન' અનંત આશા,
પાની મેં બતાસા,[11] તૈસા તન કા તમાસા હૈ.

---

૧. ગધેડો રાખમાં જ ખુવાર છે. ૨. વડ જટા ધારણ કરે છે. ૩. પશુઓ નગ્ન છે. ૪. પાણી છુપાઇ જાય છે. ૫. શરીર હીન થઇ જવાય. ૬. આ રંગો મોક્ષનાં સાધન છે. ૭. જરા જેટલું ૮. જન્મ અને વૃદ્ધત્વનું દુઃખ ૯. ગજરાજ ૧૦. પીપળો ૧૧. પરપોટો.

જૂઠી કાયા માયા કે, ભરોસે ભરમાયા લાયા,
માયા હૂ ગુમાયા, પર મૂરખતા પાયા હૈ;
જ્યોં જ્યોં સમજાયા, ત્યોં ત્યોં જાત મુરઝાયા,[1]
સુરઝે ન સુરઝાયા,[2] ઐસા આપ ઉરજાયા[3] હૈ;
કાચા પાયા પાયા[4] તા તેં, કૌન ચૈન પાયા પર,
સાચા સોઇ સાંયા, જો 'કિશન' ગુન ગાયા હૈ;
દગા દિયા કાયા જાનિ જમ કો બુલાયા આનિ,[5]
કાલ બાજ ખાયા, તબ યાદ પ્રભુ આયા હૈ.

ડર્યો ન કરમ કર, ભર્યો હૈ ભરમ ભૂરિ,[6]
ધર્યો ન ધરમ ધૂરિ, ધોખે ધન ધામ કે;
ઠગ્યો લોક ઠામ ઠામ, લગ્યો લોભ આઠો જામ;
દગ્યો[7] કામ કામના મેં, જગ્યો વેધ[8] વામ કે;
બકયો પર નિંદા, તકયો પર રામા એતી સબ,
થકયો[9] પૂન્ય સેતુ, પૈં ન છકયો[10] રામનામ કે;
મેં પતિત તેં પતિત, પાવન 'કિશન' પ્રભુ,
ભયો હું તો પતિત, ભરોંસે નાથ નામ કે.

૧. મુંઝાયો ૨. સુરત થવું. ૩ ઠીક કરતાં પણ ઠીક ન થાય ૪. ફસાયો છે. ૪. કાચોપાયો મલ્યો છે. ૫. કાયાએ જમને બોલાવ્યો છે ૬, પુષ્કળ ૭. બળતો રહ્યો. ૮. વામાના વીંધવાથી ૯ પુણ્યના સેતુ પર ચાલતાં થાકી પડ્યો. ૧૦ રામનામ પર મસ્ત થયો નહિ.

નિશિ કે પરત, દિશિ દિશિ તેં પરિંદ પુંજ,[1]
જૈસે કાહુ કુંજ, મુનિ વાસ લેત લસે હૈં;[2]
હોત હી સકોર[3], જાત જાત ન્યારે ન્યારે અરૂ,
પ્યારે હૂ 'કિશન' યાહિ રીતિ રંગ રસૈ હૈં;
આયે હી કહીં તેં દાના પાની કે સબબ સબ,
જાયેંગે કહાં હી યોં હિ પ્રેમ ફંદ ફસૈ હૈં;
યોગ રૂ વિયોગ કો, ન કીજિયે હરખ શોક,
પાહુને[4] તેં ઘર બસૈ, કા કે ઘર બસૈ હૈં ?

❖

તર[4] લે કમાન લોધી[5], રહ્યો તાકી તાન બાન,
દેખત સિંચાન[6] ઉડે, જાત આસમાન જૂ;
દુખિત કપોત[7] પોત, જાનિ દુઃખ ઓતપ્રોત,
સમર્યો 'કિશન' શ્યામ, કરુના નિધાન જૂ;
વ્યાધ[8] કો ડસ્યો અચાન[9], વ્યાલ[10] વિકરાલ આન,
લગ્યો છૂટી બાન, છૂટે બાજ હૂ કે પ્રાન જૂ;
કહા કરૈ હાલ ક્રમ કાલ, જમ જાલ વ્યાલ,
જા પે રચ્છપાલ, પ્રતિપાલ ભગવાન જૂ;

---

૧ પખીનાં ટોળાં રાત પડતાં દશ દિશમાંથી આવે છે. ૨ જાણે કોઇ બાગમાં મુનિઓ વાસ લેતા હોય તેમ શોભે છે. ૩ સવાર. ૪ તળે. ૫ શિકારી. ૫ સીચાણો. ૭ હોલો. ૮ શિકારી ૯ અચાનક. ૧૦ નાગ.

પાપ કો સમાજ સાજ, કરત ન લાજ આજ,[1]
પુન્ય કાજ પરત, કરત કાલ પરસોં;
જા હિ તુ તો જાને મેરો, તા મેં કો હૈ પ્યારો તેરો,
દિન દ્વૈ બસેરો ડેરો,[2] કૈસી પ્રીત પર-સોં;
એ તો કારબાર ભાર લે કે કૈસેં પાવે પાર,
'કિશન' ઉતાર ડાર ભાર શિશ પર-સોં;
કાલ તેં અભીત, માયા જાલ તેં અતીત ગીત,[3]
જાનિયેં સો પરમ પુનીત નીત પર-સોં.

❁

ફૂટ્યો ફાટ્યો બ્વાર જાકે, ખુલે ખટ ચાર દ્વાર,
પિંજરો અસાર યાર, તા મેં પંછી પૌન-સો;[4]
આવત પિછાનિયેં ન, જાહિ જાત જાનિયેં ન,
બોલે તા તેં માનિયેં, સુડોલે રુચિ રૌન-સો;[5]
કરમ કો પેર્યો, દાના-પાની કે સબબ ઘેર્યો,
રૌનક 'કિશન' જાનિ, ભૂલ્યો માન ભૌન[6]-સો;
પાવે ઔધિ હૂ ન તૌં લૌં, કરિ હૈ કહૂં ન ગૌન,
કરે ગૌન પૌન, તો તમાસો તામેં કૌન-સો.[7]

---

૧ પાપનાં કાર્યો કરતાં લાજતો નથી. ૨ બે દિવસના વસવાટનું સ્થાન. ૩ કાળથી અભય અને માયાજાળથી પર એવા પુનિત પરમાત્માનો સ્પર્શ કર. ૪ પવન રૂપી પંખી. ૫ અભિમાનના ભવનની શોભા જોઇ ભૂલો પડ્યો. ૭ પવન ચાલ્યો તો તેમાં નવાઇ શી?

બાલપને અપને હિ, ખ્યાલ મેં ખુશાલ લાલ,
પુન્ય કી ન ચાલ, ખાત ખેલત સુખાત હૈ;[1]
આઇ તરુનાઇ પે', ન આઇ કરુનાઇ જરા,
કાય મેં જરા કી કાઈ,[2] આઇ-સી દિખાત હૈ;
ગાત અનખાત હોત, શિથિલ સકલ ગાત;[3]
'કિશન' જરા કી ઘાત, વસુધા વિખ્યાત હૈ;
અરે અભિમાની પ્રાની, જાની તેં ન ઐસી જાની,
પાની કેસી નીક લૌં, જવાની ચલી જાત હૈ.[4]

❋

યમ જૈસે શીશ પરિ, ઠાડે નિશદિન અરિ,[5]
તા-સોં બીસે-બીસ ડરી, ઐસી કર આંધરે;
છાંડ દે હરામખોરી, બૂઝી અબ બૂઝ તોરી,
જગત સે તોરી, જગદીશ સે તું સાંધ રે;
ચલાચલ સાથ ન બિસારીયે 'કિશન' નાથ,
જેઓ હૈ દિખાતે હાથ, ચઢે ચહૂં કાંધ રે;[6]
કેતી જિંદગાની, જા પૈં એતી તેં અનીતિ ઠાની,
અજોં પાની પહિલે, શુમાની પારિ બાંધ રે.[7]

---

૧ ખાવા-ખેલવામાં જ સુખ માની રહેલ છે. ૨ કાયામાં ઘડપણનો કાટ આવી ગયેલો દેખાય છે. ૩ ખાધા વગર ગાત્રો શિથિલ થઈ જાય છે. ૪ પાણીની નીક પેઠે યુવાની ચાલી જાય છે. ૫ જમ જેવો દુશ્મન રાત-દિવસ માથા પર ખડો છે. ૬ ચાર જણની કાંધે ચડીને ખાલી હાથે જવું છે. ૭ હજુ પાણી પહેલાં પાળ બાંધી લે!

રૂઠા જમરાના, ભાના[1] કાયા કમઠાના સબ,
ઊઠે હ્યાં તે થાનાં, કહૂં[2] કરના પયાના હૈ;
આગેં જો ઠિકાના, સો તો મુલક બિરાના[3] તહાં,
ગાંઠ હી કા ખાના, દાના બૈઠે નિત ખાના હૈ;
તા તેં મનમાના, પૂર કર લે ખજાના અબ;
'કિશન' સયાના, જો તુ દાના મરદાના હૈ;
પરે મરિઆના, મરે ચૂહા હો દીવાના જૈસે,
ઐસે અનજાના નાચ નાચ મરજાના હૈ.[4]

✠

લસૂન કે લિયે ન્યારી, ખાત કસ્તૂરી ડારી,[5]
અંબર કી કયારી બારી, ચંદન કરે બે કી;
હરખ ભરાની ભરિ કંચન કલશ રાની,[6]
સિંચ્યો ઇત્ર સાની, પાની ગંગા હી કો દેવે કી;
દઈ ખુશબોઈ ત્યોં ત્યોં, ચલ્યો બદબોઇ હોઇ,
ભૂલે હૂ ન કરે કોઇ, ઇચ્છા બોઇ લેવે કી;
સહસ ઉપાય કરો, 'કિશન' ઉપાય દાય,[7]
પ્રાન કયોં ન જાય, પર પ્રકૃતિ ન જૈબે કી.

---

૧ કાયાનું કમઠાણ ભાંગી પડયું. ૨ બીજે કયાંક પ્રયાણ કરવાનું છે. ૩. આગળ તો વેરાન મુલકનું ઠેકાણું છે. ૪ મરકીના પાગલ ઉંદરની પેઠે નાચી નાચીને મરી જવું છે. ૫ ચંદનની વાડીમાં લસણને અંબરની કયારીમાં કસ્તૂરીના ખાતરથી વાવીએ. ૬ હરખ ભરેલી રાજાની રાણી અત્તર મિશ્રિત ગંગાનું પાણી સોનાના કળશથી સીંચે. ૭ ઘણા દાવ અને ઉપાય કરો પણ પ્રાણ જાય તોય પ્રકૃતિ જતી નથી.

ખાર ખાર કરત પુકાર ઘડિયાર યાર,
હોઉ હુસિયાર ખિસિયાર[1] સુખ પાયગો;
ગઈ હૈ બહુત આઇ,[2] રહી હૈ બહુત આઇ,
ગાફિલ ગમાઇ હૈ, ગમાર માર ખાયગો;
ખાક હિયે ખાક હોઇ, રહિ, હૈ 'કિશન' ખાક,
ખાક કો ખમીર અંત, ખાક મેં સમાયગો;
આપ કો હંસાયગો હંસાયગો કહાં કે જાય,
જંગલ બસાયગો, ન યમ તેં બચાયગો.

૭

સાખી[3] મધુમાખી લોં ન ચાખી અભિલાખી રાખી,
કહાં લોં પતાલ નાખી, રાશી ધન ધાન કી;
ખાવે પોખ પાવે[4] પ્રાની, દેવે જસ હોત જાની,
જાન દે હિવાની[5] જે ન ખાન કી ન પાન કી;
કા કે સંગ ગઇ યહ કૌન કી 'કિશન' ભઇ,
રહે કર દઈ કર દઈ હૈ નિદાન કી;[6]
આવત ન બાર, જાત લાગે છિન માત જાત,[7]
માયા બદલાત જૈસે છાયા બદલાન કી.

---

૧. પુષ્કળ સુખ પામીશ-સાવધાન રહીશ તો. ૨. આયુષ ઘણી ગઇ છે છતાં હજુ ઘણી બાકી છે. ૩. મધમાખી સાક્ષી છે. ધનધાનની સંપત્તિ ક્યાં સુધી પાતાળમાં નાખીશ? ૪. વાપરવાથી પોષણ પામે છે, દેવાથી જશ મળે છે. ૫. હેવાનિયતને જવા દે! ૬. હાથે દીધેલી જ હાથમાં રહેવાની છે. ૭. આવતાં અને જતાં ક્ષણમાત્રની વાર લાગતી નથી.

સહે શીત-તાપ, દહે આપ ગહે વ્યાપ જાપ,[1]
નહેં તા-તેં ચોંપ હે, પ્રસિદ્ધ તનમન મેં;
મૂંડ મૂંડે પૈ ન મૂઢ, મન હૂ કો મૂંડે હે ન,
મન હે હરામી, ઐંન પૈં ન ખામી તન મેં;[2]
મન મે' હું આશ તો, 'કિશન' કહા બન ખાસ,
મન હે ઉદાસ વે ન કયોં રહે સ્વજન મેં;
ભાવે લંબે કેશ રાખ, ભાવે તો મુંડાય નાખ,[3]
ભાવે રહો ભૂવન મેં, ભાવે રહો બન મેં.

લંકા કો અધીશ, દશ શીશ ભુજ વીશ જા કે,
દયો વર ઇશ, અવનીશ તા સરાહિબી;
સાગર સી ખાઈ, કુંભકરણુ સે ભાઈ-જા કી,
દુસહ દુહાઈ[4] ઠકુરાઈ અવગાહિબી;[5]
ઐસો રાજ સાજ ગયો, ભયો જો અકાજ[6] એતો,
હાથ પ્રભુ કે હી લાજ, 'કિશન' નિબાહિબી;
જાૂઠ મે' હી ઝૂલે, નિત લતા અનમૂલે ફૂલે,
સાહિબ કો ભૂલે, ડૂલે કયોં ન ઐસી સાહિબી?

---

૧. શીળી-ગરમી સહન કરે છે, શરીરને બાળે છે, વ્યાપક જાપ જપે છે, પણ તે પ્રભુ માટે નહિ, પ્રસિદ્ધ થવા માટે. ૨. મન જ ખરાબ છે, અને શરીરમાં પણ કંઇ ઓછપ નથી. ૩. મન અલિપ્ત રહે તો કેશ વધારે તોય ભલે અને મૂંડાવે તોય ભલે! ગમે તો મહેલમાં રહે, ગમે તો વનમાં રહે! ૪. જેની આણુ સખત હતી. ૫. રાજસત્તા પાર વગરની હતી. ૬. અયોગ્ય કાર્ય.

છીન[1] ભયે અંગ, પૈ અનંગ કે તરંગ નયે,
ન ગયે દુરીત રંગ, કહા સતસંગ હૈ;
ક્રોધ હી મેં કામ અભિમાન માન આઠો જામ,
માયા મેં મુકામ ગહે, લોભ કે ઉમંગ હૈ;
નિંબ કી નિંબોરી દીઠી, પક્કે તબ હોત મીઠી[2],
'કિશન' તિહારે તો, નિહારે તેઈ ઢંગ હૈ.
બૂઝી તન લેશ દેશ,[3] દેખ કૈસે ભયે કેશ,
કાગ રંગ હૂ તેં સોઇ કાગદ કે રંગ હૈ;[4]

⊛

શિરી સંઘરાજ, લોંકાગચ્છ શિરતાજ આજ,
તિન કી કૃપા તેં, કવિતાઇ પાઈ પાવની;
સંવત સતર, સતસઠે બિજૈ દશમી કી,[5]
ગ્રંથ કી સમાપતિ, ભઈ હૈ મન ભાવની;
સાધવી સુજ્ઞાની, માકી જાઇ શ્રી' રતનબાઇ,
તજી દેહ તા પર, રચી હૈ વિગતાવની;
મત કી ન મતિ લીની, તત્ત્વ હી મેં રુચિ દીની,
વાચક 'કિશન' કીની, ઉપદેશ બાવની.

---

૧ અંગ ક્ષીણ થયું પણ કામના નવા તરંગ જાગ્યા. ૨ લીમડાની લીંબોળી પણ પાકે ત્યારે મીઠી થાય છે. ૩ શરીરના પ્રદેશને જોઇ સમજી જા. ૪ કાળામાંથી કાગળ જેવા સફેદ કેશ થઇ ગયા. ૪ સંવત ૧૭૬૭ વિજયાદશમીના દિવસે ગ્રંથની સમાપ્તિ થઇ. ૫ સંપ્રદાયના મત મુજબ નહિ પણ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આ ઉપદેશ બાવની રચી છે.

સ...મા...પ્ત